[રા. રા. છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી બી. એ. એલ. એલ. બી. તરફથી મળેલ હકીકત મુજબ ઉપરનું વૃતાંત છે.]

રાજકોટ શહેર તથા સીવીલ સ્ટેશનની સમગ્ર પ્રજાની જાહેર સભા તા. ૨૩-૫-૨૬ રવિવારને રોજ કૉનટ હૉલમાં ગ. મે. હરીલાલ એન. ગોસલીયા એમ. એ. એલ. એલ. બી. ડ્રીસ્ટ્રીક્ટ જજના પ્રમુખ પણાં નીચે મળી હતી જેમા નીચે મુજબ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

" રા. રા. બળવંતરાય વજેશંકર છાયાના અકાલ અવસાનથી રાજકોટ શહેર તેમજ સીવીલ સ્ટેશનની સમગ્ર પ્રજાને મોટી ખોટ પડી છે, તેઓ એક પ્રતિષ્ઠિત વકીલ હતા એટલુંજ નહિ પણ દરેક સામાજીક પ્રવૃતિમાં તેઓ નિષ્કામ બુદ્ધિથી નિરન્તર સેવાપરાયણ રહેતા, દુષ્કાળ તથા પાણીની તંગી વખતે તેઓ ગરીબ માણસો તથા જાન વરોને રાહત આપવા માટે અથાગ શ્રમ લેતા; આવી અનેક સામાજીક સેવા તેઓએ પોતાની યુવાવસ્થાથી તે જીંદગીના છેલ્લા દિવસ સુધી બજાવી પોતાનું જીવન સફળ અને આદર્શરૂપ બનાવ્યું છે; આવા સમાજસેવકનું એકાએક અવસાન થવાથી રાજકોટ શહેર તથા સીવીલ સ્ટેશનની સમસ્ત પ્રજા તરફથી આ સભા અન્તઃકરણ પૂર્વક દિલગીરી જાહેર કરે છે અને તેના આત્માને પ્રભુ શાન્તિ આપે તેવી પ્રાર્થના કરે છે, તથા તેમના કુટુંબને પડેલ ભાગે દુઃખમાં પોતાની દિલસોજી બતાવે છે.

અને આ ઠરાવની એક નકલ સદગતના વડીલ બન્ધુ રા. રા. ગુલાબરાય વજેશંકર છાયાને મોકલવા આ સભા મે. પ્રમુખ સાહેબને વિનંતી કરે છે.

(૧) હરિશંકર નરસિંહરામ પંડ્યા
(૨) ગુલામ મહમદ મુનસી
(૩) વિઠલદાસ ગિરીજાશંકર ત્રિવેદી
(૪) લક્ષ્મણ કાનજી ગજ્જર

Passed unanmously in solemn silence all ladies & gentlemen present standing .

Rajkot 23-5-26 (Sd.) **H. N. Gosalia.**
President of the meeting

# જ્ઞાતિવર્તમાન.

### શ્રી વડનગરાનાગરમંડળ મુંબઇ

**નવી લોન તથા સ્કૉલરશીપઃ**—ચાલુ સાલની વર્ષ ૧૮ની શ્રીમંડળ તરફથી શિરસ્તા મુજબ જુન ૧૯૨૬થી શરૂ થતાં મુંબઇ વિદ્યાપીઠનાં વર્ષમાં રૂા. ૨)સુધીની માસિક સ્કૉલરશીપો ફ્રાઇ પણ સ્થળે મૅટ્રીકના ધોરણ સુધી અભ્યાસ કરતાં આપણી જ્ઞાતિનાં બ્હેન અથવા બન્ધુને આપવાની છે, તથા મૅટ્રીક પછી ફ્રાઇ પણ લાઇનમા ઉચ્ચ અભ્યાસ કરવા માટે રૂા. ૫૦થી ૭૫ સુધીની લોનો આપવાની છે, તો આ બાબતની અરજીઓ શ્રી મંડળના છાપેલ ફૉર્મ મંગાવી તા ૩૦મી જુન સુધી મંત્રીને પહોંચતી કરવી.—

ઉપરાંત ચાલુ સાલ ૧૯૨૬ની મુબઇ વિદ્યાપીઠની બી. એ.ની પરીક્ષામાં આપણી જ્ઞાતિમાંથી પ્રથમ નંબરે ઉત્તીર્ણ થનાર બ્હેન અથવા બન્ધુને "એન. આરઃ ઝીલા. કપ" ચાંદીનો પ્યાલો આશરે રૂા. ૩૦) સુધીનો આપવાનો છે, તેમજ છેલ્લી સ્કુલ લીવીંગ સર્ટિફીકેટની પરીક્ષામાં આપણી જ્ઞાતિમાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થનાર બ્હેન અથવા બન્ધુને "સ્વ. સારાભાઇ પ્રાઇઝ" આપવાનું છે તો આ માટેની અરજીઓ પોતાના સંપુર્ણ નામ ઠામ તથા પરીક્ષામાં મેળવેલા વિષયવાર માર્ક્સ સાથેની હકીકત આપીને તા ૩૦મી જુન ૧૯૨૬ સુધી શ્રી મંડળના મંત્રીને પહોંચતી કરવી.

જામનગરના રા. રા. મુળશંકર લક્ષ્મીશંકર માન્કડને ઉદેપુર રાજમાં પોલીસ અધિકારીમાંથી પ્રાન્ત રાજનગરના હાકેમની રૂા. ૨૯૦ ની જગ્યા ઉપર નીમ્યા છે.

રાજકોટ સ્ટેટના ન્યાયાધિશ રા. હરપ્રસાદ રેવાશંકર બુચ B. A. L L B. ને સરન્યાયાધિશ સાહેબ રજા ઉપર જતાં તે જગ્યાનો ચાર્જ સુપ્રત થયો છે.

ડૉ. ભાસ્કર રૂપશંકર અંજારીઆ M. B. B. S. ને મુંબઇની સર હરકીસનદાસ હોસ્પીટલમાં રૂા ૨૨૫થી ક્વાર્ટસ સાથે હાઉસ સર્જનની જગ્યા મળી છે.

ડૉ. ઇચ્છાશંકર કલ્યાણરાય માંકડ M. B. B. S. મોરબી સ્ટેટમાં આસિસ્ટંટ મેડીકલ ઓફીસર રૂા. ૧૫૦)ના પગારથી નીમાયા છે. નવા ડૉ. જનકરાય છોટાલાલ છાયા ડૉ. માંકડની જગ્યાએ મોરારજી મીલમાં મેડીકલ ઓફીસર નીમાયા છે.

રા. દોલતરાય નવલશંકર વકીલ B. A. L L. B. ત્રણ માસ માટે Western India States Agency માં સબજજ રૂા. ૮૫૦)થી નીમાયા છે.

રા. જનાર્દન અમૃતલાલ બક્ષી B. A. L L. B. છેવટની Advocate પરીક્ષામાં પાસ થયા છે.—હાલારી નાગરોમાં તેઓ પ્રથમ છે.—

રાજકોટ મિત્ર મંડળ તરફથી રા. દોલતરાય નવલશંકર વકીલને તેમજ રા. જનાર્દન બક્ષી, તથા, રા, ગણપતરાય શંકરપ્રસાદ બક્ષીને જ્ઞાતિ તરફનું અભિનંદન અપાયું છે.—

રા. દોલતરાય વકીલને કાઠીઆવાડ Bar Association તરફથી address અપાયું છે

શ્રી વડનગરાનાગરમંડળ મુંબઇ તરફથી દરવર્ષે નામાંકિત નાગરોના જીવનચરિત્ર બ્હાર પાડવાની યોજના થઇ છે જેને લગતી જાહેર ખબર તા. ૨૩–૫–૨૬ના પ્રિ ગુજરાતિમાં આવી છે.—

સ્વ ભોળાનાથ સારાભાઇ.

# નાગરમિત્ર.

આપણા હિન્દુધર્મનો મુખ્ય પાયો શ્રુતિ તથા સ્મૃતિ[૧] છે. તેમાં મુખ્ય શ્રુતિનો છે. મનુસ્મૃતિના બીજા અધ્યાયના ત્રીજા શ્લોકમાં છે કે

**धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ।**

(ધર્મ જાણવાની ઇચ્છા રાખનારને મુખ્ય પ્રમાણ શ્રુતિ (વેદ) છે.) એ શ્લોકની ટીકામાં કુલ્લુક ભટ્ટ લખે છે કે **श्रुतिस्मृतिविरोधे तु श्रुतिरेव गरीयसी.** । (શ્રુતિ તથા સ્મૃતિના અભિપ્રાયમાં વિરોધ આવે તો શ્રુતિ બલવાન છે.) સ્મૃતિમાં આદ્ય મનુસ્મૃતિ મનાયેલી છે, તેમજ યાજ્ઞવલ્કયસ્મૃતિ પણ પ્રમાણ ગ્રંથોમાં મુખ્ય ગણાય છે. સ્મૃતિઓમાં ઘણું કરીને આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત એ ત્રણ વિષય હોય છે,

હવે બધી સ્મૃતિઓની પ્રવૃત્તિ એક કાલે થઇ નથી, દેશકાલની સ્થિતિ બદલાતી ગઇ તેમ તેમ સ્મૃતિઓમાં પણ ફેરફાર થયા તેનાં દષ્ટાંતો ઘણાં છે. આરંભના સમયથી અત્યાર સુધીના આચાર, ધર્મ, તથા નિયમમાં ઘણો અંતર જોવામાં આવેછે, સ્મૃત્યુક્ત સઘળા આચાર

---

૧. मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोंगिराः यमापस्तंबसंवर्ताः कात्यायनबृहस्पतिः पाराशरव्यासशंखलिखितादक्षगौतमोशतातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ।

याज्ञवल्क्यस्मृति. अ. १

(મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન. બૃહસ્પતિ, પારાશર, વ્યાસ, શંખ લિખિત, દક્ષ, ગૌતમ, શતાતપ. વસિષ્ઠ, એટલા ધર્મશાસ્ત્રના પ્રવર્તકો છે. એ વિના બીજી પણ સ્મૃતિઓ છે.)

આ સમયમાં પાળવામાં આવતા નથી. જે કામને દુષિત ગણીને શાસ્ત્રમાં તેનો પ્રાયશ્ચિત્તવિધિ લખ્યો છે તે કામનો હવડાંના કાળમાં લોક વ્યવહારમાં દોષ ગણાતો નથી અને તેનો પ્રાયશ્ચિત વિધિ પણ કોઇ કરતું નથી, તેનું કારણ લોકોના આચાર સમયાનુસારે બદલાયા તેમ તેમ નિયમોમાં ફેરફાર થતો ગયો. અથવા કેટલીક બાબતમાં એમ પણ થયું હોય કે લોકોમાં કેટલાક આચાર જે મુળથી ચાલતા આવ્યા તે ફેરવવાનો સ્મૃતિકારે સ્મૃતિવચનોથી પ્રયત્ન કીધો પણ તે વ્યર્થ ગયો હોય.

ધર્મના બે ભેદ છે. સામાન્ય, અને વિશેષ તેમાં સામાન્ય ધર્મ સર્વકાળે સર્વ દેશમાં એક સરખોજ હોય છે, વિશેષ ધર્મ પ્રત્યેક દેશનો ભિન્નછે; તે સમયાનુસાર બદલાતો આવે છે. મહાત્મા લોકો ઘણા દીર્ઘ વિચારના હતા. તેઓએ પોતાના દેશકાળની સ્થિતિ ઉપરથી જેમ અગત્ય જણાઇ તેમ તેમ સ્મૃતિવચનોથી ધર્મ, માર્ગ તથા આચારના નિયમમાં ફેરફાર કીધો; અને કેટલાક નિયમ લોકોએ પોતાની મેળે ફેરવી નાખ્યા; હવે લોકોએ ફેરવેલા નિયમમાં બે ભેદ પડયા, ઘણા ડાહ્યા લોકોએ એકમતથી જે નિયમ ફેરવ્યા તે સુખ કારક થયા અને મુર્ખ અને દુરાગ્રહી લોકોએ જાત્યાભિમાનથી તથા અવિચારથી જુના સારા સારા નિયમો ફેરવીને નવા નઠારા નિયમો બાંધ્યા તે દુઃખ કારક થયા, એવા દુઃખાકારક નિયમો બદલાઇને સારા નિયમ ન બંધાય ત્યાં સુધી આપણા દેશી લોકોના ઉત્કર્ષના દિવસો ઘણા વેગળા છે એમ નિશ્ચય જાણવું, પરંપરાથી નિયમો સમયાનુસાર ફરતા આવ્યા છે. તે પ્રમાણે દેશના કિંવા ન્યાતિઓના તથા ન્યાતિઓના નિયમ હોય તે ફેરવવાથી લોકોના સુખમાં વધારો થતો હોય તો તે ફેરવી દેશ કાળને અનુસરીને નવા નિયમ બાંધવા, અને જે ચાલથી અનાચાર તથા અનીતિ વૃદ્ધિ પામે તે ચાલ બંધ કરવા, તે સઘળા સ્વદેશ હિતેચ્છુઓનું કર્તવ્ય કર્મ છે. ઘણા લોકો મથીને શાસ્ત્રનાં વચન ફેરવી નાખે છે, તો જેમાં શાસ્ત્રની આજ્ઞાનો ભંગ ન થતાં આપણા દેશી લોકોના સંસારી સુખમાં વધારો થાય એવા શ્રેષ્ટ નિયમો બાંધીને તે પ્રમાણે ચાલવાને સર્વ સુજ્ઞ લોકોએ એકમત થવું ઘટે છે, આપણે એ શુભ કૃત્યનો આરંભ નહિ કરીયે ત્યાં સુધી આપણે પોતાનો તથા

આપણી થતી પ્રજાનો અભ્યુદય થવાનો માર્ગ આપણે આપણી મેલે બંધ કરીએ છીયે.—

જુઓ કે ધર્મશાસ્ત્ર પ્રમાણે સર્વ બ્રાહ્મણો એક સરખા છે. આરંભે આટલી બધી બ્રાહ્મણોની ન્યાતો ન્હોતી— મુળમાં ચાર જાતીઓ ગુણ કર્મના વિભાગથી બાંધી **चातुर्वर्णं मया सृष्टं गुणकर्मविभागशः** ચાર વર્ણ ગુણ કર્મના વિભાગથી ઉત્પન્ન કીધી એ ભગવદ્‌ગીતાનું વચન છે.—

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એ ચારવર્ણ તેમાં બ્રાહ્મણને ઉત્તમ જાતી માની છે. બ્રાહ્મણનું કર્મ કરે તે બ્રાહ્મણ છે તે વિષે પુષ્કલ પ્રમાણો છે તે આ ઠેકાણે લખવાની અગત્ય નથી—૨

---

૨ બ્રાહ્મણોની એકજ જાતી છે છતાં તેમાં ઘણા ન્યાતિભેદ થયા તેમાં કેટલીક ન્યાતો તો દેશના નામ ઉપરથી ઓલખાય છે. દક્ષિણમાં રહેનારા તે દક્ષિણી, તેલંગ દેશમાં રહેનારા તેલંગ, વડનગરમાં રહેનારા વડનગરા—નગરમાં રહેનાર તે નાગર કહેવાયા. અને નાગર સંજ્ઞા પડવાનું ખરૂં કારણ પણ એજ છે કોઇપણ નગરમાં રહેનારા તે નાગર એમ, નગરખંડ જેમાં નાગરોની ઉત્પત્તિની કેટલીક વાત કથા ભાગમા લખી છે તે ઉપરથી જણાય છે.

(આ ઠેકાણે નગર એટલે શહેર એમ અર્થ કોઇ લેશે એમ લાગતું નથી કારણ ઉપર શહેરોનાં નામ આપ્યાં છે તેથી નગર એ પણ એક શહેર એમ ગણાશે.)

સારાંશકે,—

સર્વ બ્રાહ્મણ એક સરખા છે તેમાં ભેદ ગૌડ અને દ્રાવિડનો પડયો એ ભેદ શંકરસ્વામીના પહેલાં ન્હોતો એમ લોકોમાં દંતકથા છે. ગૌડ બ્રાહ્મણો મદ્ય માંસ ભક્ષણ કરે છે અને દ્રાવિડ બ્રાહ્મણોમાં, એ નિંદ્ય વસ્તુ ખાવાનો પ્રતિબંધ અને તેજ કારણથી બે ભેદ પડયા હશે આપણા દેશમાં વામમાર્ગવાળા ગુપ્ત રીતે એ અનાચાર કરે છે તેમજ સુધારાવાલામાં જે અધવધરા અને થોડું ભણેલા છે તે પણ મદ્યનો દુર્ગુણ ન જાણતાં તે પીવામાં સુધારો સમજે છે. એ [illegible] ભય રહેછે.

ગુજરાતમાં ઘણા ન્યાતિ ભેદ તો ઘણું કરીને અવિચાર દુરાગ્રહથી થયાછે. હજુ મહારાષ્ટ્રના બ્રાહ્મણો ગુજરાતી બ્રાહ્મણો જેવા ગાંડા થયા નથી. તેમનામાં આટલી બધી ન્યાતો બંધાઇ નથી, એક દક્ષણી બ્રાહ્મણ બીજા દક્ષણી બ્રાહ્મણનું ખાધાથી વટલાતો નથી; પણ, ગુજરાતમાં તો ન્યાતોના કકડે કકડા અને તેના પણ કકડા થઇ ગયા—એક બ્રાહ્મણ જાતીમાં ૮૪ ન્યાતો છે.

નાગરો વિના બીજા બ્રાહ્મણોએ કાંઇક ડહાપણ સંભાલી રાખ્યું છે કે પરસ્પર ભોજન વ્હેવાર બંધ કીધો નથી; વેદશાસ્ત્રનાં વચન પ્રમાણે બ્રાહ્મણ માત્ર એક સરખાજ છે. સર્વ બ્રાહ્મણોનો એકજ ધર્મ છે, પ્રત્યેક ન્યાતોને વાસ્તે જુદાં ધર્મશાસ્ત્ર નથી, સર્વ બ્રાહ્મણોને ચાલવાના શાસ્ત્રના નિયમ એક સરખા છે, એક બ્રાહ્મણ બીજા બ્રાહ્મણનું રાંધેલું ખાધાથી ધર્મભ્રષ્ટ કિંવા જાતિભ્રષ્ટ થાય એવું ધર્મમાં કોઇ ઠેકાણે વચન નથી; તો પણ વડનગરો નાગર બીજી ન્યાતના બ્રાહ્મણના હાથનું રાંધેલું ખાય તો વટલી ગયો ગણાય—નાગરો પોતાની ન્યાતની મર્યાદાને જાલવી સકયા નહી તેથી તેમાં પણ છ ભેદ પડયા. તેમાં હનવડાં કાંઇક મોટી સંખ્યા વાલી ન્યાત ગણીએ તો માત્ર ત્રણ ન્યાતો છે, વડનગરા—વીસલનગરા અને સાઠોદરા. આ ભેદ ઘણુંકરીને ગામોના નામ ઉપરથી પડયા છે એમ અનુમાન બાંધવાને ઘણાં યોગ્ય કારણ છે. એ નાગરોમાં પરસ્પર ભોજનવહેવાર સુલમાં હતો, ૩ પરંતુ હવડાં વડનગરા નાગરો પોતાને પોતાની મેલે ઉંચા માનીને બીજા ત્રીજા વર્ગના નાગરો સાથે ભોજનવ્યવહાર રાખતા નથી.

સાઠોદરા તથા વીસનગરા નાગર વડનગરા નાગરો જેવા હઠીલા નથી. તેઓ વડનગરા નાગરો સાથે ભોજન કરવાથી વટલીએ એમ ગણતા નથી તેથી તેટલી બાબતમાં તેઓને ડાહ્યા કહેવા પડે છે, આ ભેદ પડવાનું કારણ કેવલ અજ્ઞાન, દુરાગ્રહ, અને વિના કારણ માની

૩ નાગપુરમાં વડનગરા નાગરો છે તે વીસનગરા નાગરો સાથે ભોજનવ્યવહાર રાખે છે. અને તે નાગપુરના વડનગરા નાગરની કન્યા સુરતમાં રહેનારો કાશીનો વડનગરો નાગર પરણ્યો છે અને તેની સાથે સર્વ વડનગરા નાગરો જમે છે.

લીધેલી ખોટી મોટાઇ વિના બીજું કાંઇ નથી. નાગરબ્રાહ્મણ ચોરી કરે, નાગરબ્રાહ્મણ વ્યભિચાર કરે, નાગરબ્રાહ્મણ ગમે તેવાં દુરાચરણથી ચાલે તો પણ જાતીભ્રષ્ટ થાય નહી. પણ જો તે બીજી ન્યાતના બ્રાહ્મણનું ખાય તો તેને એક સપાટામાં ન્યાતબહાર મુકે.

પ્રાચીન કાલમાં આટલી બધી ન્યાતો ન્હોતી તેનું કારણ તે સમયમાં નિયમ બાંધવાની સત્તા સુજ્ઞ લોકોના હાથમાં હતી. કોઇ પણ ધારો બાંધતાં પહેલાં તેની અગત્ય કેવી છે અને તેથી ફલ કે હાની થશે તેના પ્રથમથી વિચાર કરીને તે ધારા તથા નિયમ કારણસર બાંધતા હતા. વચમાં રાજ્યક્રાંતિઓ ઘણી થવાથી આપણા દેશની સ્થિતિ ઘણી નબલી થઇ ગઇ, સ્વદેશ છોડી લોકો દૂર દેશમાં જઇ જુદા જુદા ગામોમાં જથા બાંધીને રહ્યા. વિદ્યાભ્યાસ કરવાનાં સાધનો રહ્યાં નહી, તેથી પ્રત્યેક ન્યાત અથવા મંડલીમાં શાણા માણસોની સંખ્યામાં ઘટાડો થઇ ગયો, અને દુર્ભાગ્યથી ન્યાતની સત્તા મુર્ખ લોકોના હાથમાં આવી તેથી માહોમાંહ ટંટા કરીને જુદા પડયા. એ વિના પણ ન્યાતોના ઘણા ભેદ પડવાના બીજાં અંતર્ગત કારણો હશે, પરંતુ મુખ્ય કારણ મુર્ખતા, મમતા અને દુરાગ્રહને લીધે પરસ્પરના વિચાર ન મળવાથી સ્વાભિમાન વધી ગયું, અને તેનું પરિણામ એ થયું કે, સર્વ ન્યાતોની ખરાબી થઇ અને હજુ પણ થાય છે. અને જો આવીને આવી સ્થિતિ રહી તો કેટલીક ન્યાતોનો ઉચ્છેદ થઇ ગયો તેમ હાલ જે ન્યાતો ટુંકી થઇ ગઇ છે તે થોડા કાલમાં નિર્મુલ થવાનો મોટો ભય રહે છે. માટે દરેક ન્યાતોના સુજ્ઞ અને વિવેકી માણસોનું મુખ્ય કામ છે કે પોતાની ભુલથી માઠું પરિણામ થવાનો ભય હોય તે ભુલ સુધારવાના ઉતાવલેથી ઉપાય કરવા. તેમાં મુખ્ય ઉપાય જ્ઞાનસત્ર, અને ઉદ્ધત લોકોના હાથમાં આવી ન્યાતની સત્તા છે તે કહાડી નાખી સુજ્ઞ-સારા અને નીતિમાન માણસોને સોંપવી.

આ ઉપાય દરેક ન્યાતના સમજુ અને શાણા માણસોના હાથમાં છતાં, તેનો વિચાર માત્ર પણ ચાર સદ્‌ગૃહસ્થો એકઠા મલીને કરતા નથી તો એ વાત અમલમાં આવવાની તો આશા શેનીજ

હે આર્ય મિત્રો, તમે આલસ્યમાં પડી રહી તમારા દેશીઓનું, તમારા ન્યાતીલાઓનું, તમારા સ્નેહી મિત્રોનું તથા તમારી પોતાની પ્રજાનું ભલું થવાના રૂડા ઉપાયો નક્કી કરો તો તમે તમારો મુખ્ય ધર્મ બજાવી શકવા નહી, એ મોટો દોષ તમારા પછીની પ્રજા તમારા ઉપર મુકી તમારો ઘણો ધિક્કાર ત્થા તિરસ્કાર કરશે આ ચિરકાલનો અપયશ તમને ન આવે એવા ઉપાય તથા યુક્તિ તમારા હાથમાં છતાં તમે પ્રમાદ નિંદ્રામાંથી જાગ્રત થતા નથી એ તમને ઘટતું નથી. ગયો સમય હાથ આવવાનો નથી, માટે હે પ્રિય મિત્રોએ જાગ્રત થાઓ. અને તમારી પ્રજાનાં સુખ વધવાના ઉપાય કરવામાં શીઘ્રતા રાખો ન્યાતની સત્તા મુર્ખ અણઘડ લોકોના હાથમાં રહેવાથી તેઓનું પ્રબળ મર્યાદા ઉપરાંત વધી ગયું છે. એ બળ એટલું બધું વધી ગયું છે કે ધર્મ શાસ્ત્રમાં વિહિત કર્મ તે અવિહિત અને અવિહિત તે વિહિત ગણાવા લાગ્યાં, એ પ્રબળ એટલું બધું વધી ગયું કે અનાચાર તથા અધર્મ કરે તો તેને શિક્ષા કરવાને કોઇ સમર્થ નથી, એ પ્રબળ એટલું બધું વધી ગયું કે ધર્મશાસ્ત્રોનો નિયમ કોઇ તોડે તો તે દૂષિત ન ગણાય, પણ જો ન્યાતનો નિયમ તોડે તો તેની નિંદા થાય. એટલુંજ નહી પણ તેને પોતાની ટોળીમાંથી બહાર ફેંકી દે. છેલે એ પ્રબળ એટલું બધું વધી ગયું કે જેઓના હાથમાં ન્યાતની સત્તા રહી છે તે લોકો ઘણાં નઠારાં આચરણો કરે તો પણ તેમની સત્તા પાછી લેવાને ન્યાતના નીતિમાન વિદ્વાન, અને ધનવાન માણસોની પણ સત્તા ચાલી શકતી નથી. ન્યાતનો સાધારણ માણસ તો કદી સામો થઇ ન શકે પણ બીજા શક્તિમાન માણસો પણ એ જુલમી સત્તાના સામા થવાને પાછા હઠે છે. જેઓના હાથમાં એ સત્તા છે તેઓ કાંઇ રૂડું કરી શકતાજ નથી પણ ભુંડાં કામો કરી શકે છે. લોકોમાં ચાલતી મુર્ખતા તથા વહેમને તે અનુસરતા રહે છે. અને કોઇ અનાચાર કરે અથવા ન્યાતના ધારાથી ઉલટો વર્તે તેનું રક્ષણ કરવાની તેમની ઇચ્છા લોભ કે પક્ષપાત વગેરે કારણથી હોયતો જુદું બોલીપેલા હુકમ કરનારનો બચાવ કરેછે એવા લોકોમાં લોકોપયોગી સારાં કામ કરવાની શક્તિ હોતી નથી, તેથી કાંઇ પણ નવિન વિચાર તમને ગમતા નથી, લોકો વહેમના બંધનમાં રહીને નીચી સ્થિતિમાં રહેવામાંજ એ લોકોને લાભ છે! તેથી અના-

ચાર તથા અધર્મનો પણ ઢાંકપછેડો કરે છે. સુરતમાં એક બ્રાહ્મણે ચાંડાલીગમન કર્યું તો પણ તે ઢાંકી નાખ્યું. એક નાગરબ્રાહ્મણ મદ્યપાન કરી ન્યાતમાં આવેલો એમ મુખના વાસથી સાબીત થએલું પણ લવંડર વોટરની વાસ છે એમ ઠરાવી તેનો બચાવ કીધો. વેશ્યાની છોકરીને નાગર બ્રાહ્મણે ઘરમાં રાખી છે તેનો કોઇ તીરસ્કાર કરતું નથી ને તેની સાથે એકકક રીતે ભોજન વ્યવહાર રાખે છે હવડાંના બ્રાહ્મણો કેટલા બધા દુરાચારી છે તે તે પ્રસિદ્ધ કરતાં ઘણી લજ્જા આવે છે. અંબાજી માતામાં બ્રાહ્મણો ભવાઇ કરે છે તેમાં હજારો લોક દેખતાં હુકો પીએ છે તથા બીજા ઘણા પાતક કરે છે, ૪ નીશાના જોરમાં બે ભાન થઇ મર્યાદા ઉપરાંત ચાલે છે આવા દુરાચરણીના દોષને ઢોકે તે સારા કહેવાય, તેઓ ન્યાતની સરદારી ભોગવે અને ન્યાતના સમજુ લોકો એ અવિચારી લોકોના હુકમને તાબે થઇ તેમના દોરાવ્યા દોરાય. ખરે, ન્યાતના લોકો જુલમી ધારાને તાબે થવાથી ઘણી નિર્બળ અવસ્થામાં આવી ગયા. એ લોકો એટલા બધા નિર્બલ થઇ ગયા કે એ જુલમી સત્તાને આધીન થવાથી છેક દાસત્વસ્થિતિની પાસે આવ્યા છે. આખરે ખરો દેખાવ હાલમાં તો વડનગરા નાગરની ન્યાતમાં જોવામાં આવે છે એ ઘણું ખેદ કારક છે. સર્વ ન્યાતોમાં વડનગરા નાગરો પોતાને ઉત્તમ ગણે છે. તેનું કારણ પ્રાચીન કાલના નાગરો ઘણા હીંમતદાર હતા. રણસંગ્રામમાં તથા રાજ્યકારભારમાં આગલ પડી પોતાનું સ્વતંત્રપણું સંભાળી રાખ્યું તે ઘણા શાણા અને મંપીલા હતા. આ ઘણા કાલથી મેળવેલી કીર્તિનો હવડાં અસ્ત થવાનો સમય આવ્યો છે. તેમનો માંહેનો પરસ્પરનો સ્નેહસંબંધ તુટી ગયો, કુસંપ તથા કજીઆ રૂપી અગ્નિયે તેઓની ન્યાતમાં પ્રવેશ કીધો છે, અને તેની જવાલા છેક સોરઠ સુધી ફેલાઇ છે, તેનું સુલેહ સંપ અને શાન્તિનાં જલથી ઉપ શમન કરવું એ સર્વ સમજુ અને વિવેકી માણસોનો ધર્મ છતાં તેનો તત્કાલ ઉપાય કરતા નથી એ ભારેમાં ભારે ચુક કરે છે, અગ્નિની જવાલા મોટી થયા પછે તે સમાવવી ઘણી દુર્ઘટ છે અને એ જવાલા

૪ કેટલાક તો મદ્ય પાન કરી મસ્ત થાય છે, આ વાતની સાબીતી છે તથા નામ પણ જાણવામાં છે પણ તે પ્રગટ કરવાનું આ પ્રસંગે યોગ્ય જણાતું નથી.

ન થાય તો પણ એ વિષય વિચારણીય તો જરૂર છે અને એ વિષયને તેના લખકે પૂરતો ન્યાય આપ્યો છે, સ્ત્રી અને પુરૂષનાં પૃથક વ્યક્તિત્વને અનુલક્ષી તેમની કેળવણીના પ્રશ્નનો ઉકેલ કરીએ તે એક દ્રષ્ટીએ જૂની વાતને નવા રૂપમાં મુકવા બરાબર છે, છતાં એટલું તો ચોકકસ કે જેટલે અંશે સ્ત્રીપુરૂષનાં શારીરિક બંધારણમાં અંતર છે તેટલેજ અંશે તેમની માનસિક ગ્રહણ શકિતમાં પણ તફાવત હોય, અને માટેજ તેમની કેળવણીમાં ફેર હોવો જોઇએ. આ લેખક જો તેમણે સૂચવેલ વીગતવાર કાર્યક્રમ બનાવેતો જરૂર કંઇક વધુ જાણવા જેવું મળે.

(૨) લાજ

આ લેખના નિર્ણય માટે બે મત હવે નહિંજ હોય. લાજના રિવાજને લીધે આપણી જુવાન બાળાઓના શારીરિક અને માનસિક સૌન્દર્યને આપણે ચગદી નાખીએ છીએ તે દેખીતુંજ છે. લાજમાં કેટલાકને જે અદભુત (romantic) લાવણ્યોપભોગમજા લાગે છે તેનું જો પૃથકકરણ કરીએ તો બીજું કંઇ નહિં પણ શારીરિક સૌન્દર્ય પ્રતિ એક પ્રકારનો વિકાર (passion) જ છે એમ દેખાશે. બુરખા પછવાડે સંતાએલ સૌન્દર્ય જોતાં જે ભાવ જોનારનાં મનમાં ઉઠે તે કદાપિ સાત્વિક ન હોય.

આ વિશે નીચેની બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. અમુક ચીજનું જેમ તમે જતન કરો તેમ તેનો મોહ તમને વધશે. પણ તેની સાથે છુટથી સંસર્ગમાં આવો તો તમને તે હંમેશનો સ્વાભાવિક ક્રમ લાગશે. આ સત્ય જેના મનમાં પ્રકાશશે તેને તો લાજના રિવાજ માટે જરાપણ મોહ નહિં રહે, સમાજીક રિવાજોમાં રહેલા સડા કબૂલતાં આપણે જરાપણ અચકાઇએ એનો અર્થ એટલોજ કે આપણે આગળ વધતા અટકવું છે.

અને પ્રાચીન સમયમાં પવિત્ર ને ઉજ્જવલ વાતાવરણમાં ઉછરેલ પણ લાજ જેવો રિવાજ ન પાળતી સાધ્વીઓનાં શીલ વિશે કોણ શંકા લાવશે ?

(૩) સંતતિનિયમન

આવા સાંપ્રત કાળના બળતા પ્રશ્ન ઉપર આટલું ઉજવાળુ પાડવા માટે અમે ભાઇ ગૌરીશંકરના આભારી છીએ. દરેક સ્વાશ્રયી બનવા ઇચ્છતી પ્રજાએ સંતતિનિયમન (Birth Control)નો પ્રશ્ન ગંભીરતાથી તપાસવા જેવો છે.

સંતતિનિયમન કરવાના રસ્તાઓ ઘણા સૂચવાયા છે, ઇ. સ. ૧૮૭૭ની પહેલાં માલ્થુસે બ્રહ્મચર્ય અને મોડાં લગ્ન એ બે વાતોજ જરૂરી ગણી હતી. તેનેજ અનુસરનારા માલ્થુસીયન આજે કૃત્રિમ ઉપાયો સંતતિ અટકાવવાને સૂચવે છે. માલ્થુસ પછી આ વિષય પર ઉઘાડી રીતે લખનાર, જેમ્સ મીલ, રીચર્ડ કાર્લાઇલ, અને ફ્રાન્સીસ પ્લેસ હતા. ૧૮૪૮માં જહોન સ્ટુઅર્ટ મીલે તે વિષયને ચર્ચ્યો. આજે પણ ડૉ. મેરી સ્ટોપ્સ, હેવલૉક એલીસ વગેરે આ વિષયને ચર્ચી રહ્યાં છે.

આ વિષયની ચર્ચાના બે ભાગ પડી શકે, પહેલાં તો સંતતિ-નિયમનને માટે વિચાર કરવાની જરૂર છે કે નહિં તેનો જવાબ આપણને જોઇએ, પણ અત્યારના બધી બાજુથી ધસી આવતા અને વ્યક્તિવાદવાળા જમાનામાં તે વિષય ચર્ચવાની વિરૂદ્ધમાં તો કોકજ હશે, બીજી વાત સંતતિનિયમન કેમ થાય તે છે, તેને વિશે પુષ્કળ મતભેદને અવકાશ છે, કૃત્રિમ સાધનો અને બ્રહ્મચર્ય એ બે રસ્તા ઉપર ચર્ચા થયા કરે છે તેને વિશે અત્યારે કંઇ પણ ન લખતાં અહિં મુકેલા લેખથી આ વિષયમાં ભાઇઓ ને બ્હેનો જે વિચાર કરતાં થશે તોપણ શ્રમ ફળીભૂત થયો ગણાશે.

(૪) સ્ત્રીઆરાજ્ય

લેખમાંજ લખ્યું છે તેમ એ અમેરીકન વીકલીમાં આવેલ લેખનું ભાષાંતર છે. સમાજશાસ્ત્રના અભ્યાસીને તે લેખ ઘણોજ મોટી અગત્યનો છે, સૃષ્ટિના મંડાણકાળે હૈયાતી ધરાવતા રિવાજો જેમ જેમ પ્રસિદ્ધિમાં આવતા જશે તેમ તેમ આપણા સમાજના વિકાસ અને ઉત્ક્રાન્તિ ઉપર નવું અજવાળું પડતું જશે

વાચકોને

આ ત્રૈમાસિકના અત્યાર સુધી પ્રસિદ્ધ થએલા અંકોના લખાણ વિરૂદ્ધ, તેના આંતરિક ગુણ દોષથી તદન નીરાળી એવી એક ટીકા

અમારે કહેવું આવી છે, નાગરજ્ઞાતિના મુખપત્રમાં બીજી જ્ઞાતિને અનુકુલ થાય એવી વાતો અમે કેમ મુકાએ છીએ ? તેવા પત્રમાં આપણી જ્ઞાતિની વાત છાપવી, તે બીજી જ્ઞાતિ પાસે આપણું પોગળ હાથે કરી ખુલ્લું કરવા જેવું છે. આવી ટીકાનો એકજ જવાબ હોઇ શકે. સત્ય અને નીખાલસપણાં ઉપર ઝઝુંમનાર જ્ઞાતિને તેનાં છિદ્રો બહાર પડે તેની બ્હીક નજ હોવી જોઇએ. સૂર્યના ધાબાં જેવડા આપણા દોષોને એમ ઢાંકવાના ચાળાથી તો ઉલટું આપણા દોષોને આપણે દ્વિગુણિત બનાવીએ છીએ.

નાગરજ્ઞાતિ સમાજનો એક ભાગ છે તેમજ બીજી જ્ઞાતિઓ પણ છે. અને જે જ્ઞાતિવિષયક પ્રશ્નો આપણને મુંઝવે છે તે બીજી જ્ઞાતિને પણ મુંઝવે છે. આપણામાં જે દોષો છે તે બીજી જ્ઞાતિમાં પણ છે અને આપણા દોષો ઉપર હસનાર પરજ્ઞાતિ પોતાનાજ દોષ ઉપર હસશે એ દેખીતું છે.

પણ વિશાળ મન હોવું તે મોટી વાત છે, આપણી જ્ઞાતિ તરીકેની ક્ષીણતા સ્વીકારી, સમાજ-શાસ્ત્રને સમજી તન્દુરસ્ત સમાજનો એક મણકો બનવાના પ્રયત્નો કરવા તેમાંજ આપણી ખરી..ઉન્નતિ છે.

# અભિપ્રાયો.

"આપનું માસિક કેવળ નાગરને માટેજ નહિ, પણ નાગરિકને માટે હોઇ નામ સાર્થક કરે છે. એના લેખ જ્ઞાતિની ભૂમિકાના જે છે, તે પણ ઊંચી પ્રતીના છે."

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

" તે ગમ્યું છે. "

રા. રા, નરસિંહરાવ ભોળાનાથ.

" આ પ્રથમ અંક બહુ ઉત્તમ નીકળ્યો છે એમાં કાંઇ શક નથી."

રા. રા. માનશંકર પીતામ્બરદાસ મ્હેતા.

" એક જ્ઞાતિનું મુખપત્ર હોવા છતાં, 'નાગરિક'માં સર્વદેશીય સાહિત્ય પત્રના શિષ્ટ ગુણો છે."

સૌરાષ્ટ્ર, ૧૨-૧૨-૨૫.

" આ અંકોમાંના વિષયો એવા છે કે જેના વિશે તે જ્ઞાતિના દરેક સભ્યને કંઇ પણ વિચાર કરવો આવશ્યક થઇ પડે. એ વિચારોને મદદરૂપ થઇ પડે એવા આ લેખોની પસંદગી સારી રીતે કરવામાં આવી છે. ગુમાવેલું સંસ્કારિત્વ, જે વડે પોષાય તેવીજ ચર્ચા પોષવાનો આ ત્રિમાસિકનો ઉદ્દેશ સ્તુત્ય છે. ડૉ. પંડિત ભગવાનલાલ રાજા છબીલારામ બહાદુર, લગ્નસંબંધ અને વ્યક્તિત્વ, હિન્દુકુટુમ્બ, સ્ત્રીગીત, વર વરવાના ફાયદા આદિ લેખો માહિતીને બોધની દ્રષ્ટિએ ઘણા મજાનાછે. નાગરોની પ્રાચીન અને આધુનિક પરિસ્થિતિનો લેખ મનનીય છે. આ ત્રિમાસિકમાં કેટલાક એવા વિષયોની ચર્ચા કરવામાં આવી છે કે જે નાગર સિવાયની કોમને પણ તેટલીજ ઉપયુક્ત થાય તેમ છે. મુદ્રણ અને રૂપ સુંદર અને આકર્ષક છે, જ્ઞાતિના લાભાર્થે પ્રકટ થતાં આ ત્રિમાસિકને જ્ઞાતિજનોએ ઉત્તેજન આપવાની જરૂર છે."

ધી ગુજરાતી તા. ૨૫-૪-૨૬.

# નાગરિક

ત્રૈમાસિક.

શ્રીકરાંચીવડનગરાનાગરમંડળ તરફથી

# વિજ્ઞપ્તિ.

નાગરિકના ગયા અંકમાં, અમે એમ જાહેર કર્યું હતું કે નાગરિકની આર્થિક સ્થિતિ સુધારવા, અમે ગ્રાહકોના બે ભાગ કરીએ છીએ. તે વાતને આજે જરાક ફેરવવી પડે છે.

હવેથી નાગરિકનો સહાયક વર્ગ ત્રણ પ્રકારનો રહેશે. જે ગૃહસ્થ વાર્ષિક રૂા. ૧૧-૦-૦ આપે તે નાગરિકના પોષક ગણાશે. જે વાર્ષિક રૂા ૬-૦-૦ આપશે તે હિતૈષી ગણાશે અને વાર્ષિક રૂા. ૨-૮-૦ આપનાર સાધારણ ગ્રાહક કહેવાશે.

આથી નાગરિકને જે આર્થિક સહાય મળશે તેનાં બળ ઉપર નાગરિકને લગભગ માસિક બનાવવાની યોજના કરી છે. તે આમ: અત્યારે, માગશર સુદ ૭, ફાગણ સુદ ૭, જેઠ સુદ ૭, તથા ભાદ્રપદ સુદ ૭ ના રોજ એમ નાગરિકના ચાર અંક બહાર પાડીએ છીએ તે તેમજ ચાલુ રહેશે, ઉપરાંત. પોષ, મહા, ચૈત્ર, વૈશાખ, અષાડ, શ્રાવણ, આસો અને કાર્તક સુદ ૭ ને દિવસ, આઠ-બાર પાનાંની સાવ નાની પત્રિકાઓ અમે બહાર પાડશુ. પોષક તથા હિતૈષી વર્ગનાં બળ ઉપર આ પત્રિકાઓ બધાને મફત આપવાનું ઠરાવ્યું છે. આથી નાગરિક અને નાગરિકના ગ્રાહકોને દરેક મહિને સંબંધ વધશે

ઉપરાંત વર્ષમાં, નાગરિક કાર્યાલય તરફથી જે કંઇ પુસ્તકો પ્રસિદ્ધ થશે તે પોષકોને મફત મળશે અને હિતૈષીને ૫૦ ટકા વળ તરથી મળશે.

આ અમારી યોજના ફળીભુત થાય માટે, અમે ઉદારદીલ ગૃહસ્થોને પોષક તેમજ હિતૈષી થવા વિનંતી કરીએ છીએ.

તંત્રી.

# ' ના ગ રિ ક '

(ત્રૈમાસિક)

તંત્રીમંડળ

રા. રા. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ...મુખ્ય તંત્રી.
" " જયાશંકર પ્રાણશંકર ઢેભર.
" " ગૌરીશંકર ઝવેરીલાલ અંજારીઆ.
" " ડોલરરાય રંગીલદાસ માંકડ...મંત્રી.

## ઉદ્દેશો.

ધાર્મિક, નૈતિક, સામાજીક, જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગરજ્ઞાતિને લગતા વિષયો ચર્ચવા.

૨. સતત અભ્યાસ અને શોધક વૃત્તિથી. જ્ઞાતિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસંયોગ કરવો.

૩. નાગરજ્ઞાતિના જુદા જુદાં સ્થળોને લગતા સમાચારો હકીકતો વગેરે, દુર વસતા ભાઇઓની જાણ માટે પ્રસિધ્ધ કરવા.

ઉપરના ઉદ્દેશો પુરા પાડવા માટે, અમે વિદ્વાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઇઓને લેખો મોકલવા તથા ગ્રાહક થવા વીનવીએ છીએ.

---

આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી તરુણ–સાગર પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડે ૧૪, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચીમાંથી શ્રી કરાચીવડનગરાનાગર મંડળ તરફથી પ્રસિધ્ધ કર્યું.

# અ નુ ક્ર મ

પુસ્તક ૨: માગશર,
અંક ૧: ૧૯૮૩:



'નાગરિક,' ત્રૈમાસિક. વાર્ષિક લવાજમ અઢી રૂપિયા. પરદેશની પાંચ સિલીંગ. હિતૈષી-વાર્ષિક ૬-૦-૦ પોષક-વાર્ષિક. રૂ. ૧૧-૦-૦

**સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.**

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી, નાગરિક, ૧૪, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચી.

**સુચના:** આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યક્તિગત મતોની પ્રમાણેજ નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું:— તંત્રી.

नमः सूद्याय च सरस्याय च ॥९॥

કર્દમ રૂપને નમસ્કાર અને તળાવ રૂપને પણ. ૯.

नमो नाद्याय च वैशन्ताय च ॥१०॥

નદી રૂપને નમસ્કાર અને તળાવડી રૂપને પણ. ૧૦.

नमः कूप्याय चावट्याय च ॥११॥

કૂપ રૂપને નમસ્કાર અને ખાબોચીઆં રૂપને પણ ૧૧

नमो वर्ष्याय चावर्ष्याय च ॥१२॥

વર્ષા રૂપને નમસ્કાર અને સમુદ્ર રૂપને પણ. ૧૨.

नमो मेघ्याय च विद्युत्याय च ॥१३॥

વાદળાં રૂપને નમસ્કાર અને વીજળી રૂપને પણ. ૧૩.

नमः ईध्रियाय चातप्याय च ॥१४॥

શરદનાં વાદળાં રૂપને નમસ્કાર અને તડકા રૂપને પણ. ૧૪

नमो वात्याय च रेष्मियाय च ॥१५॥

પવન રૂપને નમસ્કાર અને પ્રલયકાળ રૂપને પણ. ૧૫

नमो वास्तव्याय च वास्तुपाय च ॥१६॥

[1]વાસ્તુ રૂપને નમસ્કાર અને વાસ્તુના પાલકને પણ. ૧૬.

इति सप्तमोऽनुवाकः

अथ अष्टमोऽनुवाकः

नमः सोमा[1]य च रुद्राय च ॥१॥

સોમ રૂપને નમસ્કાર તથા રુદ્રને પણ. ૧

नमस्ताम्राय चारुणाय च ॥२॥

તામ્રને નમસ્કાર અને અરુણને પણ. ૨.

---

૧ વાસ્તુ: ઘર બનાવવા માટેની જમીન.

૧ સોમનો અર્થ ભાષ્યકાર 'ઉમા સહિત' એમ આપે છે. પણ વેદકાળના યજુને તે અર્થ અનુકૂલ નથી.

नमः शङ्गाय च पशुपतये च ॥३॥

સુખના દાતાને નમસ્કાર અને પશુપતિને પણ. ૩.

नमः उग्राय च भीमाय च ॥४॥

ઉગ્રને નમસ્કાર અને ભયજનકને પણ ૪

नमो अग्रेवधाय च दूरेवधाय च ॥५॥

આગળ હણનારને નમસ્કાર અને પાછળ હણનારને પણ. ૫.

नमो हन्त्रे च हनीयसे च ॥६॥

હણનારને નમસ્કાર અને વધુ હણનારને પણ. ૬.

नमः वृक्षेभ्यो हरिकेशेभ्यः ॥७॥

હરિત વર્ણના પત્ર વાળાં વૃક્ષ રૂપને નમસ્કાર. ૭.

नमस्ताराय ॥८॥

તારકને નમસ્કાર. ૮.

नमः शम्भवे च मयोभवे च ॥९॥

શંભુને નમસ્કાર તથા સુખના ઉત્પાદકને પણ ૯.

नमः शङ्कराय च मयस्कराय च ॥१०॥

શંકરને નમસ્કાર અને સુખના કરનારને પણ. ૧૦.

नमः शिवाय च शिवतराय च ॥११॥

શિવને નમસ્કાર અને શિવતરને પણ. ૧૧.

नमस्तीर्थ्याय च कूल्याय च ॥१२॥

તીર્થ રૂપને નમસ્કાર અને તીર રૂપને પણ. ૧૨.

नमः पार्याय चावार्याय च ॥१३॥

પેલે પાર થનારને નમસ્કાર અને આ પાર થનારને પણ. ૧૩.

नमः प्रतरणाय चोत्तरणाय च ॥१४॥

(પાપ) તારકને નમસ્કાર અને (સંસારના) તારકને પણ ૧૪

नमः आतार्याय चालाद्याय च ॥१५॥

[२] આતાર્યને નમસ્કાર અને આલાદ્યને પણ. ૧૫.

नमः शष्प्याय च फेन्याय च ॥१६॥

તૃણ રૂપને નમસ્કાર અને ફીણ રૂપને પણ. ૧૬.

नमः सिकत्याय च प्रवाह्याय च ॥१७॥

રેતી રૂપને નમસ્કાર અને તથા પ્રવાહ રૂપને પણ. ૧૭.

इति अष्टमोऽनुवाकः ।

---

૨ આતાર્યનો અર્થ "સંસારને તરેલા છતાં કર્મશેષથી જ્યાં પાછો અવતરે છે તે જે સ્થિતિ હોય તેના રૂપ" એવો ભટ્ટભાસ્કર આપે છે. આમ ફરી ફરીને અવતરવું તે આલાદ. આલાદનો 'સ્વર્ગ' અર્થ પણ થાય છે.

# શરદપુનમ.

અંતરીક્ષે ખર્યું આ શું આંસુ કો અપ્સરાતણું?
પ્રિયાની પાંપણેથી વા આત્મા કેરૂં અમી ઝર્યું ?

એ તો આજ નભે ભર્યો ભભકથી સૌભાગ્યનો નાથ આ
સૃષ્ટિનો રસદીવડો શરદનો ઉગ્યો અહીં ચંદ્રમા,
જેનાં નેત્રથી નિર્મળાં અજબ કો જાદુ જગે નીતરે
એવા ઓ રસના નિધિ ! તુજ સુધા શાને ઉદાસી ભરે ?

શું કોઈ ઈતિહાસ પૂર્વ દીનના અત્રે તને સાંભર્યા ?
ત્હારાં એ ઉજળાં ઉરે અગમના અંધાર આ શા ભર્યા ?
આત્મા શો ભટકે ભલા જગતના આદિ થકી આમ તું-
બ્રહ્માંડે ભમતાં થઈ શિથિલ ને હાર્યો હવે હામ શું ?

કે માસો સપના સમા શરદના રાસે રમાડ્યો તને
આજે એ રસરાજના વિરહથી શું શાન્ત, સુનો બને ?
હાવાં તો રસહેલની રજની એ સૌ આથમી આભથી,
તારાં તેજતિમિરમિશ્ર મુખડે શું એ લખાયું નથી ?

ને તારાં પગલાં પડયે પમરતા કો પુણ્યપ્રાસાદ જ્યાં,
તેનાં યે કવિકલ્પનાભુવન શાં, જો, ખંડીએરો પડયાં.
સુનાં ધામ, ધરા અને અભ ઉરો, ત્યાં ભૂત શો તું ભમે,
એવું ભાવ વિના ભવે ભટકવું, કોને, ભલા, એ ગમે ?

આહીં રેલમછેલ ન્હોય રસની, છે છાંટનો દેશ આ.
આહીં કો કવિઅન્તરે કવન તે ઓછાં અધુરાં બધાં,
જોને, જ્યાં જનતા ઝીલે જરી જરી આ તેજની અંજલિ
ઊણી એ અવનિ મહિં કયમ કરી તું પૂર્ણ રે'શે ભળી ?

કો તુને સ્મિતની સુધા સમજતાં, કો રૂપમાં રાચતાં,
કે'ને કોણ અનંત ઉર્મિઉભરે ઝોપ તને નાચતાં ?
કોઇ સાગર સાંપડે જીવનમાં એ ભાગ્ય તારૂં બાલા-
બાકી અંતરના ઉકેલ જગમાં દીસે બહુ દોહ્યલા.

નકામાં નીર જો વ્હેતાં- નભમાં નિરખી રહું
વિલાસી કે ઉદાસી તું ! ન જાણું કેમ હું ચહું ?

નરહરરાય પ્રભાશંકર બક્ષી.

# નાગરો.

રામ છંદ

આજ આનંદ વ્યાપે અતિ હૃદયમાં.
અગ્નિજવાળા સમી, બ્રહ્મકન્યા કરે નૃત્ય મુજ પાણુમાં.
આપવા સ્મરણુ જે તેજમય, ઉગ્ર દૈવી અને ભુષિત વિભુની-
વિભુતિ વડે, આપણા બાપદાદા તણા.
પણ એ મિનારા હતા દિવ્ય કીર્તિ તણા ગગનચુંબિત,
વળી પ્રેમઅંકિત. પ્રજા રાજના ક્ષેત્રમાં.
હાક વાગે અસિશોણુતરબોળ, ખપ્પર ભર્યાં અંબ મહા કાળીના
સ્વામીના હિતમાં.
નાગરવાણી કરી કામ ઉજ્જવળ, વળી શુદ્ધ નિઃસ્વાર્થ,
અર્પણુ કર્યાં જીવન દીન દુઃખમાં એજ નાગર—
તણાં સ્મરણુ જે
તેજમય ચિરસ્મરિત ઉગ્ર દૈવી, અને આભુષિત,
ઇશવિભુતિ વડે, આપવા અગ્નિજવાળા સમી બ્રહ્મકન્યા,
કરે નૃત્ય મુજપાણુમાં
તે દિવ્ય કીર્તિ તણા કોટ, રક્ષિત હતા ઇષ્ટની સહાયથી,
જયલક્ષ્મીઆશ્રિત, વળી રાજઅધિરાજ જેનાં હતાં છત્ર,
જેની કૃપાથી વિભવ, જેની ઈર્ષા કરે ઇંદ્ર વળી,
નાગરી નાગકન્યા સમી ગૃહિણીઓ, દેવકન્યા તણાં
ગર્વ ને માન ગંજન કરે ચપળ સૌભાગ્ય ઓજસ ભરી,
વાગ્ચાતુર્યની મૂર્તિ શારદ સમી, જ્ઞાનવિજ્ઞાનમાં-

ધીર ધાત્રી, અને શિયળવ્રત તોડવા ઇચ્છતા,
નરપિશાચો ભણી–માત જગદંબ ભીષણ ભવાની,
કરી હાસ્ય અટ્ટાટ, ભુવન તણા સ્વામી ભસ્માંગના
અસ્ખલિત યોગને, ઘોર સ્વાહા બની પ્રેરતી
ભસ્મ કરવા અને રુંડ રાક્ષસ તણાં ઉષ્ણ શોણિત થકી,
શાકિની ડાકિની તૃપ્ત કરવા
તણા સ્મરણ જે તેજમય, આપવા નૃત્ય તાંડવ કરે.
લેખિની આજ મુજ પાણમાં.
નાગરો ! આજ તે કયાં ગયું સર્વ ? સુતા હજી ગાઢ નિદ્રા મહીં ?
દ્રોહ કરી અમ યુવકવર્ગનો, શું રહી એક મોટાઇ
નિજ સ્વાર્થને ધુર્ત પાખંડમાં ?–પણ અરે ! સાંભળો ઓ વીરો !
ડાક વાગે મહા રુદ્ર વીરત્વને દેશસેવા મહીં પ્રેરવા,ને
ખરા ધર્મનો મર્મ સમજાવવા, ઘોષ જેનો ભયાનક અને
ભવ્ય પડઘા કરે હિમગિરિ ઉપરના શિખરમાં.
ક્ષત્રિયો ! ઇંદ્રભૂમી તણા ! ચેતજો યાદ કરી
નાગરી પ્રેમ નિજ સ્વામીનો; છે હજી વખત,
પ્રાયશ્ચિત્ત થવા ઘોર અપકારનો, અરે રાષ્ટ્રના રાજનો !
સંઘરો દ્રવ્ય અણમૂલ હાટક રૂપી, જે વડે રાજ્ય સમૃદ્ધ થાશે.
શ્વેત માયા પછીથી નહિં ફાવશે સિંહ સરખા
મહિપાળના ગાન ને લક્ષ્મીભંડાર લૂટી જતી અટકશે,
તો હજી વખત છે યોજવા રાજ્ય સેવા મહીં,
ઉચ્ચતમ પદવિએ નાગરો ! નાગરો ! અરે !
નાગરો જો ખરા જવાળ ફુંફાડમાં અટવશે
નીચ ઉદર તણું કામ કરનાર પામર તણા પ્રાણને.
રણશીંગ વાગે પુરાતન રણાંગણ તણાં સ્મરણ જે આપવા
ચંડ જ્વાલા મુખી નાચ તેવી કરે આજ મુજપાણમાં
નાગરો ! આજ આનંદ વ્યાપે—

" યાસ્કમુનિ "

# ઋગ્વેદમાં સમાજ.

મેક્સમુલરે જ્યારથી તુલનાત્મક ભાષાશાસ્ત્ર તરફ પશ્ચિમના વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું ત્યારથી તે આજ સુધી ઋગ્વેદનો અભ્યાસ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો આવ્યો છે. ભાષાશાસ્ત્રના અભ્યાસ ઉપરથી એવું જણાય છે કે એક વખત હિંદુ, ઇરાની, ગ્રીક, સ્લાવ, લીથુએનિયન્સ, જર્મન, ઇટાલીઅન, અને કેલ્ટ લોકો સાથે રહેતા અને એકજ ભાષા બોલતા. તે ભાષા કઇ તે વિષે વિદ્વાનો એકમત નથી છતાં ઋગ્વેદનું મહાસંસ્કૃત બધી ભાષાઓ કરતાં તે ભાષાને વધારે મળતું છે. એવી ભાષાના અભ્યાસથી જે સમાજની ઝાંખી થાય તેમાં આપણા પૂર્વજોનો સમાજ પ્રતિબિંબિત થાય, એમાં કંઇ નવાઇ જેવું નથી.

તે કાળે એકરાષ્ટ્રત્વનો ખ્યાલ મનુષ્યો સમક્ષ ન હોતો. દરેક જાતિ પોતાનું ટોળું બાંધીને રહેતી અને સાધારણ રીતે તેજ ઉચ્ચતમ રાજકીય સંસ્થા હતી. અને પરિણામે જેમ સંયુક્ત કુટુંબમાં હોય તેમ તે કાળના આર્યોનું રાજ્ય પ્રજાસત્તાક નહોતું, રાજગાદીનો હક્ક આનુવંશિક હતો છતાં કેટલીક જગ્યાએ દરેક પ્રતિષ્ઠિતના મતથી તે ચૂંટાતો. અને શાંતિના વખતમાં રાજકુટુમ્બના કેટલાક ભાયાતોની સામાન્ય સત્તા ચાલતી છતાં ઘણે ભાગે બધી સત્તા એકજ વ્યક્તિના હાથમાં રહેતી.

કાયદાનાં પ્રાથમિક તત્વોજ એ વખતે આચારમાં મુકાતાં. કપટથી અસત્યથી અને ગાળાગાળીથી લુચ્ચા લોકો બીજાઓને હેરાન કરતા. રાત્રિના ઘોર અંધકારમાં તસ્કરો પોતાનો લાગ સાધતા. અને

હિમ્મતવાન લુટારાઓ અને બહારવટીઆઓ શાંત અને નિર્દોષ જીવન ભયંકર બનાવતા. ગુન્હાની સાબીતી કે શંકા થતાં શપથ કે દિવ્યને આશરો લેવાતો, નાલાયક માણસોને જાતિબહાર કરાવવામાં આવતા

**કુટુમ્બમાં** પિતા અગ્રસ્થાને ગણાતો. સામાજીક ઉત્સવો અને એવા બીજા પ્રસંગોએ યુવાન સ્ત્રીપુરૂષોને હળવામળવાની તક આવતી અને આવા પ્રસંગે ડાહી માતાઓ પોતાની દુહિતાઓને શીખામણ આપવામાં પાછી ન પડતી. આવા પ્રસંગે થયેલી ઓળખાણ જો લાંબી ચાલતી તો લગ્ન માટે પિતાની અથવા તેની ગેરહાજરીમાં જ્યેષ્ઠ ભ્રાતાની સંમતિ લેવી પડતી એક કુટુંબના સંતાનો ઉમ્મરના ક્રમ પ્રમાણે પરણી શકતાં. જો પિતા સંમતિ દર્શાવે તો થનાર પતિએ સસરાને કિંમતી ભેટો આપી પ્રસન્ન કરવો પડતો. પછી કન્યાના બાપને ઘેર રૂઢ રીતે બન્ને કુટુમ્બ અને તેના મિત્રોની હાજરીમાં લગ્નો ઉજવવામાં આવતાં. કન્યાને દાયજો આપવામાં આવતો એવું ખાસ લખાણ ક્યાંય મળતું નથી તો પણ કંઇક સૂચન છે ખરૂં; કારણ કેટલીક ઋચાઓમાં એવુ લખેલું છે કે કિંમતી દાયજો કન્યાને વર અપાવતો. પતિગૃહે, પત્ની પતિની આજ્ઞામાં રહેતી, પરંતુ નોકર ચાકરનો તથા સાસુ સસરા વગેરેની ઉપર હકો ભોગવતી.

વૈદિક ઋષિઓ, પતિ અને પ્રેમાળ પત્નીના સબંધથી અન્ય મહત્તર સંબંધ જાણતો નથી. યજ્ઞમાં પત્ની, પતિ સાથે ભાગ લઇ શકતી. સમાન મનથી, ઉચિત કાળે, યોગ્ય શબ્દો વડે, બન્ને દેવોને આરાધતાં.[૧] આ વૈદિક કાળમાં અનેકપત્નીત્વનાં દૃષ્ટાંતો મળે છે તો પણ સામાન્ય રીતે એકપત્નીત્વજ પળાતું. લગ્ન દિવ્ય આદેશ છે એમ મનાતુ: અને તેનો હેતુ, સ્ત્રી અને પુરૂષો પરસ્પર આધાર મળે તથા તેમની જાતિની પરંપરા ચાલુ રહે એ હતો. એટલાજ માટે વૈદિક ઋષિ વીર પુત્રની હમેશાં, દેવો પાસે યાચના કરતા. પુત્રીજન્મ લાભદાયક ન ગણાતો.[૨] નવાં જન્મેલાં સંતાનને[૩] અને વયે પહોંચેલાં

૧. ઋગ્વેદ ૧. ૧૨૨. ૨. ૧૦. ૮૬, ૧૦.

૨. અથર્વવેદ ૬. ૧૧, ૭.

૩ આ રિવાજ વિશે યજુર્વેદમાં ઉલ્લેખ મળે છે. તુલનાત્મક અભ્યાસ પણ આ રિવાજનું અસ્તિત્વ બતાવે છે,

ઘરડાંઓને ત્યજી દેવાનો ચાલ એ વખતે હતો તે એમ બતાવે છે કે તે યુગમાં માણસો "Survival of the fittest" માં માનતાં. સતીનો ચાલ, ઋગ્વેદમાં દ્રષ્ટિએ નથી પડતો. વિધવાના પુનર્લગ્નનો ચાલ હતો.

આવાં સુખી જીવનમાં પણ દુષણનાં ધાબાં હતાં. અરક્ષિત કન્યાઓ ઉપરના જુલ્મો અને પરિણીત સ્ત્રીના નઠારકર્મો વિશે અહીં તહીં ઉલ્લેખો મળે છે. તે કાળે પણ સ્ત્રીને ચંચળ, અવિશ્વસનીય અને નિર્બલહીન ગણવામાં આવતી. અપરિણીત સ્ત્રીના પુત્રનો ઉલ્લેખ ક્યાંક માલુમ પડે છે. ખરો પાપાચારી સ્ત્રીઓ પોતાના પાપ કર્મનાં ફળને સંતાડવાનો અપરાધ કરતી.[૪] અને વારાંગનાઓ પણ તે વખતે નહોતી એમ નથી લાગતું.[૫]

'કાબુલીસ્તાન' અને 'પંજાબમાં' જ્યાં જમીન અને હવા આજના જેવાંજ હતાં ત્યાં આર્યો પોતાના ઘરમાં રહેતા. કારણ કે ગોપકાળના તંબુઓનો તેઓએ ક્યારનો ત્યાગ કર્યો હતો. જમીનમાં લાકડાંઓ સીધાં ખોડી તેના ઉપર વાંસનાં પાટીયાંઓ નાખી છાપરું બનાવવામાં આવતું. ખુણાના થાંભલાઓને બીજા પાટીયાંઓથી જોડી દેવામાં આવતા અને દિવાલમાંની તડને અને ખરૂં જતા આખા ઘરને ઘાસના પુળાઓથી ઢાંકી દેવામાં આવતું. ઘરને બારણું રાખવામાં આવતું આવાં કેટલાંક ઘરો મળીને એક ગામડું બનતુ.

ભરણ પોષણનો મુખ્ય આધાર ઢોરની ઉછેર ઉપર હતો ફરીને ને ફરીને વૈદિક ઋચાઓમાં દુઝણી ગાયની માગણીઓ કરવામાં આવી છે. ભરણપોષણનો બીજો આધાર ખેતી ઉપર હતો. જમીનને હળ અને કાંતીડાંથી ખેડવામાં આવતી અને જરૂર પડયે કૃત્રિમ નહે-

---

૪. रहःसूरिवागः ૨, ૨૯, ૧

૫. ઋગ્વેદ ૨, ૩૨, ૭માં विश्पत्नी શબ્દ ગિનીવાલી દેવતા માટે વપરાએલ છે विश्पत्नी નો ખરો અર્થ સમાજની સ્ત્રી થાય.

૬. ઋગ્વેદ ૨, ૨૯, ૫

૭. ઋગ્વેદ ૧, ૨૫, ૮.

નેરથી પાણી પાવામાં આવતું. વર્ષમાં બે વખત પાક ઉતરતો. દાણાને સાફ કરી, ફોતરાંઓ કાઢી, ઘંટીમાં દળી. રોટલી બનાવવામાં આવતી તે વખતે પણ માણસ ધનુષ્ય અને બાણથી, જાળ અને પાંજરાંથી શિકાર કરતો. પણ આજીવિકાનાં સાધન તરીકે શિકારનો ધંધો ઓછો હતો, અને માછીમારનો ધંધો એથી પણ ઓછો હતો,

એ સમયમાં મુખ્યત્વે કરીને રોટલી, દુધની જુદી જુદી બનાવટો, માખણ અને લોટની પુરીઓ, જુદી જુદી જાતની શાકભાજી તથા ફળો હતાં, રાંધેલું માંસ બહુ ઓછું વપરાતું અને ઘણે ભાગે સામાજીક અને કૌટુમ્બિક ઉત્સવો વખતેજ વપરાતું, દારૂનું પીણું ખૂબ ચાલુ હતું. સુરા અને સોમ પીવામાં ખાસ વપરાતાં.

લોકો જુદા જુદા ધંધો કરતા. કડીઆરો લાકડાં કાપવાનું તેમજ સુનારનું કામ કરતો. મોચીઓ ચામડું ભેગું કરી મશક, ધનુષ્યની દોરીઓ વગેરે બનાવતો, લુહાર અને કુંભાર પણ હતા જલપ્રવાસ પંજાબની નદીઓમાંજ કરવાનો હોવાથી વિશાળ નહતો. વેપાર જેવું ખાસ કંઇ નહતું તો પણ માણસો અમુક જાતનાં સાટાં કરતા. ગાયને મુખ્ય નાણું લેખવામાં આવતું હતું. સ્ત્રીઓ સાદડીઓ ભરવાનું, વણવાનુ અને ગુંથવાનું કામ જાણતી તેઓ પુરૂષો માટે અને દોરો માટે ઘેટાની ઉનમાંથી લુગડાંઓ બનાવતી અને શરીરે જુદી જુદી જાતનાં ઘરેણાં તથા આભુષણો પહેરતી.

આરામનો વખત લોકો રમત ગમત પરિહાસ કે જુગારમાં ગાળતા. જુગારની ખરાબ અસરનું વર્ણન પણ વેદમાં ઘણે ઠેકાણે મળે છે. યુવાન પત્ની અનેકન્યાઓ રંગીન વસ્ત્રો પહેરી ઉત્સવમાં જતી. વન અને ખેતરો ઉપર જ્યારે લીલોતરી છવાઇ રહી હોય ત્યારે યુવાનો અને યુવતિઓ નૃત્યમાં ભાગ લેવા જતાં. નોબત જેવાં વાજીંત્રો વાગતાં અને છોકરાઓ અને છોકરીઓ એક બીજાને પકડીને એટલાં જોરથી ફરતાં કે જમીન ધ્રુજતી અને ધુળનાં વાદળ ઉત્સવમાં ભાગ લેનારાઓને વીંટતાં.

યુદ્ધમાં બન્ને પક્ષના વીરો કેમ વર્તતા તેનાં વર્ણનો પણ મળે છે કળા અને વિજ્ઞાનમાં તે કાળનો સમાજ પ્રાથમિક સ્થિતિમાંજ

હતો લેખન કળાથી તેઓ અજાણ્ હતા. સંખ્યા કે માપનું જ્ઞાન પણ બહુ થોડું હતું, ખગોળવિદ્યાનું જ્ઞાન સૂર્ય અને બીજા પાંચ ગ્રહોમાંજ આવી જતું. ૩૫૪ દિવસનું ચાંદ્રાયણ વર્ષ સૌર્ય વર્ષની સાથે જુદી જુદી રીતે બેળવવામાં આવતું. કાંતો દરેક વર્ષને અંતે બાર બીજા દિવસો વધારવામાં આવતા અથવા તો વખતો વખત એક તેરમો મહિનો વધારવામાં આવતો. વૈદ્યક શાસ્ત્રે કેટલાક રોગો પારખ્યા હતા પણ કેટલાક ઓડા સિવાય ઔષધમાં તેઓની પાસે પવિત્ર મંત્રોજ હતા. માત્ર એકજ કળા ચિરકાળથી વિકાસ પામતી હતી. અને તે કાવ્ય કળા. ઋગ્વેદના ઋષિઓની કાવ્યશક્તિ આજે પણ હિન્દુઓનું માથું જગતમાં ઉંચું રાખે છે.

# ખાગીત.

અંબા પેલડીનો વાંકો અંબોડલો જો
અંબા, બીજીએ મચકો ન માય જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૧.

અંબા, ત્રીજી તે ચાલે મલપતી જો
અંબા, ચોથી તે ચંચળ નાર જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૨.

અંબા, પાંચમી તે પાંચ વેણુ ગુંથતી જો
અંબા, છઠ્ઠી તે છુટે કેશ જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૩.

અંબા, સાતમી તે સોળ સણગારમાં જો
અંબા, આઠમીએ હવન કરીશ જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૪.

અંબા, નવમી તે નવરાત ખેલતી જો
અંબા, દશેરાના ઉર જેજેકાર જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૫.

અંબા, માત હોયે ને જેવાં મ્હાલવાં જો
અંબા, બાપ હોય ને જેવાં લાડ જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૬.

અંબા સાસુ હોયે ને જેવાં સાસરાં જો
અંબા, સસરો હોય ને જેવી લાજ જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૭.

અંબા, જેઠ હોયે ને જેવા ઘુંઘટા જો
અંબા, જેઠાણી હોય ને જેવી જોડ જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૮.

અંબા, દેર હોય ને જેવાં હસવાં જો
અંબા, દેરાણી હોયને જેવા વાદ જો
અંબામાનો હાર હીરે જડયો જો કે. ૯.

ટીકા.

આપણે ત્યાં ઉત્સવના પણ ઘણા જુદા જુદા પ્રકાર છે. પણ લગભગ દરેકમાં કંઇક ને કંઇક સાચું અથવા ખોટું, ધાર્મિક તત્ત્વ ભળેલું હોય છે. નવરાત્રિના નવ દિવસ અને દશેરાનો દશમો એમ આસો મહિનાના પહેલા દશ દિવસ સુધી માતાજીનો મોટો ઉત્સવ ગણાય છે. આવા ઉત્સવમાં, શું પુરૂષ કે શું સ્ત્રી, બધાં આનંદમાં મ્હાલે છે. પણ આ આખો ઉત્સવ હોળીની વખતે આવતા વસન્તોત્સવ કરતાં જુદીજ જાતનો છે. વસન્તોત્સવમા તો ભર જુવાનીના મદથી ઉન્મત્ત બનેલાં, રસિકરસિકાઓ, પ્રકૃતિમાં લીન થતાં થતાં, યૌવનને સંતોખે છે. તેવું આમાં નથી. ઊલટું, નવરાતમાં વ્રત કરનારને તો બ્રહ્મચર્ય વગેરે નિયમો સખ્ત રીતે પાળવા જોઇએ. માતાજીની સાથે સખ્તાઇ હંમેશ જોડાએલી છે. તેના નિયમનાં પાલનમાં જરાય શિથિલતા ન આવવી જોઇએ. પ્રકૃતિપુરૂષનું જોડલું, તેમ નરનારીનું જોડલું. પુરૂષને દેવ તરીકે જો આપણે પુજીએ તો શું પ્રકૃતિ રહી જાય? નવરાત્રિની દેવીની પુજા તે પ્રકૃતિની પુજા. નર અને નારીનો સમભાગ બતાવનાર ધાર્મિક સત્ય.

પણ નિયમ પાળવા એટલે પ્યુરીટન કે જૈનોની પેઠે અરસિક થઇ લલિતકળાનો તિરસ્કાર કરવો એવું કાંઇ નહોતું. પ્રકૃતિની દેવી તરીકે કલ્પના તો કરી. પણ જેમ કૃષ્ણને મનુષ્યને જોઇએ તેવા ભોગવિલાસ જોઇએ તેમ માતાજીને પણ જોઇએ. મનુષ્યબુદ્ધિ કેટલીક

આગળ વધે ? આથી માતાજીનાં વર્ણનમાં, તેના શૃંગારનાં વર્ણન આવવાં મંડયાં. આ ઉત્સવમાં પુરૂષ તેમજ નારી બન્ને ગરબા લેતાં હોય એવું કોઇક ઠેકાણે બને છે, બાકી ઘણે ભાગે આ વખતની ગરબી પુરૂષોજ લે છે, પણ લલનાઓ જે રાસડા લે છે તે રાસડામાં અને આ ગરબા કે ગરબીમાં ઘણો ફેર હોય છે.

૧, પેલડીઃ [પેલીનું લઘુતા વાચક રૂપ.] આતો પ્રથમ દ્રષ્ટિએ તો 'પહેલે દિવસે' એવો અર્થ લાગશે. પણ આખા ગરબામાં કંઇક અવ્યવસ્થા લાગે છે, "હે અંબા, પેલે દિવસે તારો વાંકો અંબોડો છે" તે અર્થ બંધ બેસતો નથી. પણ માતાનાં નવ જુદાં રૂપ કલ્પી તે નવના જુદા જુદા શણગારનું વર્ણન હોય એમ લાગે છે. છતાં 'બીજીએ' અને 'આઠમીએ' ઉપરથી તિથિને આ વાત અનુલક્ષતી હોય એમ લાગે છે. આ ઉપરથી ખરી વાત તો એમ લાગે છે કે કાવ્યમાંજ અણઘડપણું અને તેને પરિણામે વિચારમાં ગોટો અને શિથિલતા જણાય છે.

વાંકોઃ જેમ કોઇ છેલ પુરૂષની પાઘડીનાં વાંકા છોગાં વખાણવા લાયક ગણાય છે તેમ રૂપાળી સ્ત્રીનો વાંકો અંબોડો પણ ગણાતો હોય એમ લાગે છે. કેવી જાતના અંબોડાને વાંકો અંબોડો કહેતા હશે તે સમજાતું નથી. કેટલેક ઠેકાણે, સ્ત્રીઓ એકથી વધારે અંબોડા રાખે છે ત્યારે એકાદ જરૂર વાંકો રહેવાનો સંભવ છે. એવો અર્થ હોય તો કોણ જાણે.

અંબોડલો લઘુતાવાચક છે પણ ખાસ રસિક શણગાર સૂચવવા વપરાયું લાગે છે.

મચકોઃ રૂપાળી સ્ત્રીઓ પોતાનાં રૂપથી જાગૃતી નહોય ત્યાં સુધી તેમના જેવું નિર્દોષ અને શાન્ત જીવન બીજું કોઇ નહિ ગાળતું હોય. પણ જેવું જરાક પણ પોતાનાં રૂપનું ભાન થવા મંડયું કે અહંકાર ને મમતા આવવાનાંજ. પોતાનાં રૂપનાં ભાનવાળી રૂપાળી સ્ત્રી, બીજી કોઇ લલનાને જુએ ત્યારે, જરાક મ્હોં મરડી, મનમાંજ "ઓહો તારૂં રૂપ !" એમ ગર્વવાચક ઉદ્ગાર કાઢે. તે મચકો. 'મચકો નાવ" મ.=અભિમાન ન માય,

૨. મંલપનીઃ હર્ષથી મોઢું મલકાવની.

દરેક શણગારના વર્ણનમાંથી કાંઇ ખાસ અર્થ કાઢવો કે ક્રમબદ્ધ સંબંધ ગોતવો તે નિરર્થક છે.

૩. પાંચ વેણુ આગળ ઇસારો કર્યો તેમ કેટલીક સ્ત્રીઓ એક કરતાં વધુ અંબોડા રાખે છે. તેઓ જો પાંચ અંબોડા હોય તો પાંચ વેણી ગુંથે. ઝાઝા અંબોડા, રસિકતાની કે લાવણ્યની નિશાની લાગે છે. સૌન્દર્ય વિશેના વિચારો પણ જમાનાની સાથે બદલે છે.

[આ ઝાઝા અંબોડા રાખવાનો રિવાજ નવો નથી, જેમ સ્ત્રીઓ તેમ અગાઉ પુરૂષોની શિખાઓ પણ એટલી બધી મોટી હતી કે તેઓ પણ અંબોડા જેવું કરતા. એની માગીની નીચેનું વાક્ય આપે છે.

दक्षिणकपर्दा वसिष्ठाः आत्रेयास्त्रिकपर्दिनः ।
अंगिरसः पञ्चचूडा मुंडा भृगवः शिखिनाऽन्ये ॥

" વસિષ્ઠો જમણી તરફ અંબોડો રાખતા, આત્રેયો ત્રણ અંબોડા રાખતા. અંગિરસો પાંચ રાખતા ભૃગુઓ મુંડો કરાવતા. અને બીજાઓ શિખાવાળા હતા "

[ગૃહ્યસંગ્રહ પરિશિષ્ટમાંથી રોથે પોતાના Essays on the vada પૃ. ૧૨૦ આપેલ તે મેક્સ મુલરે પોતાના History of the Ancient San. Literature પાને ૨૮ મે આપેલ તેમાંથી.

આજે પણ માથાના વાળ જુદી જુદી રીતે રખાવવાના રિવાજ છે. સિંધી લોકોના આખા માથામાં વાળ હોય પણ તાળવામાં લંબ ચોરસ કે એવા આકારનો એક પટ્ટી (strip) જેટલો ભાગ સાવ મુંડા વેલો હોય છે.

*છુટા કેશમાં જરૂર આકર્ષણ છે અને છુટા કેશનું વર્ણન કંઇક માદક હોય છે.*

૪. હવંનઃ યજ્ઞહવન આપણે ત્યાં થયાજ કરે છે. નોરતાંનો આઠમો દિવસ હવનને માટે ખાસ છે.

[ગાવાનો પ્રાસ આપોઆપ 'વ' ઉપર અનુસ્વાર માગી લે છે.]

૬. આખા ગરબામાં બહુજ ગોટો દેખાય છે. દશે દિવસનાં વર્ણન સાથે આ ભાગનો સંબંધ સમજાતો નથી. જ્યાં એક રીતે

આમાં આપણને રસ પડે છે. પરણીને વહુ થયેલીને મા, બાપ, સસરો સાસુ, વગેરે તરફ કેવા ભાવ હોય છે તે અહિં ઠીક બતાવાયું છે.

માતઃ મા હોય તો મ્હાલવાનું મળે અને બાપ લાડ લડાવે. એ બેના અર્થના ધ્વનિમાં કંઇક ફેર છે. મ્હાલવું એટલે સાસરામાં વહુને જે સખ્ત કામ કરવું પડે છે અને ઘણી સખ્તાઇમાં બિચારી વહુને જેમ કેદખાનાં જેવું લાગે છે તેમ પિયરમાં જો મા હોય તો ન થાય. મા હોય તો દીકરીને ઘરકામમાં મુક્ત કરીને આનંદમાં રાખે. માનું એ કામ. બાપ દીકરીને લાડ લડાવે. ઘરેણાં લુગડાં લઇ આપવાં દીકરીને જેનું મન થાય તે જલ્દી પુરૂં પાડવું તે લાડ. પરણીને વહુ થઇ એટલે સ્વતંત્રતા ગઇ. ગમે તેમ તોય અવિભક્ત કુટુંબવાળું સાસરૂં હોય ત્યાં વહુની બધી ઇચ્છાઓ પુરી નજ થાય. આવી દ્રષ્ટિએ જોતાં, આપણી લલનાઓની પરિણીત જીંદગીમાં, ગમે તેટલી શાન્તિ અને મીઠાશ હોય તો પણ, એક જાતની અન્તર્ભુત કરૂણતાની છાયા દેખાય છે. આમ ન હોય તો ? પણ મનુષ્યસ્વભાવને આમ ન હોવું શક્ય છે?

૭. લાજ મોટેરાની મર્યાદા રાખવી એટલોજ અર્થ જ્યાં સુધી 'લાજ'નો હોય ત્યા સુધી જરા પણ અનિચ્છનીય નથી પણ એવો અર્થ મટી, વહુની કાયા અને માનસને ચગદી નાખનો ખોટો ડહોળ અને ઉપલકી શરમ વહેવારમાં આવે ત્યારેજ સમાજમાં સડો પેસે.

(આ વિષય ઉપર 'નાગરિક' પુસ્તક ૧ અંક ૩ માં આવેલ લેખ ઘણો મનનીય છે.)

૮. જોડઃ જેઠાણીને પોતાની જોડ ગણે છે અને દેરાણીને નહિં. ખરી રીતે તો જેઠાણી અને દેરાણી બેય વચ્ચે લગભગ સરખું અંતર હોય. પણ જ્યારે પોતે પરણીને આવે ત્યારે સાસરામાં જેઠાણી હોય એટલે ત્યારથીજ તેની સાથે પરિચય થાય.

૯. દેરઃ મશ્કરી તો દેર સાથેજ થાય. હોળીના વખતમાં ભાભી સાથે હોળી રમવાનો દેરનો હક્ક કેવો હોય છે ને સહુ જાણે છે. આ વા ચાલની, શરૂઆતમાં સારી અસર હશે પણ જ્યાં અતિશય થાય ત્યાં પરિણામ અનિષ્ટ આવેજ. મશ્કરીની છુટ થઇ એટલે કેવા મશ્કરી

થાય તેની હદ ન રહે. દેરની, ભોજાઇ કેવી મશ્કરી કરતી તેનો દાખલો મળે છે.

अयि देवर किं न प्रेक्षसे आकाशं किं मुधा प्रलोकयसि ।
आर्यायाः बाहुमूलेऽर्धचन्द्राणां परिपाटिम् ॥

गाहासत्तसई ६. ७०.

(હે દેવર, આકાશ તરફ કેમ નથી જોતો ? શા માટે નકામો આર્યાનાં બાહુમુલનાંની (નખક્ષતો વગેરે) અર્ધચંદ્રકારોની હારજુએ છે?)

આવી મશ્કરીના પરિણામે સ્ખલનો થાય તે સ્વાભાવિક છે.

વાત્સ્યાયનનાં કા. સૂ. માં, પારદારિક પ્રકરણમાં अयत्नसाध्या योषितस्त्विमा, એમ કહીને ज्येष्ठभार्या बहुदेवरका એમ લખ્યું છે. તેના ઉપર ટીકાકાર લખે છે કે—

ज्येष्ठभार्या बहुदेवरका प्रायशो देवरैरेव व्युत्पादिता।

ગાથાસપ્તશતીમાં પણ આવા દાખલા મળે છે.

णवलअपहरं अङ्गे जहिं जहिं महइ देवरो दाउम् ।
रोमञ्चदण्डराई तहिं तहिं दीसई वहुए ॥ १, २८

આના ઉપર ટીકાકાર ભટ્ટ ગંગાધરની નોંધ છે કે काचिद्दूती नायिकाया देवरानुरक्तत्वेनासाध्यत्वं सूचयन्ती जारं प्रत्याह।

એટલે લગભગ ઇ. સ. ની શરૂઆતમાં અને તેની પુર્વે પણ. આ મશ્કરીનાં આવાં પરિણામ આવતાં એમાં કેટલીક વખત શુધ્ધ મનની ભોજાઇનાં વર્ણન મળે છે.

दिअरस्स असुद्धमणस्स कुलवहू णिअअकुड्डलिहिआइं ।
दिअहं कहेइ रामाणुलग्गसोमित्तिचरिआइं ॥ १, ३६

(અશુધ્ધ મનના દેરને, કૂલવધુ, પોતાનાં ઘરની ભીંત ઉપર રામમાં અનુરક્ત લક્ષ્મણના ચરિત્રો ચિત્રી. દિવસના ભાગમાં, સમજાવેછે.)

# કોઇ ખુલાસો કરશો.

શ્રીયુત "નાગરિક"ના અધિપતિ સાહેબ જોગ, વિનંતિ કે નીચેની હકીકત આપના વાંચકવૃંદ સમક્ષ મુકી મને આભારી કરશોજી કેમકે જે વાત મને હજી નથી સમજાણી અને કદાચ આપને પણ નહિ સમજાય, તે વાત કદાચ તેઓમાંથી કોઇકને સમજાય, અને તેમ થાય તો આપણા વહાલા દેશની હજી સુધી આપણને નહિ જણાયેલી એવી એક વિચિત્ર માનવ જાતિની હયાતિ ઉપર અજવાળું પડવા સંભવ છે.

હું જ્યારે છેલ્લે કામસ્ચાટકાના ટાપુમાં હતો ત્યારે મારે એક પેટેગોનીયન સાથે દોસ્તી થઇ હતી. તેણે મને "હિંદુસ્થાની" જાણી નીચેની બાબતનો ખુલાસો પુછયો, તે ખુલાસો હું પોતે પણ હજી સુધી મારા મનમાં નથી કરી શક્યો.

તેણે કહ્યું કે "મારો એક દોસ્ત હિન્દુસ્થાનમાં ફરતો હતો ત્યારે એક જાતિના પરિચયમાં આવ્યો હતો. તે જાતિ વિષે એણે કેટલીએક એવી વિચિત્ર અને ન માનવા જોગ વાત કરી હતી કે હજી સુધી મને એમ લાગે છે કે એણે જરૂર એક ગપ મારેલી. હવે હું તમને તે હકીકત કહું છું તેથી તમે મને કહી શકશો કે એ વાત સાચી કે ખોટી. એ જાતિનું નામ પણ એણે મને કહેલું પણ હું ભુલી ગયો છું. પણ એટલું ચોક્કસ કે એ નામ ત્રણ અક્ષરનું હતું. તે કોમ ઘણે ભાગે હિન્દુસ્થાનના પશ્ચિમ કિનારા તરફ રહે છે, જો કે છુટી છવાઇ વ્યક્તિઓ ક્યાંક ક્યાંક બીજે પણ નજરે પડે છે. અને તે ઘણે ભાગે નાનાં મોટાં, ચોનાનાં ટોળાં બાંધીને રહે છે

ને એટલે સુધી કે જે ગામમાં તેઓ રહે છે ત્યાં પણ પોતાના જુદા વાડાઓ બાંધીને બનતાં સુધી રહે છે. જો કે મારો દોસ્ત હતો તે વખતે, વાડામાંથી અને ટોળાંમાંથી જુદા રહેવાની શરૂઆત થઇ ગઇ હતી.

એ લોકો, આગળના વખતમાં તો, ઘણી સારી સ્થિતિમાં અને સારા સંસ્કારવાળા હશે એમ એ લોકોની રહેણીકરણી ઉપરથી અનુમાન થાય છે. એ લોકોનું કહેવું છે કે અસલ તેઓ ગૌર વર્ણના અને વિદ્યાદેવી તથા લક્ષ્મીદેવીની કૃપાવાળા હતા પણ અત્યારે તો એ બધું "સાપ, ગયા અને લીસોટા રહ્યા" જેવુ અથવા તો કહો કે "મહત્વતાનાં ખંડેર" જેવું લાગે છે. તો પણ એટલું ખરૂં કે અત્યારે પણ તેઓનો દેખાવ, રહેણીકરણી વાતચીત અને રીતભાત જોતાં કોઇપણ અજાણ્યા પણ અનુભવી માણસને એટલુંનો નરતજ જણાઇ આવે કે આ લોકો. બીજી જાતિઓથી સંસ્કૃતિમાં ઉંચા છે.

વળી આ લોકો ઉદરનિર્વાહાર્થે પાળેલાં પશુઓની પેઠે પારકી ગુલામગીરી કરવી વધારે પસંદ કરે છે. આ બાબતમાં તેઓ પશુઓને એટલા બધા મળતા આવે છે કે તેઓનો સ્વભાવ પણ પશુની પેઠે પાળેલો એટલે કે નિમકહલાલ થઇ ગયો છે.

બીજી નવાઇ જેવી વાત એ છે કે તે આખી કોમ પોતાને પ્રાણી માત્રથી શ્રેષ્ઠ માને છે. ને એટલે સુધી કે ત્યાંના બ્રાહ્મણો કે જેઓ પોતાને સર્વ શ્રેષ્ઠ માને છે. અને મનાવે છે અને જેઓને નમવામાં, તેઓના દેવો પણ પોતાને કૃતકૃત્ય થયા માને છે, તેવા બ્રાહ્મણોને પણ પોતાથી હલકા માનવાની ધૃષ્ટતા કરે છે. અમુક અમુક સંજોગોમાં તો તેઓ પોતાની જાતિનાં ન હોય તેવાં બીજાં બધા મનુષ્ય પ્રાણીઓને પશુ પક્ષીથી પણ હલકાં ગણે છે એટલે કે પોતાના રાંધેલા ખોરાકને, અને અમુક મનુષ્યોના સંબંધમાંતો, પોતાનાં પાણીને પણ જો, પોતાની જાતનાં ન હોય તેવાં અન્ય જાતિનાં મનુષ્યો અડકી જાય તો તે ચીજો તેઓના ખપની રહેતી નથી; પણ જો તેજ ચીજોને પશુ પક્ષી જેવાં કે ગાય, બળદ, બીલાડી, ચકલાં, માખી, મચ્છર. કીડી, મંકોડા સુધ્ધાંત અડકી જાય કે બોટી જાય તો તે ચીજો અભડાએલી ગણાતી નથી. અમુક જાતિનાં મનુષ્યોને તો તે અડકતાજ નથી

એટલુંજ નહીં પણ તે મનુષ્યોની અડકેલી ચીજ, અથવા જે ચીજ ઉપર તે મનુષ્યનો પડછાયો પડયો હોય તે ચીજોને પણ તેઓ અડકતા નથી, અરે, તે મનુષ્યો જે જમીન ઉપર ચાલ્યાં હોય તે જમીનને પણ આ જાતિ અસ્પૃશ્ય ગણે છે, પણ ઉલટાનું આ નવાઈ જેવી કોમ ગમે તેવાં મેલાં ગણાતાં અને ક્ષુદ્ર પશુ પક્ષીને અડકતાં કે ખોળામાં કે સોડમાં લેતાં અભડાતા નથી.

ન સમજી શકાય એવી બીજી એક રસમ તેઓમાં એ છે કે. તેઓ પોતાની આખી કોમનો ગુરૂ, કે જે તેઓને ઐહિક અને પારલૌકીક જ્ઞાન આપી શકે, જેનું પુજન કરવામાં અહોભાગ્ય અને પુન્ય સમજે, જેના દર્શન માત્રથી પાપનો નાશ થયો સમજે છે તેવા પરમ પવિત્ર ગુરૂ પણ, જો તેઓના રાંધેલા ખોરાકને અડકી જાય તો તે ખોરાક તેમને અગ્રાહ્ય થાય છે.

બીજી પણ એક, ધ્યાન ખેંચનારી હકીકત એ છે કે તેઓમાં કોઇ મુખી કે પટેલ હોય એવું લાગતું નથી. તેઓની જાતિના સર્વમાન્ય નિયમોનો કોઇ ભંગ કરે તો તેને સજા કરનાર કોઇ નથી. એટલે અત્યારે એક રીતે જોતાં તેમાં નિરંકુશતાનું જોર વધારે છે, આથી કરીને તેઓની કોમનાં ભવિષ્ય માટે નિરાશાવાદી છે.

આ જાતિ પોતાને રાજ્યખટપટ અને ચાણક્યનીતિમાં–(ગેરવ્યાજબી રીતે અને. અન્ય જાતિઓની આ બાબતમાં નિર્વિવાદ પણે શ્રેષ્ટતા સાબીત થઇ ગઇ છે છતાં પણ)–પોતાને અદ્વિતીય માને છે અને તેમાં મગરૂરી માને છે.

આ જાતિનું લગભગ સર્વસામાન્ય થઇ ગયેલું એક એ લક્ષણ છે કે તેઓ વક્તૃત્વમાં (સભામાં નહિં પણ ખાનગીમાં દલીલો કરવામાં) લગભગ બીનહરીફ જેવાં છે પણ પોતેજ દાખવેલા વિચારોને, વર્તનમાં મુકવામાં તેઓ કોઇની પણ સાથે હરીફાઇમાં ઉતરવા માગતાજ નથી.

આ પ્રમાણે બીજી ઘણીયે નવાઇઓ આ કોમ માટે મને કહેવામાં આવી છે. હવે તમે મને કહો કે આ જાતિનું નામ શું ? તમે એના પરિચયમાં આવેલા છો કે નહિં ? શું આ બધી વાત સાચી

છે ? માણસ પશુને અડે પણ માણસ માણસને ન અડે, જરૂર પડે તો પશુ પક્ષીનું અડેલું કે એઠું ખવાય પણ અન્ય મનુષ્યોનું અડકેલું પણ નકામું: પોતાનાજ ધર્મ ગુરૂની અડકેલી રાંધેલી રસોઇ ન ખાય, મને તો લાગે છે કે આ બધી ન માની શકાય તેવી વાત છે. માટેજ હું તમને પુછું છું કે શું તમારે ત્યાં આવી જાતિ વસે છે?"

અધિપતિ સાહેબ! કાંઇ સમજણ પડી? ડા. ભાંડારકર બીચારા મરી ગયા નહિતર હું તેને પુછત પણ હવે તો મારો એકલો આધાર તમારા વાંચકગણ ઉપર છે.

જયંતિલાલ નારદલાલ માંકડ.

# સેવાધર્મ.

સમગ્ર જગતમાં ભિન્ન ભિન્ન ધર્મો છતાં જે જગત માત્રને સર્વમાન્ય ધર્મ કોઇ હોય તો તે સેવાધર્મજ જણાય છે. આપા વર્ણ કે જાતિના ભેદ શિવાય, સામાજીક ઉચ્ચ, નીચ સ્થિતિ જે કોઇ પણ ક્ષિતિજમાં એકત્ર થતી હશે તો તે આ ધર્મના પરિપાલનમાંજ છે. રાય કે રંક, ગરીબ કે તવંગર, કોઇપણ સ્થીતિના મનુષ્યો સેવા ધર્મને સ્વીકાર્યા પછી પોતાની વચ્ચે જગતની દ્રષ્ટિએ દેખાતો તફાવત તફાવત વિસરી જઇ. તે ધર્મના પરિપાલનમાં તલ્લીન બનતાં એકતાને પામે છે. તેજ આ ધર્મની બલિહારી છે

આજ એ સેવાધર્મનો યુગ છે. સમાજની સેવા ખાતર કંઇક જનોએ દુનીઆના મોહનો, સુખનો ત્યાગ કરી, એ ધર્મની વેદી પર અવર્ણનીય બલિદાનો આપ્યાં છે. અને હજુ આપી રહ્યા છે. અને તે દ્વારા ઐહિક અને આમુષ્મિક કલ્યાણ સાધવા મથી રહ્યા છે. ધન્ય છે તે આત્માઓને કે જે સેવાધર્મનું ખરૂં રહસ્ય સમજી તેના પરિપાલનમાં પોતાનું જીવનસાફલ્ય મેળવી જીવન અક્ષનારની સમીપ પહોંચી રહ્યા છે.

એ ધર્મ પ્રાણી માત્રને ઓછાવત્તા પ્રમાણમાં બજાવવાનો છે. તેમાં કેટલાક એ ધર્મનું રહસ્ય સમજી તે બજાવે છે તો અંતિમ લક્ષ્યને તે દ્વારાજ પહોંચી શકે છે. જ્યારે બીજા રહસ્ય સમજવા વગર પણ તે ધર્મ તો બજાવીજ રહ્યા છે. પ્રભુએ સૃષ્ટિ પેદા કરી ભુત માત્રને એક બીજા સાથે સંકલિત રાખ્યા છે. અને તેથી સ્વાર્થ ખાતર

પણ એક બીજા પ્રત્યે કેટલીએક ફરજો બજાવવાની રહે છે. અને તે જાણ્યે અજાણ્યે પણ સેવાધર્મનું પરિપાલન નીવડે છે.

પરંતુ આ રીતે સ્વાર્થ ખાતર જે સેવા કરવામાં આવે છે તેમાં અને પરમાર્થ ખાતર જે સેવા કરવામાં આવે છે. તે બંનેમાં ઘણો તફાવત છે. પરમાર્થ ખાતર સ્વીકારાએલો સેવા ધર્મ ને નિષ્કામ સેવા હોઇ પ્રભુને પ્રિય છે. અને પ્રભુની નજીક લઇ જનાર છે. તે ધર્મ અલબત ગહન છે. તેની સાથે તેનું પરિપાલન તે એટલું તો દિવ્ય છે કે તેની સેવા કરનાર હમેશાં પરમાનંદમાંજ વિચરે છે. અને ઐહિક આંદોલનો, અડચણો વગેરે તેને અસર પણ ભાગ્યેજ કરે છે ? તે કોઇ જુદીજ સૃષ્ટિમાં વિચરતો હોય તેમ તેને ભાસ થયા કરે છે.

સ્વાર્થ ખાતરની સેવામાં પણ અલૌકિકતા લઇ શકાય છે ગુજરાન ખાતર પૈસા લઇને કોઇ પણ શ્રીમંતની સેવામાં જોડાયા પછી પણ માત્ર ભાડુતી સેવક નહિં રહે તો. તેમના શ્રેય અર્થે ગમે તે ભોગ આપનાર અને ખરા અંતઃકરણથી સેવા કરનારની સેવાઓ પણ અમુક અંશે પારમાર્થિક બને છે. અને પરિણામે તે પોતાના સ્વાર્થની દ્રષ્ટિને ગૌણ માની તેમના આશ્રયદાતાના કલ્યાણને પ્રધાન પદ આપે છે ત્યારે તેમને પણ પોતાની ફરજ ખરા અંતઃકરણથી યથાર્થ રીતે બજાવ્યાનો દિવ્ય આનંદ મળી શકે છે. નિર્વાહ અર્થે સેવા કરીને પૈસા લેવામાં કાંઇ સેવાનું મહાત્મ્ય ઘટતું નથી. તેવા સેવામાં પણ પોતાના સુખ સગવડતાનો ભોગ બીજાનાં ભલાં ખાતર આપવામાં આવે ત્યારે તે સેવામાં દિવ્યતા અવશ્ય આવે છે.

# રાજા છબીલારામ બહાદૂર,

અથવા

# નાગરવીરરત્નક.

## ૧૧ અલ્હાબાદની સુબેદારી.

(સપ્ટેંબર ઇ. સ. ૧૭૧૩થી નવેંબર ઇ. સ. ૧૭૧૯ સુધી.)

ઇ. સ. ૧૭૧૩ના સપ્ટેંબર માસમાં રાજા છબીલારામની આગ્રેથી અલ્હાબાદના સુબેદાર તરીકે બદલી થઇ અને ત્યાર પછી ઇ. સ. ૧૭૧૯ના નવેંબર માસમાં તેઓનો તે સ્થળે દેહોત્સર્ગ થયો, તે સમયાન્તરમાં તેઓનું ગૃહજીવન, કુટુંબજીવન, જ્ઞાતિજીવન કે પ્રજાજીવન કેવું હતું, તે જાણવાને આપણી પાસે કંઇ સાધન નથી. છતાં જે કંઇ રાજકીય તેમજ સાંસારિક પ્રસંગોનો યત્કિંચિત ઇતિહાસ ઉપલબ્ધ થયો છે તે ઉપરથી કલ્પનાનો આશ્રય લઇ તેઓનાં સામાજિક જીવનનું અછું ચિત્ર આલેખવાનો પ્રયાસ કરીએ તો તે અનુચિત તો નહિજ ગણાય. તેઓના સંબંધમાં કંઇ પણ નિશ્ચયપુર્વક કહી શકાય તો એટલુંજ કે તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર અને અવટંકે મહેતા હતા. કાઠિયાવાડમાં આવેલ માંગરોળ બંદર તેઓની જન્મભુમિ હતી, તે પણ લગભગ તેટલુંજ ચોક્કસ કહી શકાય. છતાં તેઓનો જન્મ કયા વર્ષમાં અને કેવી પરિસ્થિતિમાં થયો હતો, તેમજ કયા વર્ષમાં અને કેવા સંયોગોમાં તેઓને પોતાની જન્મભુમિ છોડી એટલે બધે દૂર જઇ રહેવાની જરૂર પડી, જીવનનાં તે તે અંશો તો અંધકારની

જવનિકા પાછળ રહેલાના. ઇ. સ.નો સત્તરમો સૈકો પુરો થતાં મુગલ બાદશાહીનું આયુષ્ય પણ પુરૂં થવા આવ્યું હતું. ઔરંગઝેબે પોતેજ અખિલ સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું હતું. બાદશાહના રકતપાનથી રૂષ્ટપુષ્ટ થયેલા મુસલમાન અમીરો અને અમલદારો સ્વાર્થાંધતાને લીધે ચકડોળે ચઢયા હતા અને બાદશાહીને ગળી જવાને પ્રવૃત્ત થયા હતા. તેવા સંયોગોમાં સત્વશાલી અને વીર્યવાન હિંદુઓને માટે અતિ વિસ્તીર્ણ રાજક્ષેત્ર ખુલ્લું થયું હતું. તેનો લાભ લેવાને તેઓના જેવા અસામાન્ય વીર પુરૂષો ઘર છોડી, પાંચસેં સાતસે ગાઉ દુર જઇને વસે તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. ઇ. સ ૧૭૧૩નું આગ્રાનું યુદ્ધ તેઓનાં અને તેઓના કુટુંબના જીવનપરિવર્તનમાં કેન્દ્રીભુત થયું હતું તે પ્રસંગને કેન્દ્રમાં રાખી તેમાંથી ત્રિજ્યા, વ્યાસ કે પરિઘ દોરીએ તો આખું ચિત્ર ખડું થઇ શકે. તે પ્રસંગે રાજા ગિરિધર બહાદુરે જે વીરોચિત પરાક્રમ કર્યું હતુ. તે ઉપરથી તે સમયે તેઓનું વય ૩૦-૩૩ વર્ષથી ઓછું નજ હોવું જોઇએએમ મનાય. રાજા છબીલારામનું ઇ. સ. ૧૭૧૯માં મૃત્યુ થયું, ત્યારે તે પ્રસંગે તેઓને એકાએક પક્ષાઘાત થઇ આવ્યો હતો, એમ પણ કેટલાક ઇતિહાસકારો એ નોંધેલું છે તે હકીકત ખરી હોય તો તે સમયે તેઓની ઉમ્મર પરિપકવ એટલે ઓછામાં ઓછી ૫૪-૫૫ વર્ષની હોવી જોઇએ. ઇ. સ. ૧૭૧૩માં ગિરિધર બહાદુરની ઉમ્મર ૩૩ વર્ષની ગણતાં, ઇ. સ. ૧૬૮૦માં તેઓનો જન્મ થવો જોઇએ. તેઓના જન્મ સમયે દયાળ બહાદુરની ઉમર લગભગ ૨૦ વર્ષની અનુમાનીએ તો તેઓનો જન્મ ઇ. સ. ૧૬૬૦માં થવો જોઇએ. છબીલારામ તેઓથી પાંચ વર્ષે નાના હોય તો તેઓનું જન્મવર્ષ ઇ સ. ૧૬૬૫નું અને તેઓના પુત્ર દયા બહાદુર ત્યાર પછી વીસ વર્ષે જન્મ્યા હોય તો દયા બહાદુરનું જન્મવર્ષ ઇ. સ. ૧૬૮૫ નું હોવું જોઇએ. આગ્રાના યુદ્ધમાં છબીલારામના જમાના રાય ગુલાબરાય બહાદુરે પણ ભાગ લીધો હતો તે સમયે તેઓની ઉમ્મરં ગિરિધર બહાદુર જેટલી ગણીએ તો તેઓનો જન્મ ઇ. સ. ૧૬૮૦ માં અને તેઓની સાથે લગ્ન કરનાર છબીલારામની પુત્રીનો જન્મ ઇ. સ. ૧૬૯૦ માં થયાનું અનુમાન કરી શકાય.

* આખા કુટુમ્બને લઈને બન્ને ભાઈઓ માંગરોળથી ગુજરાતમાં અને ગુજરાતમાંથી પ્રથમ આગ્રે આવ્યા હશે અને ત્યાંથી છેવટે અહ્દાબાદ આવીને ઘરબાર વસાવીને રહ્યા હશે. અહીંયાં રાજા રત્નચંદ્રે તેઓને પ્રથમ આશ્રય આપ્યાનું જણાય છે. પરંતુ તેઓનો ખરો આશ્રયદાતા તો ઔરંગજેબનો પૌત્ર અને બહાદુરશાહનો પુત્ર અઝીમ-ઉશ-શાન હતો. ઇ સ ૧૭૧૨માં લાહોરના યુદ્ધમાં આશ્રયદાતા અઝીમ-ઉશ-શાન અને આશ્રિત દયાળ બહાદુર મરાઇ ગયા. ત્યાર પછી ઇ. સ. ૧૭૧૩માં આગ્રાના યુધ્ધમાં છબીલારામે કરેલ પરાક્રમથી તે અઝીમ-ઉશ-શાનના શાહજાદા ફરૂખસીયરની તેઓ ઉપર કેટલી બધી કૃપા અને પ્રીતિ હતી. તે કહેવાઇ ગએલ છે.

બાદશાહ ફરૂખસીયરની રાજા છબીલારામ પર અપૂર્વ કૃપા હતી, તે નિ:સંદેહ છે. પરંતુ તેજ કારણથી તેઓ સૈયદ ભાઇઓની ઇર્ષ્યા

* ઉપરની હકીકત નીચેના કોષ્ટક ઉપરથી સહજ દ્રષ્ટિગમ્ય થશે.

કાળાનુક્રમ.

| | જન્મ ઇ. સ. | મૃત્યુ ઇ. સ. | આયુષ્ય વર્ષ | આગ્રાના યુદ્ધમાં ઉમ્મર વર્ષ |
|---|---|---|---|---|
| ૧ રાજા દયાળ બહાદુર | ૧૬૬૦ ? | ૧૭૧૨ | ૫૨ | — |
| ૨ ,, છબીલરામ , | ૧૬૬૫ ? | ૧૭૧૩ | ૫૪ | ૪૮ |
| ૩ ,, ગિરિધર .. | ૧૬૮૦ ? | ૧૭૨૮ | ૪૮ | ૩૩ |
| ૪ .. દયારામ ,, | ૧૬૮૫ ? | ૧૭૩૨ | ૪૭ | ૨૮ |
| ૫ ચિમ્નબહાદુર ભવાનીરામ | ૧૭૦૦ ? | ... | ... | ૧૩ |
| ૬ રાજા ગુલાબરાય બહાદૂર | ૧૬૮૦ ? | ૧૭૨૮ | ૪૮ | ૩૩ |
| ૭ .. આનંદરાય ,, | ૧૬૭૫ ? | ૧૭૨૮ | ૫૩ | ૩૮ |

§ રાજા દયારામ બહાદુર ઇ. સ. ૧૭૨૦ માં વઝીર મહમદ અમીખાનના કામદાર અને દિલ્હી દરબારમાં તેઓના વકીલ હતા. તેઓની પુત્રી વેણીકુંવરનો જન્મ ઇ.સ. ૧૭૧૫ માં થયો હોય અને બાર વર્ષની ઉમ્મર પહેલાં તેનું લગ્ન કરવામાં આવ્યું હોય તો ઇ. સ. ૧૭૨૫ માં તેઓએ માંગરોળ જઇ લગ્ન કર્યાં હશે એવી કલ્પના થાય છે.

અને દેવતા ભોગ થઇ પડયા હતા. બાદશાહે તેઓને દષ્ટિસમીપ રાખવાના હેતુથી, તેઓને દીવાન–ઇ–ખાલસાએટલે વસુલાત ખાતાના કાર્યભારીની જગ્યો આપી હતી; સૈયદોને તે પસંદ ન જ આવે, તે સહજ સમજાય તેવું છે. તેઓએ પોતેજ તેઓને આગ્રાના સુબેદારની જગ્યો આપી. પરંતુ બાદશાહની નજદીક રહેતા દેવાને તેઓને પુરતો વાંધો હતો. છેવટે તેઓની બદલી અમદાવાદ કરાવી. એક રીતે રાજા છબીલારામને શત્રુઓનો અસંતોષ ને પોતાના હિતરૂપ થઇ પડયો. દિલ્હી દરબારમાં તે સમયે મુસલમાન અમીરો અને અમલદારોમા બે પક્ષ હતા. ઇરાન અને તુરાનમાંથી આવેલા મુસલમાનો મુગલો કહેવાતા હતા, ત્યારે બીજા હાથ તરફ અફઘાન અથવા પઠાણ અને હિંદુસ્થાનના જુના વતનીઓ હિંદુસ્તાની મુસલમાનો કહેવાતા હતા રજપુત રાજાઓનો એક ત્રીજો પક્ષ હતો. મુગલો અને હિંદુસ્તાની મુસલમાનો વચ્ચે સર્પનકુલીય સંબંધ બંધાઇ ગયો હતો. રજપુત રાજાઓ જ્યારે જ્યારે જેઓને ફાવે તે પક્ષમા ભળી જતા હતા. સૈયદ ભાઇઓ હિંદુસ્તાની મુસલમાન વર્ગના હતા, તેઓ બહુ માથાભારે થઇ ગયા હતા. બાદશાહ ખુદનો જાન પણ જોખમમાં હતો. છતાં મુગલો કંઇ કાચા નહતા. ફાવે કે નફાવે તોપણ અવિરત પ્રપંચજાળનુ ચક્ર ગુંથ્યા કરતા હતા. તેવા તોફાની રાજ્યકીય વાતાવરણથી ઇશ્વરેજ રાજા છબીલારામ ને દુર રાખ્યા હતા. કોઇ કોઇ પ્રસંગે તેઓ બાદશાહ હજુરની મુલાકાતે દિલ્હી આવતા હતા, ત્યારે બાદશાહ તેઓની ઉપર જે મહેરબાની બતાવતો હતો, તેથી સૈયદોના હૃદયમાં તેલ રેડાતું હતું. § તેવે કોઇ પ્રસંગે બાદશાહ ફરૂખસીયરે અકબર બાદશાહને મળી આવેલાં નિલમનાં બે શિવલિંગો તેમને આપ્યાં હશે.

તોપણ કોઇ પણ મુસલમાની ઇતિહાસકારે રાજા છબીલારામની ઇ. સ. ૧૭૧૩થી ઇ. સ. ૧૭૧૮ સુધીની પ્રવૃત્તિનો એક અક્ષર પણ નોંધ્યો નથી. તે ઉપરથી સહજ જણાઇ આવે છે કે તેઓ બાદશાહી ઝંઝાવાતથી દુર ને દુરજ રહેતા હશે.

§ Later Mughals, Vol. II P. 6.

સુબેદાર તરીકે તેઓને કિલ્લામાં રહેવાની ફરજ હતી. અને તેમ હોવાથી તેઓ કુટુંબ સહિત ત્યાંજ રહેતા હશે.*

અલ્હાબાદનો કિલ્લો ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ નદીઓના સંગમ ઉપર ઇ. સ. ૧૫૮૪માં અકબર બાદશાહે બંધાવ્યો હતો. તે કિલ્લામાં પુરાણપ્રસિદ્ધ અક્ષયવટ અને ઇતિહાસપ્રસિદ્ધ અશોકનો શિલાસ્તંભ આવેલો છે. તેજ શિલાસ્તંભ ઉપર સમ્રાટ સમુદ્રગુપ્તે પોતાના દિગ્વિજયની પ્રશસ્તિ કોતરાવી છે. અકબરે તેમાં અનેક સુંદર મહેલો બંધાવ્યા હતા, જે પૈકી ચાળીસ સ્તંભદુર્ગ અને ચોસઠ સ્તંભપ્રધાન ખંડને તેણે શિલ્પકળાથી ભરપુર અને દેખાવમાં અતિ ભવ્ય બનાવ્યા હતા. તે દુર્ગ અને પ્રધાનખંડ રાજા છબીલારામ ના સમયમાં વિદ્યમાન હતા.† આ પ્રધાન ખંડમાં તેઓ પ્રસંગોપાત્ત દરબાર ભરતા હશે અને નિત્યનું રાજકીય કાર્ય પણ ત્યાંજ આટો પતા હશે. સુબેદારોને યોગ્ય સેના રાખવાની મંજુરી આપવામાં આવતી હતી, પરંતુ લડાઇને પ્રસંગે તેઓ ઇચ્છાનુસાર સેના વધારી શકતા હતા. તે સઘળી સેના તેનાં શસ્ત્રાસ્ત્ર સાથે કિલ્લામાંજ રાખવામાં આવતી હતી, સુબેદારોના હાથમાં તેઓની સર્વોપરિ સત્તા સોંપાઇ હતી.

આ પ્રસંગે સુબેદારોની શી શી ફરજો હતી, કેટલી સત્તા હતી, સંક્ષેપમા કેવી પરિસ્થિતિ હતી, તેનું તાદૃશ ચિત્ર આલેખવામાં બાદશાહી શાસનતંત્ર કેવું હતું, તેનું કંઇક દિગ્દર્શન કરાવવાની અપેક્ષા રહે છે.

મુસલમાની ધર્મશાસ્ત્રો પ્રમાણે બાદશાહ સર્વતંત્ર સ્વતંત્ર હતો. લશ્કર ખાતાનો તેમજ મુલ્કી ખાતાનો તે સર્વોપરિ અધિકારી હતો. એટલુંજ નહિ પણ ધર્માચાર્યોનો પણ ધર્માચાર્ય હતો. યદ્યપિ કુરાનાદિ ધર્મશાસ્ત્રોના બંધનથી તેની નિરંકુશ સત્તાને નિયંત્રિત કર-

* Mughal Administration by Jadunath Sarkar P. 85.

† Prayag or Allahbad by Modern Review Office, A. D. 1910, P. 45-49.

વામાં આવી હતી, પરંતુ તેનું ઉલ્લંઘન કરનાર બાદશાહનો નિગ્રહ કરવાને તેની સામે બળવો ઉઠાવવા સિવાય, બીજો કંઇ ઉપાય નહતો. જ્યાં સુધી તેમ કરવામાં ન આવતું, ત્યાં સુધી મોલવીઓના ફતવા રૂપી અમોઘ શસ્ત્ર કેવળ કુંઠિત થતું હતું.

તેમ છતાં અકબર બાદશાહે શાસનતંત્ર બની શકયા પ્રમાણે સર્વગ્રાહી અને નિયંત્રક બનાવવાનો પ્રયત્ન કર્યો આવ્યો હતો તે પ્રયત્ન એટલો બધો સફળ થયો હતો કે હિંદુસ્થાનની સરકારની આધુનિક શાસનપધ્ધતિ કેટલેક અંશે મુગલશાસનપધ્ધતિનું અનુકરણ છે, એમ નિઃસંશય કહી શકાય.

આખી બાદશાહી મુલકનો વહીવટ કરવાને ઉત્તર હિંદુસ્થાનના તેર અને દક્ષિણ હિંદુસ્થાનના ૭ મળી કુલ ઓગણીશ પ્રાંતો પાડવામાં આવ્યા હતા * દક્ષિણ દેશ રાજ્યધાનીથી બહુ દુર હોવાથી તે ૭ પ્રાંતોના સુબાઓ ઉપર દેખરેખ રાખવાને માટે એક સરસુબાને નિયત કરવામાં આવતો હતો. તેનું મુખ્ય મથક ઔરંગાબાદ હતું.

બાદશાહને મદદ કરવાને માટે એક કાર્યભારીમંડળ સ્થાપવામાં આવ્યું હતું. ને મંડળમાં ખાતાવાર કાર્યભારીઓ નીમવામાં આવતા હતા તે મંડળનો ઉપરિઅધિકારી વઝીર અથવા મુખ્ય દીવાન હતો. વઝીરના તાબામાં બે નાયબદીવાનો હતા. તેમાંનો એક નાયબદિવાન દીવાન–ઇ–ખાલસા એટલે બાદશાહી મુલકની સઘળી ખાલસા જમીનનો વસુલાતિ કાર્યભારી અને બીજો દીવાન–ઇ–તન

---

* ઉત્તરહિંદુસ્થાન એટલે નર્મદાથી ઉત્તર ભાગના નીચે પ્રમાણે તેર પ્રાંતો હતા.

૧ કાબુલ, ૨ કાસ્મીર, ૩ મુલતાન, ૪ દિલ્હી, ૫ આગ્રા, ૬ અજમેર, ૭ અલ્હાબાદ, ૮ અયોધ્યા, ૯ માળવા, ૧૦ ગુજરાત, ૧૧ પટણા, ૧૨ બંગાળા -અને ૧૩ ઓરીસા.

દક્ષિણના ૭ પ્રાંતો નીચે મુજબ હતા.

૧ બુરાનપુર (ખાનદેશ), ૨ વરાડ ૩ હૈદ્રાબાદ, ૪ બેદર, ૫ બિજાપુર. અને ૬ કર્ણાટક.

તે સિવાય સાતમા સુરસુબાનું મુખ્ય મથક 'ઔરંગાબાદ હતું.

અથવા નાણાપ્રકરણી કાર્યભારી હતો. વજીરના ખાતા સિવાય બીજાં સાત ખાતાંઓ અગત્યનાં હતાં. બાદશાહના ખાનગી ખર્ચ ખાતાનો ઉપરિઅધિકારી ખાત-ઇ-સમન એટલે ખાનગી કાર્યભારી, લશ્કર ખાતાનો હીસાબ રાખનાર અધિકારીઓ બક્ષીઓ, ન્યાય ખાતાના ઉપરિ અધિકારી મુખ્ય કાજી, ધર્માદાખાતાનો મુખ્ય ઉપરિઅધિકારી સદ્-ઉસ-સદર, મુસલમાની ધર્માચારનું પાલન કરાવનાર અધિકારી મુહ-તસીબ, તોપખાતાનો ઉપરિ અધિકારી દારોગા-ઇ-તોપખાના અને ટપાલ ખાતાનો ઉપરિ અધિકારી દારોગા-ઇ-ડાકચોકી કહેવાતો હતો

સામાન્યતઃ આ સઘળા અધિકારીઓ પોતપોતાના ખાતાઓમાં સ્વતંત્ર હતા. તોપણ હાલના વાઇસરોયની એકઝીક્યુટીવ કાઉન્સીલના સભ્યો કરતા તેઓની સ્થિતિ ઉતરતી અને સેક્રેટરીએ કરતાં કંઇક અંશે ચઢીઆતી હતી. ખાતાનો તરતનો ઉપરિઅધિકારી હોવાથી, પ્રત્યેક અધિકારી પોતાના ખાતામાં અધિકારીઓની નિમણુકો કરવાને સ્વતંત્ર હતો, છતાં તેના સઘળા પત્રો, રિપોર્ટો, પત્રકો વગેરે મઘળો પત્રવ્યવહાર વજીરની મારફત બાદશાહની હજુરમાં ચલાવવાનો નિયમ હોવાથી તેટલે અંશે પ્રત્યેક અધિકારી વજીરનો તાબેદાર હતો. વજીર હરકોઇ અધિકારીના કામમાં વચ્ચે પડી શકતો હતો, છતાં છેવટના નિર્ણયની સત્તા તો બાદશાહના હાથમાંજ હતી. ઔરંગઝેબ જેવો મનસ્વી બાદશાહ વજીર અથવા બીજા કોઇપણ કાર્યભારીની સલાહ પ્રમાણે ભાગ્યેજ વર્તતો હતો. સઘળો પત્રવ્યવહાર વજીરની મારફતે કરવાનો સખ્ત નિયમ હોવા છતાં બાદશાહ મરજીમાં આવે ત્યારે હરકોઇ કાર્યભારી સાથે સીધો વ્યવહાર રાખતો હતો. તેટલે અંશે વ્યવહારમાં વજીરની સત્તા ખંડિત થતી હતી.

શાસનતંત્રની જેવી વ્યવસ્થા કેન્દ્રસ્થાનમાં હતી, તેનુંજ અનુકરણ પ્રાંતોમાં કરવામાં આવતું હતું. પ્રત્યેક પ્રાંતને સગવડના પ્રમાણે મહાલોમાં વેંહેચી નાખ્યો હતો. મહાલનો ઉપરિઅધિકારી ફોજદાર હતો. તેની નિમણુક વજીરની ભલામણ મુજબ બાદશાહ તરફથી કરવામાં આવતી હતી. તેમજ વજીર સાથે તેને સીધો સંબંધ હતો, છતાં વ્યવહારમાં તે પ્રાંતના સુબાનો એક તાબેદાર અધિકારી જેવો હતો.

# જ્ઞાતિમંડળો.

(કેટલાક વિચારો.)

મંડળનો સામાન્ય રીતે અને સામાન્ય ભાષામાં અર્થ એમ થઇ શકે કે કોઇપણ જાતની ટોળી અગર એકજ વિચારવાળા મનુષ્યોનો સમુહ કે જેમાં તે એક વિચારવાળા મનુષ્યો અંદર અંદર સંમત થઇ પોતાના યોજી કાઢેલા વિચારનો ફેલાવો કરી, તેમાં બીજા બ્હારના મનુષ્યોને સમજાવી, પોતાના કરી આગળ વધવા ખ્યાલ રાખે છે. આવા સમુહો આ દુનીઆની શરૂઆતથીજ એક અગર બીજા સ્વરૂપ માં સ્થપાયા છે એવો પુરાનો ઇતિહાસ આપણને આપે છે. હવે આવા કેટલાંક મંડળો તેનાં સારાં બંધારણને અંગે લાંબી જીંદગી ભોગવી ગયેલ છે જ્યારે બીજા કેટલાક થોડી જીંદગીમાંજ નાશ પામ્યા છે. પણ જે ઉપર કહેલ છે તેવાં મંડળો કેમ બંધાયાં છે તે જોવા જઇશું તો સહજ જ માલુમ પડશે કે તેનું પ્રધાન કારણ ફક્ત મનુષ્ય–સ્વભાવજ છે હરેક મનુષ્યનો કુદરતી ખ્યાલ હમેશાં પોતાના જેવા બીજા મનુષ્યો સાથે જોડાઇ મૈત્રી કરી, અરસ પરસ થોડાઘણા સ્વાર્થના ભોગે પણ તે મૈત્રી ટકાવી રાખવાની છે. અને ને ટકાવી રાખવામાંજ હરેક મનુષ્ય પોતાની ફરજ અદા થયેલ સમજે છે. આવા કુદરતી આકર્ષણમાં પણ સ્વાર્થત્યાગની ઉચી ભાવનાઓ થાય છે એ નિર્વિવાદ છે. પરંતુ જે મનુષ્યસ્વભાવ આપણે જોઇ ગયા તે મંડળ સ્થાપવામાં કારણભુત છે. અને તેજ સ્વભાવ તેવા મંડળનો વિનાશભુત છે. કારણ કે અરસપરસ અમુક હદ સુધી સ્વાર્થત્યાગ હોઇ શકે છે. એક તરફનો, આત્મભોગ સામેથી તેટલાજ સ્વાર્થભોગની અપેક્ષા વગર

ક્વચિતજ વ્હેવારની રીતિએ માલુમ પડે છે એટલે તે હદ ઓળંગતાં મંડળના વિનાશનો ઉપાય શરૂ થાય છે. અને આખરે તે તુટી જાય છે. અલબત તેવા મંડળોના વિનાશ ચર્મચક્ષુથીજ દેખાય છે કારણ કે પાછો તે વિનાશજ બીજાં તેવાં કોઇ મંડળનો જન્મદાતા થઇ રહેલ હોય છે અને કોઇક વખતે એકના બે એમ સંસ્થા વધારી પણ દે છે. એટલે મનુષ્યસ્વભાવજ મંડળનો કર્તા પોષક અને વિનાશક છે અને બીજા શબ્દોમાં કહિયે તો જ્યાં જ્યાં મનુષ્ય છે ત્યાં ત્યાં તેના સ્વભાવને અંગે મંડળનું અસ્તિત્વ પણ હોવું જોઇએ એ ખુલ્લું દેખાશે.

આનો અર્થ એવો નથી કે એક મનુષ્યનો સ્વભાવજ મંડળોના અસ્તિત્વનો આધાર અગર કારણ છે. બીજાં પણ કારણો અને સાધનો જરૂરનાં છે. અને દરેક મનુષ્યની સ્થિતિ વગેરે સાધનોથીજ નોખી નોખી સંસ્થાઓ ચાલુ થાય છે. અમુક માણસોનો વિચારજ એક હોય તેવા માણસોથી મંડળ ચાલુ કરાય છે. અગર રહેણીકરણી સરખી હોય, અગર એક કુટુંબ-જ્ઞાતિ હોય અગર એક પ્રદેશના હોય તેવા તેવા લોકો ઉપરના જતાવેલ પોત પોતાને યોગ લાગે તેવા લોકો સાથે સામેલ થઇ મંડળો સ્થાપે છે, પછી જે જે મુખ્ય કારણોને અંગે ભેગા થયા હોય તેવાં તેવાં યુક્ત નામો તે તે મંડળને આપી તે તે નામથી તે તે સંસ્થાઓ ચાલે છે, જીવે છે, અને આખરે કુદરતી નિયમને વશ થઇ ભુતકાળના ઇતિહાસ વાસ્તે ઉદાહરણ રૂપે થઇ રહે છે. આવાં ઉદાહરણો નીચે પ્રમાણે છે. ઇંગ્લંડ, ફ્રાન્સ વગેરે યુરોપના તથા અમેરિકાના લોકમાં એક વિચારની રાજદ્વારી પાર્ટીઓ બની રહે છે. એક્સ્ટ્રીમીસ્ટસ રાયટ લેફ્ટ, લીબરલ્સ લેબોરાઇટસ વગેરે. આપણે પણ પાશ્ચાત્ય વિચારોનું અનુકરણ કરી હાલમાં હિંદુસ્થાનમાં સ્વરાજીસ્ટસ ઇન્ડીપેન્ડન્ટસ વગેરે નામોથી સંસ્થાઓ, (મંડળો) ચાલુ કરેલ છે. રહેણીકરણી સરખી હોય તેવા મંડળોના દાખલામાં બંધુ મંડળ, કરાચી, થીયોસોફીકલ સમાજ કરાચી, ગણી શકાય એક જ્ઞાતિના મનુષ્યોનું મંડળ થાય છે તેનો દાખલો આપણાં શ્રી વડનગરાનાગર મંડળ કરાચી, મુંબઇ વગેરે છે, એક દેશના મનુષ્યો બીજા દેશમાં જતાં ત્યાં તે મંડળો સ્થાપે છે તે પોતાના દેશના નામથી ચાલુ થાય

છે. દાખલા તરીકે આપણને યુરોપમાં, અમેરીકામાં ઇન્ડીઅન સ્ટુડન્ટસ હોમ ઇન્ડીઅન સ્ટુડન્ટસ રીલીફ ફંડ વગેરે રીતે સંબોધાય છે.

હવે તે મંડળો કેમ સ્થપાયાં, અગર તેમની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે જોયા પછી આપણો બીજો સવાલ એ થઇ શકે કે તેવાં મંડળોની કઇ આવશ્યકતા છે ? અને હોયતો કેટલીક છે. ? અને મનુષ્યસ્વભાવમાં તેવાં મંડળોની આવશ્યકતા છે તે ઉપર ટુંકામાં બતાવેલ છે તો પણ બીજી રીતે આવાં મંડળો શી શી સામાજીક સેવા કરી રહેલ છે અને તેમાં ફાયદા શા શા છે તે આપણે તપાસીએ. અને તેવી ઝીણવટથી તપાસ કરતાં આપણે આપણું દ્રષ્ટિબિંદુ એક જાતની એવી સંસ્થાપર રાખીએ, અને તેવી સંસ્થાની જરૂરીઆત ફાયદા વગેરે જોઇએ તો પછી એ અનુભવથી મળેલ હકીકત બધાને લાગુ કરી સામાન્ય નિયમ બાંધી શકીએ અને તેટલા માટે શ્રી વડનગરા નાગર મંડળનો—એટલે આપણો પોતાનોજ દાખલો લઇએ.

નાગરજ્ઞાતિ મંડળની જરૂરીઆત. છેક પ્રાચીન કાળથી તપાસતાં માલુમ પડે છે કે નાગર જ્ઞાતિ કેળવણીમાં, સુધારામાં, રાજદ્વારી બાબતો વગેરેમાં સર્વથી આગળ વધેલ જ્ઞાતિ છે. આપણા વડવાઓ આ આપણી ખ્યાતિને ચાલુ રાખવા એક અગર બીજી રીતે જ્ઞાતિ વાસ્તે બંધારણો બાંધવા તરફ દ્રષ્ટિ કરતા આવ્યા છે.

વખતો વખત સ્થાનિક સ્થિતિનો ખ્યાલ રાખી અમુક બંધારણ આપણને વાસ્તે બાંધી ગયા છે અને તે બંધારણની રૂએ શરૂઆતમાં સારા સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો પાંચ. ૭ અગર જરૂર જણાય તેટલી સંખ્યામાં ભેગા થઇ જ્ઞાતિના કાર્યમાં સામેલ રહેતા આવ્યા છે. આ સંસ્થા એક નામથી ઓળખાઇ નથી પણ " નાગરી નાતના પટેલો" એવા નામથી તેઓ જુદા જુદા રહી પણ એક નિયમ વિચારમાં રાખી કામ કરતા આવ્યા છે. તેઓ જ્ઞાતિનું હિત ધ્યાનમાં રાખતા. અને તે હિતમાં ફાયદો થાય તેવા જરૂર જણાયે ન્હાના ન્હાના કાયદા બાંધતા અને તે કાયદાઓ પ્રમાણે જ્ઞાતિના કોઇપણ ગુંચવાડા ભરેલ સવાલો ઉભા થતા ત્યારે નિરાકરણ પણ કરતા. એટલે તે બધું એક જાતનું વહીવટપ્રકરણ ( administrotion ) કરતા હતા. અમારે એટલું ધ્યાન ખેંચવાનું રહે છે કે આપણા વડવાઓ ઘણા ડાહ્યા અને સુશીલ

હતા અને તેથી જ્યાં સુધી અને ત્યાં સુધી ચુકાદા એવા આપના કે ભવિષ્યની પ્રજાપર તેવા ચુકાદાઓનો ખોટો ભાર થઇ ન રહે અને જ્ઞાતિ જ્ઞાતિરૂપે રહી જાય. વળી ઘણુંખરું તે પટેલો મુરબ્બી અને જ્ઞાતિ માટે આત્મભોગ દેનારા હોવાથી જ્ઞાતિબંધુઓને પણ માન્ય હતા. અને તેઓના ચુકાદા તરફ કદાચ કોઇ આંગળી ચિંધતું તો બીજા સમસ્ત જ્ઞાતિબંધુઓ તે બંધુને વાળી દેતા, સમજાવતા, અને કામ પતી જતું, અને પટેલો માન-પ્રદ રહેતા. તેઓ વાસ્તે કોઇ ખાસ લિખિત ધારાધોરણ કામકાજ વાસ્તે નહોતા પણ લગ્ન પ્રસંગે અગર એવા શુભાશુભ પ્રસંગે, અને ખાસ કરીને અંદર અંદરના ટુંકા કજીઆ પતાવવામાં, જ્ઞાતિનો કોઇપણ માણસ પોતાની નિર્મિત થયેલ ફરજે ચુક્યો હોય તો તેને કંઇપણ શાસન પ્રાયશ્ચિત વગેરેથી પાછો પોતાનો કરવામાં અગર કોઇ ફંડ ફાળો ઉભો કરવામાં વગેરેમાં ભાગ લેતા. અને જમાનાની પ્રગતિને પણ દુરઅંદેશી હોઇ પહોંચી વળવા નાચી નાચીને પગ સામું જોવા વખત આવે એવા ખ્યાલ તેઓને હમેશાં રહેતા અને તેથી ભૂલેલા પોતાના ભાઇને સાચો રસ્તો બતાવી ભવિષ્યને માટે જ્ઞાતિહિતને લક્ષમાં રાખી કામ કરતા, વખતો વખત નાના નાના પણ ભારે ન પડે તેવા ધારાઓ બાંધી તેને અમલમાં મુકેલા જોતા. અને તેવા ધારાધોરણો દેશવર્તમાનકાળ પ્રમાણે ભુલવાળા દેખાતાં ક્યારે પણ મુકી દેતા. પટેલો ઉત્તરોત્તર બંધાએલ સડક પર કામ ધપાવ્યે જતા હતા. અને તેવા રીતે આજની તવારીખ સુધી પણ આપણે જોઇ શકીએ છીએ ને પ્રમાણે આપણા જ્ઞાતિબંધુઓના સ્થળોમાં કાઠીઆવાડ ગુજરાતમાં એવાં બંધારણોને એવા પટેલો જાળવી રહેલ છે

આધુનિક જમાનામાં પરદેશપર્યટન ને આજીવિકા પણ પરદેશમાં રહેલ હોવાથી દરેક યુવક જીંદગીની જરૂરીઆતો પુરી પાડવા પોતાનું વતન છોડી બીજે નજર નાખી રહેલ છે.. કેટલાકો તો વર્ષો થયાં બ્હાર દેશાવર બ્હારગામ વસવાટ કરી ગુજરાન ચલાવી રહેલ છે અને પોતાનું અસલ સ્થાન ગુજરાત કાઠીઆવાડને વસ્તુતઃ તિલાંજલી આપી રહેલ છે. મુખ્યત્વે કરી મુંબઇ, રંગુન, કરાચી, આફ્રીકાના સ્થાનોમાં આપણા બંધુઓની દિનપ્રતિદિન સંખ્યા વધતી જાય છે એતો સર્વને વિદિત વાત છે. હવે જે લોકો બ્હાર રહ્યા છે તેઓને પોતાનું થયેલ

બંધારણ પોતાને માટે દેશકાળ પ્રમાણે બાંધવા રાખવા અને નિભાવવા ઇષ્ટ લાગ્યું છે. અને તેનું ખરૂં કારણ અંદર ખાનેથી એમ સમજી શકાય કે તે બંધારણ એટલું સારૂં અને હિતાવહ છે કે તેની નવી આવૃત્તિ કોઇ ઠેકાણે પણ પ્રગટજ થઇ રહે છે એવો ખ્યાલ હમેશાં દરેક મનુષ્ય બાંધેછે અને તે સાચો છે આ વાતને ટેકો નિર્મિત થયેલાં પૌરાણિક વ્રતો અને ઉત્સવો આપે છે. કૃષ્ણ જન્મ, રામે કરેલો રાવણનો વધ તે દિવસ એટલે વિજ્યા દશમી, વગેરે એટલાલો લોકોના મનપર સારી અસર કરી રહેલ છે કે દરેક વર્ષે તેનો તે ઉત્સવ ઉજવાય છે અને તેમાંથી અનેક રીતનું જ્ઞાન મળે છે. તેવાં બંધારણની જરૂર જણાતાં જુદે જુદે સ્થળે મંડળો સ્થપાયાં આધુનિક જમાનાનો રંગ વરણીથી સભ્યોમાંથી કાર્યવાહકો ચુંટવા આદિનો લાગ્યો અને તેથી ઉત્તરોત્તર જે પટેલો દેશમાં જ્ઞાતિ વાસ્તે લેવાતા તેને બદલે ચુંટણીથી સારાસારા માણસો તેવાં મંડળો વાસ્તે લેવાયા, અને યુક્ત નામ સ્થાન રાખી મંડળો ચાલુ થયાં. તેવાં મંડળોના ઉદ્દેશો ગૌણ ભાગમાં તેવાજ રહ્યા છે. કોઇપણ હાલના વડનગરા નાગર મંડળનો ઇતિહાસ જોશો તો તેવુંજ માલુમ પડશે. આવા મંડળોમાં, અગાઉના બંધારણ કરતાં એક વાત વધુ દેખીતી રીતે લાગે છે. અને તે એ કે મંડળો ફંડના પૈસા કરવાનું માથે લેછે અને લવાજમ અગર બીજી રીતના ફંડ ઉભાં કરી ભેગા કરે છે, આવી એકઠી કરેલ રકમોમાંથી જરૂર જેટલું ખરચ કરી બીજી પ્રવૃત્તિઓ ચાલુ કરે છે. આ દિલચાલ જો કે નવી લાગે છે પણ તેમાં પણ ખરૂં કારણ દેશકાળજ છે. અને તે જરૂરીઆત રૂપેજ થઇ રહે છે પરદેશમાં આપણા બંધુઓની ટુંકા પગારો, રહેવાની મુશ્કેલીઓ આપણી ભવિષ્યની પ્રજાની કેળવણીનો સવાલ તેમજ દેશમાં પણ પૈસાની જરૂરીઆતોને પહોંચી વળવાનો સવાલ વગેરે આધુનિક જમાનાની તાસીર છે તે બતાવે છે. પણ ઉપરની હકીકતથી એટલું તો નક્કીજ થાય છે કે મંડળો કોઇ દિશામાં નવી ઉભી કરેલ સંસ્થાઓ નથી. પણ જુના શરીર પર નવા લેબાસ જેવુંજ કંઇક છે અને તેથી મંડળો પટેલોની જે જરૂરીઆત દેશમાં જ્ઞાતિને રહેતી તે પરદેશમાં પૂરી પાડી આપે છે. એટલે ટુંકામાં

જે જે જરૂરીઆતો, પટેલોનાં અસ્તિત્વ સંબંધી લાગુ પડે છે તે તે જરૂરીઆત આપણાં મંડળોના પણ છે.

આપણો બીજો સવાલ, તેવાં મંડળોમાંથી આપણા ભાઇઓને થતા ફાયદાઓ તપાસવાનો છે. મંડળો જરૂરનાં છે તે આપણે જોયું. હવે જે ચીજની જરૂરીઆત છે એમ લાગે તેમાં જરૂર કોઇ ને કોઇ ફાયદો રહેલો હોય. અલબત,.ફાયદો અને જરૂરીઆત એકને બદલે બીજો શબ્દ છે એમ મુકી શકાય તેમ આ ઉપરથી થતું નથી, પણ એટલું બહુ છુટથી ગણી શકાય કે જે જે હાજતો કોઇપણ ચીજની થાય તે તે જરૂરની ગણાય. અને જેમ જેમ હાજતો રહેલાઇથી કોઇ પણ ઉપાયે પુરી થતી જાય તેમ તેમ ફાયદો તેજ ઉપાય રહે છે. માટે તે ઉપાય જરૂરીઆત છે એમ મુકી શકાય. મંડળી પણ આપણા બંધુઓની અમુક અમુક હાજતો પુરી પાડે છે, માટે તેમાં ફાયદો તો રહેલ છેજ તે હવે સહજજ સમજી શકાશે. એટલે **પહેલો** ફાયદો તો આપણી જરૂરીઆત હતી, અને તે જરૂરીઆત મંડળીથીજ પુરી પડી છે. **બીજો ફાયદો** એ છે કે કોઇ પણ મંડળી અરસપરસ મદદ વાસ્તે ઉભી થયેલ હોય જે આ પ્રગતિના જમાનામાં ઇષ્ટજ છે. અને.પરસ્પર મદદનો આશય આપણાં મંડળોનો પણ છે તે તો દેખીતુંજ છે. **ત્રીજો ફાયદો** આવી સંસ્થાઓમાં એ છે કે જમાનાના રંગથી રંગાએલ હોઇ, અન્ય દેશ અને જ્ઞાતિના લોકોનું અનુકરણ કરી, સારીસારી વાતો આપણે શીખીએ છીએ. વરણીથી ચુંટણી (election by votes) એ કંઇ ઉપકી વાતનું સાધારણ ઉદાહરણ નથી. હજી આવી સંસ્થાઓ ઉભી કરી, ચલાવવામાં આપણે શિશુ વય ભોગવી રહ્યા છીએ. આપણી દ્રષ્ટિમર્યાદા કંઇક જુની રૂઢીના પડળ હેઠે અથવા એવાં અન્ય કારણે સંકુચિત રહી છે. પણ રસ્તો પકડ્યો છે તો કોઇક દિવસ પણ સંઘ દ્વારકાં પહોંચશે એમ માનવામાં કોઇ પણ આશાવાદી અચકાશે નહિં. **ચોથો ફાયદો**: કેળવણીવિકાસ માટે મંડળોની મદદ આપણા બંધુઓ લઇ રહ્યા છે, ને ખરેખર નોંધવા લાયક અને સ્તુત્ય છે. આ દિશામાં શ્રીવડનગરાનાગર મંડળ. મુંબઇ સારૂં કામ કરી રહેલ છે તે, તે મંડળના છેલ્લા વાર્ષિક અહેવાલથી પ્રત્યક્ષ થશે. છતાં, જે મદદ તે મંડળ અત્યારે આપે છે

નહિં જેવીજ છે. પણ આને માટે આપણે તે મંડળનો દોષ નહિ કાઢી શકીએ. સામાન્ય માણસે, આવાં મંડળનાં કામની સારી બાજુ તપાસી આશાવાદી બનવામાંજ લાભ છે. તેનાં જેવાં બીજાં મંડળો પણ છે, પણ તેમની પાસે વધારે સાધનાભાવને અંગે તેઓ પોતાનાં બંધુમંડળની સાથે, આવાં કાર્યમાં હરિફાઇ કરી શકતાં નથી. અને તેવાં નાનાં મંડળો અન્યોન્ય એકત્ર થયેલાં નહિં હોવાથી, કંઇ મદદ પણ નથી કરી શકતાં. પણ આવી મુશ્કેલીઓ ગાઇ બતાવવી તેનાં કરતાં તેમને તરી જવા પ્રયત્ન કરવા તે વધુ ડહાપણભરેલું છે એમ સર્વમાન્ય થશે. સરસ્વતી, લક્ષ્મીનો ભોગ માગી રહેલ છે અને આવા ઉમદા હેતુ માટે સર્વ બંધુએ પોતાથી બનતું આ દિશામાં કરવુંજ જોઇએ અને તેને માટે તત્પર રહેવુંજ જોઇએ એમ લખવું અજુગતું નહિજ ગણાય. અ મ આપેલ મદદ, મદદ લેનારમાં બમણું જોસ પેદા કરશે તે સર્વને વિદિત છે. આવી બાબતો માટે પૈસા ફાજલ પાડવા, વિવાહ વગેરે અવસરોમાં થોડીક કરકસર કરવી એ ઉત્તમ ઉપાય છે અને તેથી ભવિષ્ય ઘણો જબરો ફાયદો દેખે. દરેક મંડળે એવો જાતનો કંઇક કર પોતાના સભ્યો પર નાખવો ઇષ્ટ છે કે જેથી દરેક લગ્નના પ્રસંગે તે મંડળના સભ્યો દશથી પંદર ટકા કેળવણી ફંડમાં ભરે. આવી યોજના જો ઘડાય તો આશા રાખી શકાય કે કોઇક દિવસે આપણું તે ફંડ, ઉંચા પ્રકારની કેળવણી ભાઇઓને આપવા સમર્થ થશે.

મુંબઇવડનગરાનાગર મંડળની ઉપરની પ્રવૃત્તિની નોધ લેતાં, શ્રીકરાચીવડનગરાનાગરમંડળે ઉપાડેલ એક ત્રૈમાસિકની યોજનાની નોંધ લેવા ઘટે છે. રાજકોટનું ત્રિમાસિક, આ પત્રનાં અવતરણની ત્રીજો અવતાર ભોગવી રહ્યું છે. પ્હેલા બે અવતારમાં–ત્રિમાસીક અને નાગરનેત્રમણિરૂપે– તેણે નાગરજ્ઞાતિની બજાવેલી સેવા સર્વને વિદિત છે. આ ત્રીજા અવતારમાં ક્રમે ક્રમે તે વધારે સેવા બજાવે એવી આપણી આશાઓ ફળીભુત થાઓ. અત્યારે શ્રી કરાચીવડનગરા નાગરમંડળને, આ ત્રૈમાસિક ચલાવવામાં આત્મભોગ આપવો પડે છે એ શ્રુતિદોષ સત્ય હોય * તો તેથી આપણે જરૂર ઘણા દિલગીર થઇએ

---

* એ શ્રુતિદોષમાં પુરૂં સત્ય રહેલું છે, તે નાગરિકને ગયા વર્ષમાં રૂા ૧૦૭)ઘરના આપવા પડયા છે તે વાતથી ભાઇ 'રૈરશ્મને' સમજાશે
તંત્રી.

પણ તેમ હોય તો એ ભોગનો બદલો શ્રી ઇષ્ટદેવ ટુંક સમયમાં આપશે એમ આપણે આશા રાખીએ. આવી પ્રવૃત્તિ બધાં મંડળ કરે તો એક વિજયી ન થાય; પણ એક પ્રવૃત્તિમાં, બીજા મંડળની સહાયતા, ઉત્સાહ પ્રાણ, અને દ્રઢતા રેડે તે બતાવવા જવું પડે તેમ નથી. પાંચમે, ફાયદો દરેક સ્થળેથી દરેક મંડળ, પોતાના બંધુમંડળની તપાસ કરતું થયુ છે, તે છે આમ વિચારની આપલે ભવિષ્યમાં જો વધતી જાય તો ચોકસ સારૂં પરિણામ આવશે એમ ધારી શકાય. આમ ઉદ્ભવ જારી રહેતો અખિલ જ્ઞાતિમાં એક જાતનું રાજતંત્ર બની રહે, જે માટે મંડળોનો આભાર માનવો ઘટે. છઠ્ઠો ફાયદો આવાં મંડળો સમસ્ત જગતની દ્રષ્ટિમાં આ જ્ઞાતિ આટલી ઉજ્જવલ અને ખ્યાતિ ધરાવનાર છે એવી ઝાંખી હરહંમેશ કરાવતા રહે, તે છે. સાતમો ફાયદો અંદર અંદર દરેક સભ્ય ઉપર એક જાતનો અંકુશ રહે જે દરેકને હિતકારક છે તે છે. આવાં મંડળો પોતાના સભ્યોને આડે રસ્તે જતાં અટકાવી, સીધો નૈતિક અને ધાર્મિક રસ્તો બતાવી સુખી કરે છે. આ પ્રમાણે જેમ જેમ બારીક નજરથી આપણે તપાસતા જશું તેમ તેમ મંડળના ફાયદાઓ ઘણા નજરે પડશે. એટલે આવાં મંડળોની આવશ્યકતા છે તે તો ચોક્કસ આથી આવા મંડળો સ્થાપી નીભાવી રાખવામાં આપણી ભવિષ્યની પ્રજા માટે આપણા પુર્વજો તરફથી મળેલ બંધારણને બદલે દેશકાળને ઉચિત બંધારણ આપણા વડવાઓની જ્ઞાતિએ ઘડવાની સફળતા રહેલી છે.. મને તો આશા છે કે આમ થવાથી જ્ઞાતિનું નામ વારસામાં આપણને જેટલું ઉજ્જવળ મળ્યું છે તેટલુંજ કે તેથી પણ વધારે તેજસ્વી આપણે બનાવી શકશું.

જ્ઞાતિમંડળની શી શી ફરજો છે તે તો તેના ફાયદાઓ બતાવેલ છે તેમાં સ્થળે સ્થળે સૂચવન કરી જણાવેલ છે: છતાં અહિં એટલું ધ્યાન ખેંચવું પડે છે કે આવું મંડળ કંઇ એક વ્યક્તિ નથી. ઘણી વ્યક્તિઓ ભેગી થઇ એક મંડળ થયું છે એટલે દરેક વ્યક્તિની ફરજ શી છે તે તેને બતાવવામાં આવે અને તે વ્યક્તિ તે ફરજ અદા કરતી થાય તો આવા મંડળો પોતાની ફરજ બતાવવામાં વિજયી છે એમ સમજાય. આવી આવી ફરજો કોઇને વગર માગે બતાવવા જતાં કોઇક વખતે તેનો સ્વીકાર નથી થતો એ નવી વાત નથી. છતાં

પણ ઔષધ કડવું હોય તે પણ પોતાના ફાયદા માટે લેવું પડે છે તેમ, વાચક પણ લેખકતો આ શીખામણ રૂપી કડવો ઘુંટડો ગળી જશે એવો આશા છે. મુખ્ય ફરજ તો એવી છે કે જે મનુષ્યને કોઇ બીજા મનુષ્ય અગર સંસ્થા તરફથી કોઇ જાતની મદદ મળી હોય તેણે બદલામાં કંઇક આપવું. તેમજ મંડળ તરફથી તમારા બીજા બંધુને મદદ મળેલી હોય તો તે બંધુના બંધુ તરીકે પણ તમારે તે મંડળને બદલો આપવો જોઇએ. આજે કેટલીક વખત, આપણે જોઇએ છીએ તેમ ઘણા ભાઇઓ આવા મંડળના સભ્ય થવામાં પણ ખુશી નથી. કંઇ નજીવું કારણ બતાવી તેઓ મંડળમાંથી નીકળી જવામાં અભિમાન માને છે એ શું હાસ્યાસ્પદ નથી ? આવાં મંડળના કોઇક સભ્ય તરફથી કોઇ બીજા સભ્યને વધુઘટુ કહેવાયું હોય તો બીચારા મંડળને તેની અકૃપાનો ભોગ થવું પડે છે. એ થોડી મુશ્કેલીની વાત નથી. પણ તેવા બંધુઓને એટલું સમજવું ઘટે છે કે આખું મંડળ તે શરીર છે. અને તેમાં હાથે કરેલ નુકશાનનો બદલો, પગ, શરીર પર લેવા જશે તો આખર તો પગનેજ નુકશાન છે. અલબત્ત મતભેદ થાય અને તેવા મત ભેદો તો બધે હોવાજ પણ તેથી કંઇ નાશભાગ કર્યે મતભેદ ઘટતા નથી. મંડળને કોર્ટ સમજી તમારા કજીઆ વગેરેની ઘરમેળેજ પતાવટ કરશો તો એકનો આપણું કાર્ય થશે અને વળી બીજા લોકોની નજરમાં તમારૂં સ્થાપેલું અને પોતાનું કરી ગણેલું મંડળ નીચું નહીં પડે. સારાં સારાં બંધારણો વાળાં રાજ્યતંત્રોમાં પણ પાર્ટીઓ છે એ જાણી શકીએ છીએ. એવો કોઇ દાખલો નહીંજ મળે કે જ્યાં પાર્ટી ન હોય. આવા પાર્ટીવાળા દેશમાં એક પાર્ટી બીજી પર વેર લેવા જતાં પોતાના દેશનેજ નુકશાન પહોંચાડશે. સંકુચિત વૃતિઓ મનુષ્યને પણ સંકુચિત બનાવે છે અને તેથી આખરે વિનાશનાં બીજ રોપાય છે.

ઉપર પ્રમાણે આવાં જ્ઞાતિમંડળની જરૂરીઆત સાબીત થાય છે. અને જ્યાંસુધી આ દુનીઆ ચાલશે ત્યાંસુધી આવાં મંડળો હયાતી ભોગવશે એ પણ નિર્વિવાદ છે.

જયસુખલાલ મોહનલાલ આચાર્ય.

# પતિવ્રત.

[આપણી આસપાસ હમેશ હજારો બનાવ બની રહ્યા છે, તે બધાજ જો અનિયન્ત્રિત રીતે બનતા હોય તો બધી જગાએ, બધી ક્ષણે અવ્યવસ્થા થઇ રહે. આવી અવ્યવસ્થા સમાજમાંથી ટાળવા, અને તે ટાળવામાં લોકોને પ્રોત્સાહિત કરવા, વખતો વખત સમાજ પોતેજ અમુક અશક્ય કહેવાય તેવા આદર્શો સમાજ સમક્ષ મુકે છે. લગ્ન થયા પછી સ્ત્રીપુરુષ એક બીજાનાં પૂરક બની રહેવાને બદલે વિરૂદ્ધ દિશામા જીવનપ્રવાહ વહેવરાવે તો પરિણીત જીવનમાં કંઇજ સ્પૃહણીય ન રહે. કોઇક વાર સ્ત્રી અને પુરુષ સમાન મનવાળાં અને સમાન શક્તિવાળાં હોય છે. પણ ઘણી વખત તો સ્ત્રી પુરુષોની મનોદશા અને શક્તિ વચ્ચે ઘણોજ અંતર હોય છે. આવી સ્થિતિમાં કેટલીક વાર પુરુષની શક્તિ સ્ત્રી કરતાં ચઢીઆતી હોય તો કેટલીકવાર સ્ત્રીની શક્તિ અને મનોબળ પુરુષથી ચઢીઆતાં હોય છે.[1] આવી સ્ત્રી જો શુદ્ધ માર્ગે જનારી હોય તો જેમ તેના પતિનું હિત તે અનેકશઃ કરી શકે છે તેમ જગતને પણ કોઇક નવો આદર્શ આપી શકે છે. આ નીચેની વાર્તામાં આવી શક્તિમતીનું ચિત્ર છે.

આ વાર્તા પતિવ્રતાનો પુર્ણ આદર્શ આપણી સમક્ષ મુકે છે તે ખરૂં: પણ તે આદર્શ જેને આપણે "અશક્ય આદર્શ"[2] કહીએ

---

૧ શામળની " મદનમોહનાની વારતા " માં મોહનાનું મદન ઉપરનું પ્રાધાન્ય દેખાઇ આવે છે. આવા બીજા ઘણા દાખલા મળે.

૨. રા. બટુભાઇ ઉમરવાડીઆના " અશક્ય આદર્શ " જેવો આ નથી.

તેવો છે. આજના જમાનામાં, " યમ, બ્રહ્મા કે શંકર આવી, જીવન દોરી લંબાવી ગયા " એવી વાતો ન મનાય તેવી છે. પણ હિન્દુ સંસારનું મંડાણ શ્રદ્ધા ઉપર છે. ગમે તેવી વાત હોય, પણ જો તેમાં ધાર્મિક તત્વ ભળેલું હોય તો આપણે તે તરતજ માનવાના પણ લોક વાર્તામાં આવા અશક્ય આદર્શો વર્ણવા, ઇચ્છનીય છે કે નહિં તે જરા વિચારવા જેવું થઇ પડે. શ્રધાળુ મન ઉપર આવા આદર્શો સચોટ અસર કરે તે તો ચોક્કસ પણ જ્યાં અશ્રદ્ધા (scepticism) ભરેલી હોય ત્યાં આવા આદર્શ હસનીય પણ થઇ પડે. વસ્તુસ્થિતિનો ગમે તેવો સચોટ ખ્યાલ મનુષ્યને આપણે આપીએ છતાં, તેની છાપ જેટલી જરાક અતિશયોક્તિવાળી વ.તની પડે, તેટલી, તેનાં મન ઉપર નહિં જ પડે કેટલાક અલંકારિકો અતિશયોક્તિને બધા અલંકારોને મૂળે જુવે છે. જગતની બધી ભાષાઓમાં તો તે જરૂર રહેલી છે. અને આથીજ જગતના મહાન વિચારકોએ નગ્ન સત્યને આલંકારિક (allegorical) રીતે વર્ણવીને સમાજ પાસે મૂક્યાં છે.

આવા વિચારને પ્રેરતી, આ લોક વાર્તા જરૂર આદરણીય થશે ]

ઉજ્જૈણી નગરીમાં ધનપાળ નામે નગરશેઠ હતો. તેને શીલવતી નામે એક સ્ત્રી હતી. ધનપાળની પાસે અઢળક ધન હતું એટલે ગામમાં તેનું વજન ઘણુંજ રહેતું. તેને કોઇ વાતે ચિન્તા કે ઉપાધિ ન્હોતી, ઘણાંજ સુખમાં તે પોતાનો કાળ ગાળતા. એમ કરતાં કેટલાંક વર્ષ વીત્યાં. તોપણ ધનપાળને કંઇ સંતતિ ન થઇ. અગણિત દ્રવ્યના ધણીને હળવે હળવે સંતતિના અભાવરૂપી ચિન્તાએ કોરવા માંડ્યો. પતિ તથા પત્નીને, મનમાં રાતદિવસ ઉદાસી રહેવા લાગી " આ બધું ધન કોના માટે ? " એમ તેના મનમાં થવા મંડ્યું. કોઇએ ધરમનીમ કરવાની ભલામણ કરી. ત્યારથી શેઠને ઘેરથી કોઇપણ માગણ પાછો ન જાય. હંમેશ એક બ્રાહ્મણને જમાડીને જમવાનો રિવાજ પણ શેઠે રાખ્યો. કેટલેક મહિને શેઠને ત્યાં એક બ્રાહ્મણ આવ્યો. શેઠે તેમને જમાડ્યો, જુઠાડ્યો, બ્રાહ્મણે શેઠશેઠાણીનાં મ્હોં પર ઉદાસી દીઠી, એટલે પુછ્યું,

" શેઠ આપને શું દુખ છે ? "

શેઠે કહ્યું, " મ્હારાજ, શેર માટીની ચિન્તા છે. "

બ્રાહ્મણ જરા વિચારમાં પડી ગયો. પછી કહ્યું,

" શેઠ અહિંથી દક્ષિણ દિશામાં ચાર ગાઉ દુર એક જંગલ છે. તેના મધ્ય ભાગમાં એક અપુજ શિવલિંગ છે તેની પુજા, જો તમે એકનિષ્ઠાથી કરો તો. ભગવાનની કૃપા હશે તો તમને સંતતિ થશે."

બ્રાહ્મણ જમીને ચાલી નીકળ્યો. પણ તેનાં વચનમાં શેઠને બરાબર શ્રધ્ધા બેઠી ગઇ. તેજ દિવસે પોતાના વડા મુનીમને પેઢીનું કામ કાજ સોંપી પોતાની સ્ત્રીની અનુમતિ લઇ, તે જંગલમાં જવા નીકળી પડયો જતાં જતાં "હું છ મહિને પાછો આવીશ" એમ કહેતો ગયો.

એક અઘોર જંગલમાં શેઠ પહોંચ્યો. સુરજનાં કિરણ પણ ત્યાં ન પહોંચતા. મહા કષ્ટે રસ્તો કાપતાં બરાબર વચ્ચે વાંસળાને કાંઠે એક પડી ગયેલ શિવાલય તેણે દીઠું. ત્યાં ગયો. આમ તેમ જોતો એટલે બધું તપાસ્યું. સુકાં પાંદડાના ઢગલામાં ઢંકાઇ રહેલ શિવલિંગ માલુમ પડયુ. ત્યાં બધું સાફસુફ કરી, શંકરની પુજા કરી. આમ નિયમિત તે શંકરની પુજાઅર્ચના કરવા લાગ્યો. મનમાં પુરી શ્રધ્ધાથી ભકિત કરતાં તેને ત્યાં છ મહિના થયા. ત્યારે એક દિવસ, બરાબર, પ્હો ફાટયે, વાણિયો મહાદેવની આરાધના કરતો હતો, ત્યાં ભગવાન જેવો કોઇ ઝાંખો આકાર શિવાલયની ભીંત પાસે આવ્યો. વાણિયાને સ્વપ્ન જેવું કઇક લાગ્યું. પણ થોડી વારમાં તેણે અવાજ સાંભળ્યો.

" બોલ ત્હારે શી ઇચ્છા છે."

શેઠે પોતાની ઇચ્છા નમ્રતાથી કહી. શંકર કહે,

" શેઠ તમારા નશીબમાં છોકરું છેજ નહિં. પણ મ્હારી સેવા અફળ ન જાય જાઓ, હું તમને એક છોકરો આપુંછું. પણ એક શરત છે. તેને ભણાવો તો પરણાવજો નહિં અને પરણાવો તો ભણાવજો નહિં જો બેય કરશો તો છોકરો મરી જશે. "

વાણિયે આ કબુલ કર્યું. મહાદેવ અંતર્ધ્યાન થઇ ગયા અને શેઠ તો ઘેર આવ્યા. શેઠશેઠાણી આગળની માફક ધરમનીમ કરે છે. નવ મહિને શેઠાણીને એક ઘણો તેજસ્વી દીકરો આવ્યો. શેઠશેઠાણીનો આનંદ તો કયાંય માય નહિં. ગામમાં વધામણાં પડયાં અને ધનપાળ શેઠનો સંસાર સુધરી ગયો.

શેઠના મનમાં એમ કે આ દીકરાને આપણે ભણાવશું નહિં પણ પરણાવશું એટલે આપણો વંશ તો રહે. પણ નશીબ આગળ કોઇનું ડહાપણ ક્યાં સુધી ચાલે?

દીકરો તો મોટો થવા માંડ્યો. પોતાના જેવડા બીજા છોકરાઓ નીશાળે જાય તેની સાથે તે પણ જવા માંડ્યો. શેઠને કંઇપણ ખબર પડ્યા વગર, છોકરો ભણવા માંડ્યો. ભણીગણીને છોકરો હોશિયાર થઇ ગયો. અને નગર શેઠને કાન વાત આવી કે છોકરે તો ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરી છે. નગરશેઠે કપાળ કૂટયું. મ્હેતાજીને "તેને મને પુછ્યા વગર કેમ ભણાવ્યો?" એમ પુછ્યું. પણ મ્હેતાજી કહે, "શેઠ આપના ચિરંજીવીને મ્હારાથી કેમ ના પડાય?" થયું. સમજુ શેઠ મનમાં સમજી રહ્યો. હવે તેને પરણાવવો નહિં એમ શેઠ શેઠાણીએ નિશ્ચય કર્યો.

શેઠનો છોકરો જુવાનીમાં આવ્યો. એક દિવસ પોતાની ડેલીની મેડીમાં બેઠો બેઠો નજર નાખે છે. રસ્તા ઉપર જુવાનીમાં પ્રવેશ કરતી થોડીક છોકરીઓ ચાલી જાય છે. એક કહે,

"જોયું, બાઇ, ઓલી રતનનો વર તો પરણ્યા પછી તરતજ મરી ગયો."

બીજી છોકરી બોલી,

'ઇ તો રતન એવી. મ્હારા જેવી હોય તો વરને મરવાજ ન દે."

પ્હેલી છોકરીએ જરાક મશ્કરી કરી.

"હાસ્તો. કરમચંદની છોકરી છો તો એમ બોલેજને! જોશું, તું પરણીશ ત્યારે."

છોકરીઓ એમ વાત કરતી કરતી ચાલી ગઇ છોકરાએ ઉપર બેઠાં બેઠાં આ વાત સાંભળી. તેણે મનમાં નક્કી કર્યું કે "પરણવું તો આ કરમચંદની દીકરીનેજ. જોઉંતો ખરો કે એ પોતાનો બોલ કેમ પાળે છે." આમ વિચાર કરી પોતાની ગમાણ હશે એમાં તુટલ ખાટલો ઢાળી માથે પડ્યો. રાત પડી. શેઠ ઘેર આવ્યા. જમવા વખતે છોકરાની વાટ જોવા મંડ્યા. પણ છોકરો ન દેખાય. ઘરમાં તપાસ કરી, ગામમાં તપાસ કરી, પણ છોકરાના સમાચાર ન મળ્યા. શેઠને ઘેર શોક છવાઇ રહ્યો. સવાર પડી અને ભંગીઆણી, ગમાણ વાળવા

ગઇ ત્યાં છોકરાને તેણે દેખ્યો. ને ચુપચુપ, ગમાણ અરધી વાળી ન વાળી કરી, શેઠ પાસે ગઇ,

" શેઠ સા'બ, ભાઇ તો ગમાણમાં સુતા છે. "

શેઠ તો દોડયા. જુએ તો છોકરો તૂટેલા ખાટલા પર સુતો છે. શેઠ કહે,

" દીકરા તને શેની ખોટ છે ? તું કહે તે અપાવું પણ આમ શું કરે છે? "

છોકરો કહે,

" બાપા, મારે તો ઓલા કરમચંદ શેઠની દીકરી સાથે પરણવું છે. તે કબુલ હોયતો હું આવું. "

શેઠે છોકરાને ઘણો સમજાવ્યો. પણ છોકરો એકનો બે ન થયો. અંતે નસીબને બે હાથે માથું મુકી શેઠે તેમ કરવાની હા પાડી. શેઠાણી પણ શોકમાં ગરકાવ થયા. પણ કરે શું ? ના પાડે તો છોકરો કમ-ભાગ્યે મરે.

કરમચંદ શેઠને ઘેર દીકરીનાં માગાં કર્યાં. કરમચંદ શેઠે સ્વીકાર્યું અને થોડા મહિના પછી શુભ મુહૂર્તમાં લગ્ન થયાં.

આજ વહુ ઘેર આવવાનાં છે. ઘરમાં બધે આનંદ ઓચ્છવ થઇ રહ્યો છે. પણ શેઠ અને શેઠાણીના મન ઉપર મણ મણનો બોજો છે. વહુ આવી, સાસુને પગે લાગી. સાસુએ આશીર્વાદ દીધો. પણ ચતુર છોકરી સમજી ગઇ કે સાસુજી ઉદાસ છે તેણે પૂછયું,

" સાસુજી, આમ ઉદાસ કેમ છો ? "

સાસુ કહે, " કંઇ નહિં, વહુ. "

પણ વહુએ બહુ આગ્રહ કર્યો એટલે સાસુએ વાત કરી.

વહુ કહે,

" એમાં શું ? તમારા દીકરાનો વાળ વાંકો થાય તો મારી પાસેથી લેજો. પણ હું કહું તેમ કરવું પડશે. "

સાસુને જરાક નવાઇ તો લાગી, પણ ડૂબતું માણસ તણખલાને પણ પકડે તેમ તેણે કબુલ કર્યું. "વહુ કહે આજ રાતે અમારા પલંગને ચારે પાયે ચાર કઢેલ દૂધનાં કુડાં મુકજો." સાસુ "કહે ભલે."

રાત પડી. વર વહુ સૂતાં. વર સૂઇ ગયો પણ વહુ જાગતી પડી છે. બાર વાગ્યા. મધરાત થઇ. ત્યાંતો એક મહા કાળો નાગ ફુફાડા મારતો મેડીમાં આવ્યો. વહુનો જીવ તો તાળવે ચોટયો. નાગ આગળ વધ્યો. એક પાયેથી ચડતો ગયો. ત્યાં દુધનું કુંડું દેખ્યું. તે ગટગટાટ પી ગયો. તેને વિચાર થયો, " જેનું ખાધું તેને મારવો બરાબર નહિં. " એમ કરી બીજે પાયેથી ચડવા ગયો. ત્યાં પણ દુધ પીધું. એમ ચારે પાયે થયું. એટલે નાગ તો પાછો ચાલ્યો ગયો. પણ જતાં જતાં કહેતો ગયો " જો કોઇ જાગતું હોયતો સાંભળજો. આજ હું તો જાઉં છું, પણ કાલ યમરાજા પોતે આવશે. " સવારે વરવહુ ઉઠી સાસુ સસરાને પગે લાગ્યાં. સાસુને તો નવાઇ લાગી અને વહુને પુજવા માંડી. બપોરે પુછ્યું. " વહુ દીકરા, આજ શું કરશું ? " વહુ કહે " આજ આપણી ડેલીથી તે અમારા ઓરડા સુધી એવી સજાની રોશની કરો અને એવાં સુગંધી ફુલો ગોઠવો કે સુગંધ આવતાંજ માણસ છક થઇ જાય. અને અમારે પલંગને પાયે ચાર જારનાં કુંડાં મુકો "

સાસુએ તેમ કર્યું.

રાત પડી. વર વહુ સુતાં. વર સુઇ ગયો પણ વહુ જાગે છે. મધરાત થઇ. અને આજતો યમરાજા પોતે આવવાને નીકળ્યા પણ ડેલીમાં પગ મુકે ત્યાં ફુલની એવી તો ઉંડી ખુશબો આવી કે તે ઝોલાં ખાવા મંડયા. વળી થોડીકવારે જાગ્યા. એમ કરતાં પગોઠ થવા આવ્યું ત્યારે જલદી જલદી મેડીમાં ગયા. એક પાયેથી પગ મુકી ચડવા જાય છે. ત્યાં અવાજ આવ્યો " અન્નદેવતાની આણ છે. મારી ચોકીમાં સુતેલાને તું કેમ લઇશ ? " યમરાજા પાછા પડયા. ચારે પાયે એમ સાંભળ્યું. જતાં જતાં કહેતા ગયા. " અહિં કોઇ જાગતું હોય તો સાંભળજો, આજતો હું જાઉં છું, પણ કાલ બ્રહ્મા પોતે આવશે." યમરાજા તો એકદમ સ્વર્ગમાં ગયા. બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશને કહ્યું " આનું શું કરવું ? " તેઓ કહે " આજે અમે આવશું. "

સવાર પડી. વરવહુ સાસુ સસરાને પગે લાગ્યાં. સાસુનો હરખ તો કયાંય માય નહિં. " વહુ દીકરા, આજ શું કરશું ? " વહુ કહે

" સાસુજી આજ આપણા ગામના ઝાંપેથી તે આપણાં ઘર સુધી ફુલની અજબ રોશની કરો. " સાસુએ તેમ કરાવ્યું.

રાતે વરવહુ મેડીમાં સુતાં. મધરાત થઇ ને વિષ્ણુ ભગવાન ઊઠયા. લક્ષ્મીજી કહે " કયાં જાઓ છો? હું પણ આવીશ. " ભગવાન કહે 'ભલે ' પછી લક્ષ્મીજી, બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ એમ ચાર જણ ઉપડયાં. આવ્યાં ગામમાં. પણ રોશનીની ઝમકથી અને ફુલની ખુશબો થી તેઓ ધરાઇ ગયાં. છતાં તેઓ શેઠને ઘેર આવ્યાં. વહુ સુતી ન્હોતી પણ દાદરા પાસે બારણા પાછળ સંતાઇને ઉભી હતી. હળવે હળવે કરતાં પ્હેલાં લક્ષ્મીજી મેડીમાં આવ્યાં તરત વહુ બહાર નીકળી ને પગે પડી. લક્ષ્મીજી કહે "અખંડ સૌભાગ્યવતી થા. " વિષ્ણુ ભગવાન કહે " અરે આ તમે શુ કર્યું ? જેના ધણીને આપણે મારવા આવ્યા છીએ તેનીજ આ સ્ત્રી છે, " લક્ષ્મીજી કહે, " ગમે તેમ હોય પણ મારૂં વચન ખોટું ન થાય. "

પછી ચારે જણાએ પચ્ચીશ પચ્ચીશ વર્ષનું આવરદા આપ્યું અને બધાં પાછા ઘેર ગયાં.

સવારે વર વહુ સાસુ સસરાને પગે લાગ્યાં, સાસુ કહે, " વહુ, આજ શું કરવું ? " વહુ કહે " સાસુજી, હવે સો વર્ષ સુધી તમારા દીકરાનો વાળ પણ વાંકો નહિં થાય." એમ કહી, બધી વાત કરી.

સાસુએ વહુને હેતથી છાતી સરસી ચાંપી.

એક દાક્તર.

# સંતતિનિયમન.

## —તેની જરૂર—

"નાગરિક"ના મ્હેરબાન અધિપતિ જોગ,

હાલ હું રજા પર મુંબઇ આવ્યો છું. થોડાક વખતની વાત ઉપર અહિં મ્હારા એક મિત્રને ત્યાં ત્હમારાં ત્રૈમાસિકનો એક અંક પડેલો જોયો, અને પાનાં ફેરવતાં એમાં છાપેલા રા. ગૌરીશંકર અંજારિયાના "સંતતિનિયમન" ઉપરના લેખે મ્હારૂં ધ્યાન ખેંચ્યું. એ લેખમાં વિષયને બહુ ટુંકે પતાવ્યો છે છતાં આવા વિષય પર એટલું પણ લખવા માટે લેખકને ધન્યવાદ આપવો જોઇએ.

આજે વીશથી વધુ વર્ષ થયાં હું પ્રેકટિસ કરૂં છું તેમાં ગુજરાત, કાઠિયાવાડ, સિંધ અને દક્ષિણમાંની ઘણીખરી હોસ્પીટાલોના અનુભવ ઉપરાંત ખાનગી કુટુમ્બોનો મ્હને અનુભવ મળ્યો છે તે પરથી હું કહું છું કે આપણી સમાજમાં આ વિષય ઉપર વિચાર કરવાની પણ ખોટી શરમ હોઇને અનેક જીન્દગીઓની ખુવારી થતી મ્હેં નજરે જોઇ છે.

સંતતિનિયમનના વિષયની અનેક દિશાએ ચર્ચા થઇ શકે છે પણ ડોકટર તરીકે મ્હારે ફક્ત ત્રણ મુદ્દાઓ ઉપર આપણા વડીલોનું અને ખાસ કરીને આપણા જુવાન ભાઇયોનું અને બ્હેનોનું ધ્યાન ખેંચવું છે.

પ્હેલાં તો એ કે હજુ સુધી આપણે ત્યાં ગમે તેવા રોગીને પણ પરણતો અને પરણે તો સંતતિ ઉત્પન્ન કરતો અટકાવવાનો એક પણ દાખલો બન્યો નથી અને બનશે એવો સંભવ પણ નથી. પરિ-

ણામ કેવાં આવે છે તે અમ્હે ડોક્ટરોજ સ્હમજી શકીયે છીએ. પણ અમારી ચેતવણીઓ હમેશાં અરણ્યરૂદિત જેવી કોઇને મુંગે મ્હોંયે અમ્હારાથી બનતું કરી છુટિયે છિયે. એકાદ દાખલો આપું-બધા સાચ્ચાજ બનેલા છે એ વિષે કોઇને અંદેશો ન રાખવા વિનતિ છે. કચ્છના એક નાગર ગૃહસ્થે પોતાના છોકરાને મ્હને બતાવ્યો. ઉમર ૧૭-૧૮, છાતી નબળી, મગજ બહુજ નબળું, ચાલુ ફેફસાંની ટેવ અને બીજી કેટલીક ખરાબ નીશાનીઓ હતી. સાથે એક બીજા ડોક્ટર-તે પણ નાગર હતા. બેય જણાએ તપાસી બીજી સુચનાઓ આપ્યા બાદ છોકરાને ન પરણાવવા માટે મજબુત ભલામણ કરી બાપ અને બીજા એમના સ્નેહી સાથે હતા તેમણે બધું કરવાનું કબુલ કર્યું. પણ છેલ્લી સુચના વિષે અસંતોષ ચોકખો દેખાડયો. મ્હારા મનમાં એથી કંઇ ન લાગ્યું. આબરૂની વેદીપર જુવાન છોકરાઓનું બલિદાન દેવાતું જોવું એ કંઇ અમારા મનથી નવાઇ જેવું નથી હોતું. દર્દીથી ન્હાના એક કે બે-યાદ નથી-ભાઇઓનાં સગપણનાં માગાં આવતાં પણ મ્હોટો ભાઇ બેઠે એ થાય નહિં હવી પાછા ઠેલાયાં, એમ મ્હેં સાંભળ્યું. એ છોકરાની મ્હને બહુ દયા આવી હતી પણ એને પરણુ-નાર છોકરીના શા હાલ થશે એ ખ્યાલજ મ્હને કમકમાવી ઉપજાવતા હતો, પણ કુદરતેજ એ બનાવ બનવા ન દીધો. થોડાક મહિના બાદ ઉતાવળા ક્ષયની નબળાઇથી એ દર્દીના જીવનનો અન્ત આવ્યો

મ્હારા મિત્ર ડાક્ટરે—મ્હને આ વાત કહી છે. તેમના બે ઓળખીનાં કુટુમ્બમાંથી છોકરો છોકરી પરણવાના હતાં. છોકરાને આંતરડામાં ટ્યુબરક્લ હતો. ડાક્ટરે સમજાવીને તપીને ઘણું કહ્યું, છેવટે છોકરીની માને મોએ ચ્હડીને કહ્યું કે છોકરીને અવશ્ય રંડાપો મળશે. છતાં અફસોસ બેય પક્ષના કુટુમ્બે ડાકટરને અને એના કુટુમ્બને ગાળોથી નવાજ્યું. લગ્ન થયાં. લગ્નની ધામધુમના થાકથી છોકરાનો કેસ બગડી ગયો અને પંદરેક અઠવાડીયા રહીને ગુજરી ગયો.

ઉપલા બે કિસ્સાઓ જેવા હું ઘણા લખાવી શકું એમ છે. પણ મુદ્દો એ કહેવાનો છે કે જો લગ્ન કરવામાં આટલું પણ નજર ન જોવાનો આપણો નિશ્ચયજ છે તો પછી સંતતિ ઉપરની ભયંકર અસરો અટ-

કાવવાની નજરે પણ સંતતિનિયમનનો વિષય આપણે ગંભીરાઇથી વિચારવો ઘટે છે.

બીજા મુદ્દા એ છે કે જો કે આસ્તે આસ્તે છોકરીઓને પરણાવવાની ઉમ્મર વધતી જાય છે. પણ એ દિશામાં સુધારો જોઇએ તેવો ઝડપથી તો નથીજ થતો. તેને લઇને ઘણીએ વાર ન્હાની બાળ છોકરીયોને પ્રસુતિની કપરી વેદનામાંથી પસાર થવું પડે છે. આમાંના કેટલાક બનાવો જોતાં તો આંખમાંથી આંસુ પડયા વિના નજ રહે. રાજકોટમાં એક પ્રતિષ્ટિત કુટુમ્બમાં થોડાંક વર્ષની વાત પર મ્હને બોલાવ્યો. બોલાવનારને પૂછતાં એણે ચિન્તાતુર મ્હોંએ જવાબ આપ્યો. " બ્હેન કાલ સાંજથી કષ્ટાય છે." " જરા વ્હેલું તો આવવું'તું " કહી મ્હેં સાથે લઇ જવાનાં જરૂરી સાધનો એકઠાં કરવા માંડયાં, કંઇ નહિ તોય એ અવસ્થામા એના ૧૬ કલાક ગયા હશે. મ્હેં એને જોયેલ ખરી પણ ખાત્રી કરવા પુછ્યું " અલ્યા-બ્હેનની ઉમર સોળેક વર્ષની હશે ? " "ના તેણે કહ્યું" મ્હારોગો એ વય ન્હાની–આશરે ૧૫ માં થોડુંક ઓછું હશે ! ચૌદની છોકરી, પાંધો નબળો, રૂમમાં દાખલ થતાં પ્હેલાતો ખાટલામાં એને ગોતવી પડી. નાડની સ્થિતિ નબળી હતી, થાકથી લગભગ બેહોશ પડી હતી, ટેકા માટે ઇન્જેકશન તૈયાર કરવા મંડયો અને ચિઠ્ઠિ લખી કર્નલ હુટનને માણસ મોકલાવ્યું. થોડી વારે કર્નલ આવ્યે, ખાટલા તરફ જોવા મંડયો. મ્હેં મુશ્કેલીનો પ્રકાર સમજાવ્યો પણ એતો ગુસ્સાથી આમ તેમ હાથ ઉંચા કરતો ઓરડામાં કોઇને મારવા શોધતો હોય તેમ ફરવા લાગ્યો "Oh God She is but a Child herself a wee little baby. Brutes ! Brutes " (અરે ઇશ્વર ! એ પોતેજ તદન બચ્ચું છે–ઘોડિયામાં સૂવા જેવડી બાળક તો દેખાય છે. હયવાન! હયવાન ! " ) પછી મ્હારા તરફ ફરી એણે પુછ્યું એનો વર કયાં છે? મ્હેં કહ્યું આતો એના બાપનું ઘર છે. થોડી વાર તૈયાર થઇ ફરી પુછ્યું " આ લોકો ત્હમારી જાતના નાગર છે ? " મ્હેં હકારમાં જવાબ આપ્યો. ધરતીમાં સમાઇ જવા જેટલી મ્હને શરમ લાગી, પણ સમાજના સડાઓની દવા કરતાં પણ અમે પરવારતા નથી અને એ સડાઓ અટકાવવાની વાત કરવાથી સમાજ ગુસ્સે થાય છે.

બાળપણથી લગ્નના ગેરફાયદાનો ખ્યાલ આથી બીજો કપરો ન આવી શકે. જો સમાજમાં બ્રહ્મચર્ય પાળવા જેટલી નિયમશક્તિ નથી રહી તો દંભ ખાતર નિર્દોષ ફુલોને શા માટે કચરવા દ્યો છો !

ત્રીજો મુદ્દો એ છે કે જેને વારંવાર સંતતિ થતી હોય તેની સ્ત્રીની શારીરિક સંપત્તિનો ખ્યાલ કરીને પણ નિયમનનો ગંભીર વિચાર કરવો ઘટે છે.

જ્યારે હું કોલેજમાં ભણતો, લગભગ એક પેઢી પ્હેલાંની વાત છે, ત્યારે મિડવિફરીના પ્રોફેસર અમને એક કડી સંભળાવતા. એ કડી ગ્રીક નાટ્ય લેખક યોરિપીડિસના " મિડિયા " નામના પ્રયોગમાં (લીટી ૨૪૮–૨૫૧) આવે છે. એનું અંગ્રેજી ભાષાન્તર શોધી મ્હેં મ્હોએ કરેલું યાદ છે. They say that danger-free our lives we lead At home while they do battle spear in hand, wrongly they think. For three times would I stand with shield on arm sooner than bear one ' child એક સ્ત્રીપાત્ર કહે છે " પુરૂષો કહે છે કે ઘરની અંદર રહીને અમ્હે ભયથી મુક્ત જીવન ગુજારિએ છિએ; જ્યારે પુરૂષો હાથમાં હથિયાર પકડી સમરાંગણમાં ઉતરે છે પુરૂષોની આ માન્યતા ખચીતજ ભુલ ભરેલી છે. હું એક વાર નહિ પણ ત્રણ વાર સમરાંગણમાં બાહુપર ઢાલ ચ્હડાવી ઉતરવા બિલકુલ તૈયાર છું પણ એકવારની પ્રસુતિ વેદના ખમવા હુ તેટલી તૈયાર નથી. "

મ્હારી ખાત્રી છે કે મ્હારી પેઠે જેઓ પ્રસુતાના બિછાના પાસે કે ઘણીએ વાર હોસ્પિટલોમાં પ્રસુતાને ઓપરેશન ટેબલ ઉપર સુવાડી પાસે ઉભા રહેતા હશે, તેમને ઉપલા શબ્દો પાછળ રહેલ જીવન મરણનો ખેલ કેટલા ભયંકર હોય છે તે સ્હમજાશે. ભલેને બધી તૈયારી હોય, અમ્હે હાથપર મોજાં ચ્હડાવી લીધા હોય, બાજુમાં ક્લોરોફોર્મ રનાઉટ તયાર પડ્યાં હોય, સ્ટરલાઇઝ કરેલા ફોરસેપ્સ ગરમ સોલ્યુશન માં પડખે રાખ્યા હોય, છતાં સંસારનો ક્ષણિક આનન્દ ભોગવવા માટે ની શિક્ષા ભોગવતી એ સ્ત્રીઓને જોઇ મ્હને વારંવાર લાગ્યા કર્યું છે કે એ શિક્ષા અને એ યાતનામાંથી કેટલીકવાર પસાર થવાતું છે તે

સંખ્યા નક્કિ કરવામાં સ્ત્રીઓનો જરૂર મજબુત અવાજ જોઇએ. ગર્ભનો મસ્તકપિણ્ડ ફુલથી પણ કોમળ હોયછે છતાં ગર્ભદ્વારાદિના માર્ગપ્રસારણમાં કુદરતની કરામતે વજ્રથી પણ વધારે બળ વાપરી શકે છે. તે વખતની પ્રસુતાની મુખમુદ્રા જોયા પછીજ મ્હારૂં કહેવું વધારે સ્હમજી શકાય એ ખરૂં પણ જ્યાં કુદરતેજ પુરૂષને એવો બનાવ્યો કે આ કાર્યમાં એનો હિસ્સો તો આકસ્મિકજ રાખ્યો, ત્યાં પુરૂષો પાસેથી કંઇપણ આશા રાખવી એ ફોકટ છે. એ પુરતું સ્હમજવાથી ડોકટરો આ બાબતમાં ચૂપકિદિ પકડી રહ્યા હોય છે. ચૂપકિદિ તોડવાથી શું પરિણામ મેળવી શકાય તે આજે કહેવું અશક્ય છે. પણ આ વાત ખુલ્લી રીતે ચર્ચવા માટે એક અનુભવી વૃદ્ધનો હ્મને અન્તઃકરણનો ધન્યવાદ છે.

સૌ. મૃદુલા પ્રેમરાય ગૌરીશંકર.

# વહુના ઉપયોગો.

ઘેર ઘેર—

વરજી જ્યારે મ્હારથી ખતા ખાઇ આવ્યા હોય, ધાર્યું પાર ઉતર્યું ન હોય, પૈસાની કે કામકાજની મુઝવણ આવી પડી હોય, ત્યારે અન્દરની ધુંધવાતી લાગણીને માર્ગ આપવા માટે કોઇપર પણ ગુસ્સે થવાની જરૂર પડે છે. આવે વખતે વહુ બહુજ ઉપયોગી વસ્તુ થઇ પડે છે. કેટલાક ખાનદાન વર ગુસ્સો કહાડવા માટે નજીવા જેવાં પણ કારણની રાહ જોવા જેટલી મજુરી પકડે છે જ્યારે ઘણાખરા તો અકારણજ ગુસ્સે થાય છે. આ ઉપયોગ નંબર પ્હેલો. આને ગુજરાતીમાં ' નબળો માટી બૈરી પર શુરો ' એમ કહે છે; એજ કહેવતનું સંસ્કૃત રૂપ " દારેષુ મન્ત્રી " ઇત્યાદિ છે.

ઘેર આવતી વખત વરજી લ્હેરમા હોય, તબિયત ખુશ હોય, મન નિશ્ચિન્ત હોય, ધારેલા પાસા પડયા હોય અને કામકાજના થાકમાંથી જરા recreation જોઇતું હોય ત્યારે વહુ એક શણગારેલી ઢીંગલી તરીકે રમવા કામ લાગે છે. આ ઉપયોગ નંબર બીજો.

જ્યારે વરજી પાસે પુરતો પૈસો હોય એને શહેરનાં ચાર માણસો ઓળખતાં હોય તો પાળેલા જાનવર પેઠે પ્હેરાવી ઓઢાડી શણગારી બ્હાર ફેરવીને પોતાની સંપત્તિનું પ્રદર્શન કરવાનાં સાધન તરીકે વહુ બહુ કામ લાગે છે, જો કે પૈસાની તાણ હોવતો વહુ ચીથરાં વીંટતી હોય તો પણ વરજીને ધ્યાનમાં નથી આવતું. તેપણ જો કોઇ પ્રતિષ્ઠિત માણસો ઘેર આવવાના હોય તો ઘર અને ફરનિચરની શોભા વધારવા માટે સારાં કપડાં પ્હેરાવી કોચ પર ગોઠવી દેવા માટે વહુ ઉપયોગી થઇ પડે છે.

અભણ અને અણઘડ વહુના ઉપર પ્રમાણે ઉપયોગો થાય છે એમ નથી. ભણેલી ગ્રેજ્યુટ વહુના પણ આવાજ ઉપયોગો છે. ભણેલીનો વધારાનો ઉપયોગ એ કે પોતાની વહુ ભણેલી છે એ દુનિયાને દેખાડી પોતે આ અસામાન્ય સંપત્તિનો માલિક છે એમ મગરૂરી લઇ શકવાના સાધન તરીકે એ વાપરી શકાય છે. કેળવણી લઇને અક્કલ મેળવ્યા છતાં પરણવાની બેવકુફી કરનારને લાયક શિક્ષા રૂપેજ આ ઉપયોગ મનાવો જોઇએ.

તેમ છતાં—

આ પ્રમાણે કાર્યેષુ મન્ત્રી બની શકે એવી દક્ષ બનાવવાને બદલે ઉસાના ખાર મુસા ઉપર કહાડવાના સ્થાન જેવી બનેલી વહુની નજરે વરજી કેવા લાગે છે ? બિચારી સ્હવારે વ્હેલી છુટી પડી હોય ઘર કામમાંથી, છોકરા છૈયામાંથી આખા દહાડાને અન્ને પરવારી વર પાસે નીરાંતે બેસી સંતોષ વાળવાને આતુર હોય. વર જ્યારે બ્હારથી પધારે ત્યારે ગજગજ છાતી ફુલી જાય. પણ વર જો થાકી કંટાળી આવ્યા હોયનો એની સ્હામે જોવાની પણ તકલિફ ન ઉઠાવે, કદાચ એમને એમ બેદરકારીથી ઘોર નિદ્રામાં ઝંપાવી પણ દે. વહુનાં સોણા ભાંગી પડે નિરાશાથી આંખ ભરાઇ આવે અને જો એકાદ ડુસકુ આવી જાય અને અર્ધનિદ્રિત કાનથી વરજી સાંભળી જાય તો બસ પછી બુલંદ અવાજે ફુલોનો વર્ષાદ શરૂ થાય.

વૃષ્ટિ શાન્ત થાય અને વહુ ભુતકાળનાં અનેક વીત્યાં ચિત્રો યાદ કરતાં કરતાં ભીની કે સૂકી આંખે એકલે રાત વીતાવે—છતાં બીજે દહાડે વરજી ઘેર પધારે કે ફરી છાતી ગજગજ ફુલે—રાતના તો નશીબે લખ્યું હોય તે—હીંગળી બનવાનું હશે કે રમકડું બનવાનું હશે કે ગુસ્સો હળવો કરવા કુતરાનો તોલ થવાનો હશે !

ખરી વાત એમ છે કે સંસારમાં કોઇ છોકરી પરણેલી નથી હોતી. બધીયે પરણાવેલી હોય છે. છતાં એ અજાણ અણસમજુ ઉમરમાં પણ, પરાયા માણસને ત્યાં વગર સંમતિએ જીન્દગી વેંચાય ત્યાં પણ, ઘણીવાર નવ દહાડાનાજ લાડથી ભોળવાઇ દૈવું હંમેશ માટે ગિરો મુકી દે છે. પણ જેઓ પોતાની જીન્દગીનો વહિવટ પોતે

## વાર્ષિકોત્સવો

આ સત્ર દરમ્યાન ત્રણ[1] નાગરમંડળોએ પોતાના ઉત્સવો ઉજવ્યા છે. તેની ખબર મળી છે. બીજાંએ પણ ઉજવ્યા હશે. શ્રી વડનગરાનાગરમંડળ, મુંબઈનો રિપોર્ટ અમને મળ્યો છે. તેમાં દર્શાવેલ પ્રવૃત્તિ સ્તુત્ય છે, પણ પૂર્ણ છે એમતો તે મંડળના ચાલકો પણ નહિં કહે. અમુક મંડળ પોતાની પ્રવૃત્તિ કેમ પાર પાડી શકે તે વિશે આ અંકમાંના 'જ્ઞાતિમંડળ' નામક લેખમાં ઠીક સ્ફોટ કરેલ છે. શ્રી કરાચીવડનગરાનાગરમંડળનો રિપોર્ટ આ સાથે છે. તેના ઉત્સવમા નાગર યુવકોએ, ખાસ શિક્ષણ લઈ તૈયાર કરેલી ડ્રીલ હતી તે બીજા ઉત્સવક્રમમાં ભાત પાડે છે. સૈનિક શિક્ષા આપણાથી લેવાનું હમણાં ન બને તો પણ શારીરિક બળ પ્રાપ્ત કરવાની જરૂર પર ભાર મુકવો વ્યર્થજ છેઃ કારણ તે સ્વતઃસિદ્ધ છે.

ઉપલાં બન્ને મંડળના વાર્ષિકોત્સવની ઉજવણી વિશે જેટલું અમે જાણીએ છીએ તે ઉપરથી એમ કહી શકાય છે કે આવા સામાજીક ઉત્સવોમાં, વ્યવસ્થા સાચવતાં આપણને નથી આવડતું. આવા કામોમા વ્યવસ્થા અતિ મહત્વનો અંશ છે.

## જ્ઞાતિસમાચાર.

દર વખતે આપીએ છીએ તેટલા સમાચાર પણ આ વખતે આપી નથી શકતા તેમાં અમારી અવ્યવસ્થા કે અશક્તિ હશેઃ પણ આત્મનિરીક્ષણ કરતાં અમને સહકારીઓની ખોટ જણાણી છે. આપણી જ્ઞાતિનાં કેન્દ્ર ગણાય એવાં શહેરમાં રહેતા ભાઈઓને સમાચાર મોકલવા ફરી ફરીને વિનંતી કરી છે પણ અમોને બહુજ ઓછો સહકાર મળે છે. અમે ઉત્સાહી ભાઈઓને હવે, આ સમાચાર વારંવાર અંક પ્રગટ થવાની તારીખથી પદર દિવસ વહેલા અમને પહોંચે તેમ, મોકલવા વીનવીએ છીએ.



---

૧. કરાચી. મુંબઈ અને ભુજ.

રા. રા. છોટાલાલ લક્ષ્મીશંકર માંકડ, રાજકોટની વ્યાયામમંડળીના અગ્રણી છે અને તે મંડળી હમણાં આખા કાઠીઆવાડનું પર્યટણ માઇકલ ઉપર કરવા નીકળી છે. આખું પર્યટણ લગભગ ૪૦૦ માઇલનું હશે. આવા દાખલાઓથી આપણા યુવકવર્ગમાં ઉત્સાહ પ્રેરાય એમ અમે ઇચ્છીએ છીએ

રા. રા. મગનલાલ દોલતરામ સ્વાદીઆ જમખંડીના દિવાન સાહેબ છે. તેમણે કરેલી રાજસેવાઓની જાણ, અમને એક પત્રિકાથી થતાં અમે કહી શકીએ છીએ કે આપણા પુરાણા રાજવંશી સ્વભાવનું પુર્ણ ભાન કરાવે તેવી વ્યક્તિ રા. સ્વાદીઆ છે

વાર્તાના ક્ષેત્રમાં લગભગ નવી ભાત પાડતાં, રા. રા. નારદલાલ જેશંકર પોટાનાં કેટલાંક નાનાં પુસ્તકો અમને મળ્યાં છે તેનો કંઇક વધુ પરિચય અમે આવતા અંકમાં આપશું.

કરાચીમાં. ડૉ. ઝાલા તરફથી ચાલતા ટ્રીલથી જે ઉત્સાહનું મોજું નાગરયુવકોમાં ઉછળ્યું તેને પરિણામે હવે એક "નાગર વોલન્ટીઅર કોર" સ્થપાણી છે. આવી સંસ્થાની જરૂરત ઉપર ભાર, જેટલો મુકીએ તેટલો ઓછો છે.

---

કરાચીમાં, લગભગ વીસ વર્ષથી વસતા મકોડી બધર્સનાં વયોવૃદ્ધ માતુશ્રીનું અવસાન તા: ૧૭-૧૧-૨૬ ના રોજ થયું છે. આજના જમાનામાં સંયુક્ત કુટુમ્બને સફળતાથી પોષી, ટકાવી રાખવું તેમાં, કોઇ ન્હાનાંસનાં રાજ્ય ચલાવવા જેટલી શક્તિ તથા મનોબળની જરૂર છે. આવાં શક્તિમતી વડીલની ખોટ કરાચીને બહુ જણાશે. પ્રભુ તેમના આત્માને શાન્તિ રાખે.

મુંબઇના, પનાલાલ બાબુના પ્રખ્યાત મુનીમ, રા. રા. નવલશંકર વ્રજલાલ ઢેબરનું અવસાન, તા. ૧૯-૧૧-૨૬ ના રોજ થયું છે. 'વેપારવણજમાં નાગરો બહુ પછાત છે" એમ કહેનારાઓને ઉજ્જવળ દ્રષ્ટાંતરૂપ આ માદસિક મુરબ્બી, મુંબઇમાં વેપારમાં પડનારાઓમાં ઘણા આગળ પડતા હતા. જે કાર્યદક્ષતાથી તથા નિષ્ઠાથી તેમણે પનાલાલ બાબુની પેઢીનું કામ કર્યું છે, તે તેમને માટે આપોઆપ માન ઉપજાવે તેમ છે. આવાં એક જીવનથી બીજા અનેક એવા જ્ઞાતિમાં પ્રગટે તો સારૂં. પ્રભુ તેમના આત્માને શાન્તિમાં રાખે.

લાભશંકર લક્ષ્મીદાસ.

## સંમતિવય.

હીંદુ મહાસભાએ છોકરીઓને પરણાવવાની ઉમર સોળ વરસની ઠરાવી છે ( ટાઇમ્સ ઓફ ઇંડીઆ. તા. ૯-૧૧-૨૫ ) તેના ટેકામાં નીચે પ્રમાણે લખું છઉં.

નાની ઉમરની સ્ત્રી સાથે સંબંધ કરવાના રીવાજને પરિણામે આ દેશમાં પંદરથી વધારે ઉમરની છોકરીઓનું મરણ પ્રમાણ ઘણું વધી જાય છે એવી ફરીઆદ તા. ૧-૪-૨૫ ના "ન્યુ ઇંડિયા" માં પ્રસિધ્ધ થઇ હતી.

The sharp uprise of the death curve in the case of married girls from 15 years of age, "

નાની ઉમરે સાસરે મોકલેલી સંખ્યાબંધ જુવાન છોકરીઓ ક્ષય વિગેરે નબળાઇનાં દરદોથી પીડાઇને આશરે વીશ વરસની ઉમરે, અને ઘણા કેસોમાં તો તેથીપણ ઓછી ઉમરે ભરજુવાનીમાં મરી ગએલી હું પોતે જાણું છું.

આ લોક પરલોકમાં સુખી થવા ઇચ્છના વિચારવંત પુરૂષોએ પોતાની નાની ઉમરની સ્ત્રીઓના તંદુરસ્તીનો હમેશાં વિચાર કરવો ઘટે છે. તેણીના આશીર્વાદ લેવાને હમેશા આતુર રહેવાથી તથા તેણીના શ્રાપથી ડરવાથી પરમેશ્વર તેવા પુરૂષ ઉપર પ્રસન્ન રહે છે.

નાની ઉમરે છોકરીને સાસરે મોકલવાના રીવાજને પરિણામે આ દેશમાં છેલ્લાં આશરે ત્રીસ વરસમાં ૩૨,૦૦,૦૦૦ માતાઓ મરણ પામી હતી.—બોમ્બે ક્રોનીકલ, તા. ૨૭-૯-૧૯૨૨.

ઉપરની ત્રાસદાયક હકિકતો ધ્યાનમાં લઇને પોતાની દીકરીઓને પંદર વરસની ઉમર પછી પરણાવવાનો તમામ વિચારવંત માબાપો ઠરાવ કરે. અને તેને પરિણામે લાખો બિચારી છોકરીઓ જીવતે જીવત નરકની પીડા સહન કરતી બચી જાય એવી મારી પ્રાર્થના છે.

(1) "They (our women) become mothers at an age, at which girls in other countries are at school." (2) The first delivery is the death of a good number of them, and disables many more." (3) "A large number of our women develop consumption and die at any early age." Indian Daily Mail, December 6, 1925.

સ્વ. ભોળાનાથ સારાભાઇ.

# નાગરમિત્ર.

સમુદ્ર-માર્ગે વહાણમાં બેસીને જનાર પ્રાયશ્ચિત્ત કરે તો પણ તેનો સંગ્રહ કરવો નહિ એવું કોઇપણ સ્મૃતિમાં લખેલું નથી. નારદ પુરાણમાંનું કલિવર્જ્ય પ્રકરણમાનું એ વચન છે. તેનો કેટલાક અધકચરા પંડિતો ઉલટો અર્થ કરીને એકના બિચારા વિલાયત જનારને વાસ્તે લાગુ પાડે છે. એવો ખોટો અર્થ કરવાથી લોકો ભ્રાંતિમાં પડે છે એ વચન નીચે પ્રમાણે છે.

**द्विजस्याब्धौ तु नौयातः शोधितस्याप्य संग्रहः॥**

એનો વાક્યાર્થ એવો છે કે, કોઇ દ્વિજ સમુદ્રમાં વહાણમાં બેસીને જાયતો તેને શુદ્ધ કાર્ય હોય તોપણ સંગ્રહ કરવા યોગ્ય નથી. એ રીતે સાધારણ રીતે સર્વ સમુદ્રયાન કરનારને વાસ્તે એ વચન પ્રમાણેનો સમુદ્ર માર્ગે વહાણમાં બેસીને જનારા સર્વ ન્યાત બહાર રહેવા જોઇયે કેમકે એમાં મ્લેચ્છ દેશનો એક શબ્દ પણ લખેલો નથી. માટે એ વચન કેટલું બલવાન છે અને તે આજ સુધી વહીવટમાં આવ્યું છે કે નહિ એ વાતનો નિર્ણય કરવો જોઇયે. એ વચન બલવાન છે એમ માનવાને કાંઇ આધાર નથી. શ્રુતિસ્મૃતિમુલક વચન હોય તેજ બલવાન. કોઇ સ્મૃતિમાં એ વચનમાં લખેલી વાત પ્રમાણ કરેલી નથી માટે એ વચન ઘણું નિર્બળ છે અને એ વચન લખવામાં માત્ર આવ્યું. પણ કલિના આરંભથી આજ સુધી અમલમાં આવ્યું નથી વહાણમાં બેસીને સમુદ્ર માર્ગે ઘણા લોકો મુસાફરી કરે છે તે કોઇને ન્યાત બહાર રહેલાં આપણે દેખતા નથી.

કલિવર્જ્ય પ્રકરણમાં જે જે વાતો લખી છે તેટલી બધી પાલવામાં આવતી નથી. નિર્ણયસિંધુ તથા ધર્મસિંધુમાં કલિવર્જ્ય પ્રકરણ લખેલું છે. તેમાંથી હવડાં પાલવામાં આવતી નથી તેની વિગત નીચે લખી છે.

1. સમુદ્રાયન. (વહાણમાં બેસી સમુદ્ર માર્ગે જવું)
2. અશ્વમેધ.
3. દત્ત તથા ઔરસ વિનાના પુત્રનો પરિગ્રહ.
4. શુદ્ર.
5. બ્રાહ્મણોએ આપત્ વૃત્તિથી જીવવું એટલે બ્રાહ્મણોએ ક્ષત્રિયાદિકની વૃદ્ધિ કરવી.

૬. મહાપ્રસ્થાન કરવું-દુર દેશાવર જવું.
૭. ઘણા કાલ સુધી બ્રહ્મચર્ય પાલવું.
૮. અન્ય વર્ણની સ્ત્રી સાથે બ્રાહ્મણ વ્યભિચાર કરે તે પ્રાયશ્ચિત્ત કરાવ્યા પછી તેનો સંસર્ગ
૯. સુત્રામણિ [11] યતમાં સુરાપાન કરનારનો સંગ્રહ.

ઉપર લખેલી વાત કલિયુગમાં ન કરવી એમ લખ્યું છે. પણ પાલવામાં આવતી નથી. એમાં લખેલી સર્વ વાતો લોકો ઘણા કાલથી કરે છે. સમુદ્ર માર્ગે વહાણે બેસીને ઘણા લોકો જાય છે. શુદ્રનું આપેલું કાચું અન્ન ઘણા બ્રાહ્મણો લે છે. બ્રાહ્મણો બ્રાહ્મી વૃત્તિ મુકી દઇને સરકારી નોકરી, વાણીયાની ગુમાસ્તી કરે છે તથા શુદ્રને ઘેર રાંધવા રહે છે. ઘણા લોકો ઘણે દુર દેશ જાય છે. ઘણા બ્રાહ્મણો ઘણા કાલ સુધી કુંવારા રહે છે, એટલુંજ નહી પણ કુંવારાને કુંવારા મરી જાય છે. શુદ્રી સાથે વ્યભિચાર કરનાર બ્રાહ્મણો પ્રાયશ્ચિત્ત પણ કરતા નથી, તો પણ તે ન્યાતમાં તેનો સંગ્રહ કરે છે. હવડના કાલમાં અશ્વમેધ કોઇ કરતુ નથી પણ પાડવોએ કલિયુગમાં અશ્વમેધ કર્યો હતો. દત્ત તથા ઔરસ પુત્ર વિના બીજા સગા વારસ થઇને આપનું નામ બદલી તેને ઠેકાણે જેની મીલકત ભોગવતા હોય છે તેનું નામ લખી વતન વગેરે મીલકત ભોગવે છે.

હવે જે રીતે **द्विजस्याब्धौ तु नौयातः शोधितस्याप्यसंग्रहः** એ વચન છે તેજ રીતે **असवर्णांगना दुर्वंसंसर्ग शोधितेरपि ॥** અન્ય વર્ણની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર પ્રાયશ્ચિત ન કરે તેનો સંસર્ગ કલિયુગમાં ન કરવો. એ બન્ને વચન કલિવર્જ્ય પ્રકરણમાં લખેલાં. અર્થાત-સમુદ્ર માર્ગે વહાણમાં બેસનાર તથા શુદ્રી સાથે વ્યભિચાર કરનાર એ બન્ને પ્રાયશ્ચિત કરે તો પણ કલિમાં તેમનો સંગ્રહ ન કરવો. એમ ઠરે છે કારણ બન્ને વાસ્તે એક સરખો નિષેધ છે. પણ તે બન્ને નિષેધ કલિના આરંભથીજ માનવામાં આવ્યા નથી. કારણ કે કોઇ સ્મૃતિમાં એ વચનોનો અંગીકાર કરેલો નથી

---

૧૧ જ્યારે સુત્રામણિ યતમાં પણ કલિયુગમાં સુરાપાનની ના કહીએ ત્યારે તે વિના બીજી રીતે મદ્યપાન કરનારનો કોઇ દિવસ પણ સંગ્રહ થાયજ નહી.

મહા પાતકીને પ્રાયશ્ચિત્ત કરાવાય છે. તેની સાથે પૂર્વવત જ્ઞાતિ વ્યવહાર રાખવો એમ સ્મૃતિમાં સ્પષ્ટ આજ્ઞા છે ત્યારે બિચારા વહાણમાં બેસનારનો એવડો મોટો શો અપરાધ કે પ્રાયશ્ચિત કીધા છતાં પણ તેનો સંગ્રહ થાય નહીં? માટે એ પુરાણવચનને પ્રમાણમાં ગણે તો અપસિદ્ધાંત થાય. સ્મૃતિવચનોને વિરોધ આવે એ સર્વ કારણોનો વિચાર કરીને એ પુરાણના વચનોને પંડિતોએ મુલથીજ અનાદર કરેલો છે. વહાણમાં બેસવા કરતાં શુદ્રી સાથે વ્યભિચાર કરનાર વધારે પાપી છે એવું છતાં એવા લોકો હરેક ન્યાતોમાં હોય છે. તેમને કોઈ ન્યાતબહાર મુકતું નથી. વચનમાં તો પ્રાયશ્ચિત્ત કરે તો પણ સંગ્રહ કરવો નહીં એવું લખ્યું છે પણ એવો વગર પ્રાયશ્ચિત ન્યાતમાં રહેલા છે. ધર્મ ન્યાય જોતાં તો એવા વ્યભિચારીઓને વધારે શિક્ષા કરવી જોઈએ. પણ એ વાત ઢાંકી દઈ તેની ચર્ચા કે નિન્દા પણ કોઈ કરતું નથી. કલિયુગમાં વહાણમાં બેસનાર તથા વ્યભિચારી, બન્નેના સંસર્ગની મના કહી છે પણ તે વાત આરંભથી માનવામાં આવતી નથી. હવણાં આપણે એ નિષેધ પાલવા એમ નવો ઠરાવ કરવો હોયતો—એક વાત માનવી અને બીજી વાત ઢાંકવી એ મોટો અન્યાય તથા અધર્મ કહેવાય. એક વાત પાલો તો બીજી વાત પાલો. શુદ્રી સાથે વ્યભિચાર કરનાર વગર પ્રાયશ્ચિત લીધે ન્યાતમાં રહે. અને વિલાયત જનાર પ્રાયશ્ચિત કરવા છતાં નિરંતર ન્યાતબહાર રહે એવા મુર્ખપણાનો ઠરાવ કરે તેના સામા થઈ એ જુલમી ઠરાવનો અટકાવ કરવો એ વિવેકી તથા સુજ્ઞ પુરૂષોનો ધર્મજ છે.

હે મિત્ર, ઉપર લખેલી વાત ઉપર લક્ષ રાખીને વિચાર કરશો તો દ્વિજસ્યાબ્ધૌ તુ નૌયાતઃ એ વચનના આધારથી વિલાયત જનાર જન્મ પર્યંત ન્યાત બહાર રહે એવું કહેવું કે માનવું એ કેવલ તમારી ભૂલ છે. જે અધુરા તથા નામધારક પંડિતો છે તે એ વચનને સુનાનું ફળ સમજી તેને ચાવી ચાવીને બોલીને લોકોને ભમાવે છે તેમને અમે ઉપર લખેલી વિવેચના જરા આંખો ઉઘાડીને વાંચી જોઈ જરા યોગ્ય વિચાર કરવાની ભલામણ કરીએ છીએ. અને તે ખરો વિચાર કરશે તો તેમને પણ જણાશે કે એ વચન પોતાને અનુકુલ

માને છે તેજ પ્રતિકુલ પડે છે. એ વચનથીજ એમનો પરાભવ થાય છે, અર્થાત તેઓ પોતાના શસ્ત્રથીજ પોતાનો ઘાત કરે છે

આ નિબંધના આરંભમાં કરેલી બન્ને પ્રતિજ્ઞા સિદ્ધ થઇ કે ઇંગ્લાંડ જનાર ધર્મશાસ્ત્ર પ્રમાણે પતિત તથા જાતિભ્રષ્ટ થતો નથી અને પ્રાયશ્ચિત્ત કરે અથવા ન કરે તો પણ દેશની તથા ન્યાતની રૂઢિ પ્રમાણે તેની સાથે વ્યવહાર રાખવામાં કોઇ રીતનો પ્રત્યવાય કે બાધ નથી.

આવી સ્પષ્ટ વાત છતાં સુરતના નાગર રાવસાહેબ મહીપતરામ રૂપરામે ઇંગ્લાંડથી આવ્યા પછે બે વખત પ્રાયશ્ચિત કર્યું. પ્રથમ અમદાવાદમાં અન્ય ન્યાતના બ્રાહ્મણોએ પ્રાયશ્ચિત વિધિ કરાવ્યો, અને તે સંસ્કાર તથા વિધિ થયો તે સમયે અમદાવાદના મુખ્ય શાસ્ત્રી તથા સ્વજ્ઞાતના બીજી ન્યાતના શિષ્ટ માણસો પાસે હતાં. પણ ન્યાતના લોકોએ હઠ પકડીને એ શુધ્ધિ થયા છતાં તેમની સાથે વ્યવહાર રાખ્યો નહી. બીજી વખત ન્યાતના બ્રાહ્મણોએ મહિપતરામને પ્રાયશ્ચિત્ત કરાવી સુરતની ન્યાત સમસ્તે એમને ન્યાતમાં લીધા પણ અમદાવાદના કેટલાક ગૃહસ્થો ન્યાતની પટલાઇને નાની સરખી હાકમી માને છે. તેઓને આ વાત ગમી નહી તેના બે કારણો. એક અમદાવાદના ભિક્ષુક બ્રાહ્મણોએ જાણ્યું કે પ્રાયશ્ચિત્તમાં આપણને કાંઇ પ્રાપ્તિ થઇ નહી. પંદરસોની મોટી રકમ સુરતવાળા એકલાને પચવા દેવી નહી. ભિક્ષુકભાઇ લોભીયા તો ખરા: તેથી તે ઉપરથી ધર્મનો ઢોંગ પણ પેટમાં ઉંડી લાલચ હશે તેથી સુરતની ન્યાત ઉપર સત્તા ચલાવવાનું ધારી ગૃહસ્થોને ઉશ્કેર્યા ગૃહસ્થોમાં એક બીજાના ખાનગી દ્વેષથી ઐક્ય તથા સ્નેહ ન હોવાથી તેઓને માંહોમાંહે લડાવ્યા.—ભિક્ષુકોને વિના ખર્ચે એ લડાઇ તમાસો જોવાનો લાગ ફાવ્યો.

બીજું—મહીપતરામને ઘેર સુરતમાં આખી ન્યાત જમી તે પ્રસંગે અમદાવાદ તથા પેટલાદના ગૃહસ્થો સુરતમાં સરકારી નોકરી ઉપર હતા. ને જમવામાં સામીલ રહ્યા તે વાત અમદાવાદમાં કેટલાક ગૃહસ્થોને પસંદ પડી નહી તેનું કારણ અંદરના ખાનગી દ્વેષ તથા ઇર્ષ્યા હતી તેથી સુરતમાં રહેલા અમદાવાદના ગૃહસ્થોએ ગર્વ લીધો એવી ખોટી કલ્પના ધારીને ક્રોધના આવેશે બુદ્ધિ ભ્રષ્ટ થવાથી નિષ્કારણે ટટો ઉભો કરાવ્યો. -

# શ્રીકરાચીવડનગરાનાગરમંડળ.

વાર્ષિક અહેવાલ, ૧૯૮૨.

સુદ ૨ કાર્તિક, ૧૯૮૩.

મહેરબાન પ્રમુખ સાહેબ, સજ્જનો અને સન્નારીઓ,

પ્રાણી માત્રના મનમાં જેમ સ્વાર્થવૃત્તિ હોય છે તેમજ પરાર્થ વૃત્તિ હોય છે: અલબત આ વૃત્તિઓનાં આંતરિક જોસમાં અને પ્રમાણમાં, દરેક વ્યક્તિપરત્વે ફેર હોય છે. પણ મંડળ જેવી સંસ્થાનું અસ્તિત્વ, આ પરાર્થવૃત્તિનેજ આભારી છે, એ સ્પષ્ટ છે. પોતે પોતામાં રચ્યા ન રહેતાં, પોતાના ભાઇઓની ઉન્નતિના વિચારો કરવા અને તેને આચારમાં મુકવા, પોતાના સ્વાર્થનો, થોડે કે ઘણે અંશે પણ ભોગ આપવો. એવી વૃત્તિ મનુષ્યમાં ન હોય, તો જીવન એકદેશી અને કદાચ શુષ્ક બની જાય. પણ સુભાગ્યે મનુષ્યમાનો દિવ્ય અંશ હજી સાવ લુપ્ત નથી થયો તેથીજ મનુષ્યો સ્વાર્થવૃત્તિ સાથે પરાર્થ વૃત્તિ બતાવે છે. આપણા દરેકનાં વ્યક્તિગત હિતનો વિચાર ઘડીભર બાજુએ રાખી, સમષ્ટિનાં હિતમાં અમુક વખત પણ આપણે રહેતાં શીખીએ એવા વિચારથીજ આપણા મંડળની તેમજ બીજા મંડળની ઉત્પત્તિ થઇ છે. આ ઉદેશ જ્યાં મુળમાં રહેલ છે. ત્યાં સ્વાર્થના અથવા વ્યક્તિગત પક્ષાપક્ષીના પ્રશ્નો ન આવવા જોઇએ છતાં આવે ત્યારેજ આપણે મનુષ્ય છીએ, અને દૈવી અંશ આપણને સમુહસેવા કરવા પ્રેરે છે એમ સુઝે છે. આવા માનસિક ઉત્કૃષ્ટ જોસોથી સર્જાએલાં અને પોષાએલાં આપણાં મંડળના વાર્ષિક સમારંભ પ્રસંગે વ્યક્તિને ભુલી સમષ્ટિમાં ભળવામાં શ્રી હાટકેશ આપણને સહાય કરો એમ પ્રાર્થના છે.

આપણા મંડળને આજે ચૌદ વર્ષ પુરાં થાય છે, ચૌદ વર્ષની વયે પહોંચવામાં મંડળને ભોગવવી પડેલ મુશ્કેલીઓ, વિઘ્નો અને પ્રતિઘાતો આજે ભુલી જવાય તેમાંજ સારૂં છે: છતાં વિઘ્નો વેઠી મોટું થનાર બાળક જેમ સહનશીલ બને છે. તેમ આપણું મંડળ પણ વિઘ્નો શમાવી આગળ વધ્યે જાય છે, એ યાદ રાખવું જરૂરી છે. વિઘ્નથી હણાવામાંજ સત્કાર્યની પરીક્ષા છે. આપણા મંડળને ઉપર કહ્યું તેમ આજે ચૌદ વર્ષ પૂરાં થાય છે. અને ચૌદ વર્ષ દરમ્યાન મંડળે એક ચૌદ વર્ષનું બાળક બતાવે. તેટલું વ્યકિતત્વ તો દાખવ્યું જ છે. તેથી વધારે. સાધનહીન અને ધનહીન સંસ્થા શું કરી શકે ? ઉત્સાહ જેટલું કરી શકે તેટલું કરવામાં મંડળ પાછું નથી પડયું તેની સાબીતી આપને ગત વર્ષ દરમ્યાન મંડળે કરેલી પ્રવૃત્તિના અહેવાલથી મળશે—અને માટેજ મંડળનાં ગત વર્ષનો અહેવાલ આપ સમક્ષ મુકવાની અમે રજા લઇએ છીએ.

મંડળનું કામકાજ કરવા માટે, વર્ષની શરૂઆતમાં, મંડળના ધારા મુજબ નીચે પ્રમાણે વ્યવસ્થાપકસમિતિના સભ્યો ચુંટાયા હતા.

પ્રમુખ: રા. રા. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ, બી. એ.
ઉપપ્રમુખ: રા. રા. મહાસુખરાય સાકરલાલ મ્હેતા, એલ. ઇ ઇ.
મંત્રી રા. રા. ડોલરરાય રંગીલદાસ માંકડ, બી એ.
ઉપમંત્રી: રા. રા. રમણીકલાલ ભગવાનદાસ બુચ.
કોષાધ્યક્ષ: રા રા. રા વ્રજલાલ દુલભજી માંકડ.
સભ્યો: રા. રા. જયાશંકર પ્રાણશંકર ઢેબર.
,, ,, દોલતરામ હિમ્મતરામ ઝાલા.
,, ,, ભોળાનાથ દોલતરામ માંકડ.
,, ,, ચુનીલાલ લક્ષ્મીશંકર માંકડ.
,, ,, ઉમાશંકર દુર્ગાશંકર મહોડી.
,, ,, વસંતરાય પ્રાણશંકર ઢેબર
,, ,, શંકરલાલ છબીલદાસ બુચ.
,, ,, ગૌરીશંકર ઝવેરીલાલ અંજારીઆ.
,, ,, મણિલાલ પ્રાણશંકર પટ્ટણી.
,, ,, ડોલરરાય નારદલાલ પોટા

હિસાબ તપાસનાર: રા. રા. મંગળપ્રસાદ ત્રિભુવનરાય છાયા, બી. એ.

પણ રા. રા. દોલતરાય હિ. ઝાલાએ રાજીનામું આપવાથી અને રા. રા. શંકરલાલ છબીલદાસ ગુપ્ત બહારગામ જવાથી તેમની જગ્યાએ ગ. રા. ઉમેદલાલ માનશંકર માંકડ તથા રા. રા. રમણીકલાલ કેશવલાલ મંકોડી, બી. એ. એલ. એલ. બી. નીમાયા હતા.

વર્ષ દરમ્યાન વ્ય. સ.ની ૧૪ સભા થઇ હતી અને આંઠ વખત મંડળની સામાન્ય સભાઓ મળી હતી.

મંડળે આ વર્ષમાં બે નૃસિંહ જયંતિઓ અને એક શ્રીહાટકેશ્વર પાટોત્સવની ઉજવણી કરી હતી. નૃસિંહજયંતિ વખતે જયંતિ નાયક શ્રીમન્નરસિંહ મ્હેતાનું વિશિષ્ઠ ચારિત્ર્ય ધ્યાનમાં રાખી સ્તુતિ, તેમનાજ પદની ધુન અને પુજન વગેરે સાદો પણ ભક્તિગૌરવભર્યો ક્રમ ગોઠવવામાં આવ્યો હતો.

પાટોત્સવ પ્રસંગે હાટકેશના સ્તોત્ર વગેરેથી ધાર્મિક વાતાવરણ પ્રગટયું. દર વખત માફક અહિંનાં હાટકેશ્વરનાં મંદિરમાં રૂદ્રી મંડળ તરફથી કરાવાઇ હતી.

આટલાં વર્ષ સુધી મુંઝવતા એક પ્રશ્નનો હાલ તરતને માટે યોગ્ય અને સગવડતાભર્યો નીકાલ આ વર્ષમાં થયો હતો. મંડળને પોતાનું મકાન નહોય ત્યાં સુધી મંડળથી બરાબર સ્થિર પગલે કામ ન થઇ શકે એમ બધાને લાગતું. અને તેની ચર્ચા પ્રસંગોપાત્ત ઘણી થઇ છે એમ મંડળનું દફતર બતાવશે. આ વર્ષે પણ મંડળે તે વિષે ઉહાપોહ કર્યો હતો. અને અંતે રા. રા. ચુનીલાલ લક્ષ્મીશંકર માંકડે પોતાના ઘરનો આગલો ભાગ મંડળને, જ્યાં સુધી મકાન પોતાની પાસે હોય ત્યાં સુધી વાપરવા આપ્યો તે સ્વીકારી મંડળે પોતાની એક જબરી મુશ્કેલી ટાળી છે. મંડળને આવી ઉત્તમ મદદ કરવા માટે અમે રા. ચુનીલાલભાઇનો આભાર માનીએ છીએ.

જ્ઞાતિસંતાનોમાં સ્વતંત્રતાનો તથા સ્વરક્ષણનો જુસ્સો તથા શક્તિ આવે માટે શારીરિક કેળવણીની ઘણીજ જરૂર છે. પરંતુ, આવા જબરા શહેરમાં, સાધન અને શક્તિને અભાવે નિયમિત શારીરિક શિક્ષા આપવાનું મંડળથી નથી બન્યું. પરંતુ મંડળના કામમાં, પ્રસંગપરત્વે મદદરૂપ નીવડે તથા તેમને એક જાતનું સ્વયંશિક્ષણ મળે માટે મંડળે સ્વયંસેવક મંડળ સ્થાપવાની પ્રવૃત્તિ હાથમાં ધરી છે.

નેવાજ હેતુથી મંડળ તરફથી First ધોરણના વર્ગો ચલાવવાની શરૂઆત પણ આ વર્ષમાં થઇ હતી. ડૉ. ચુનીલાલ રાજારામ માંકડ આ વર્ગો ઘણા ઉત્સાહથી ચલાવતા. વિદ્યાર્થીની સંખ્યા કામ અંગ્રેજીમાંજ કરવાનું હોવાથી સરાસરી ૬–૭ રહેતી. અમુક વખત વર્ગો નિયમિત અને ઉત્સાહ પુર્વક ચાલ્યા પછી, આ વર્ષે પરીક્ષાના વખત સુધીમાં પુરતી તૈયારી થાય તેમ ન્હોતું માટે, વર્ગો આવતે વર્ષે પ્હેલેથી વિચાર કરીને ચલાવવા એમ નક્કી કર્યું હતું. આ કાર્યમાં પોતાના ખીચોખીચ સમયપત્રકમાંથી પણ વખત બચાવીને મંડળની સેવા કરવા માટે મંડળ ડૉ. ચુનીલાલનો આભાર માને છે

આપણી સ્ત્રીઓનો ગૃહસંસાર શોચનીય છે તે ટાળવા પ્રયત્ન કરવા ને મંડળની ફરજ છે. ગૃહકાર્યમાંજ સ્ત્રીસંસારને પર્યાપ્ત કરતાં આપણા સમાજે બહુ વિચારવાનું છે. ભવિષ્યના ધુરંધરો જેમાંથી વિકસિત થવાના છે એવાં બાળકોના માનસિક તેમજ શારીરિક વિકાસ સાધવા માટે દરેક સમાજશાસ્ત્રીની દ્રષ્ટિ હંમેશાં સ્ત્રી તરફ વળી છે. આ દ્રષ્ટિએ, વિશ્વવિકાસમાં સ્ત્રી એક આવશ્યક અંગ છે. આ બધી બાબતો સ્વીકારવામાં કોઇને વાંધો હોય એવું નથી લાગતું. છતાં આપણી સ્ત્રીઓની અત્યારની પરિસ્થિતિ આપણે જાણીએ છીએ. આ સ્થિતિ ટાળવા મંડળથી કંઇજ બન્યું નથી. છતાં આ વર્ષ દરમ્યાન સ્ત્રીઓના માનસિક વિકાસને અનુકુળ થઇ પડે એવાં પુસ્તકો સભ્યોના કુટુંબમાં વાંચવા રાખવાનું મંડળે શરૂ કર્યું છે. શરૂઆતજ છે એટલે તેના વિજયનો આધાર ભવિષ્ય ઉપર છે.

પણ સ્ત્રીઓને બાહ્ય જગતના ખરા ખ્યાલ આપવાનું પણ એટલુંજ આવશ્યક છે. અને આ વિચારથી મંડળની પાસે સ્ત્રીઓને હળવા મળવામાં સગવડ પડે તેવી સભાઓ કરવાનો વિચાર પડયો છે.

મંડળની બીજી બધી પ્રવૃત્તિને કંઇક પાછળ ફેંકી દેતી, અને મંડળનું ખરું ગૌરવ અને ઉત્સાહ દર્શાવતી પ્રવૃત્તિ આ વર્ષમાં મંડળે 'નાગરિક' ત્રૈમાસિક ચલાવ્યું તે છે. ગયા વર્ષમાં મંડળ તરફથી એક ત્રૈમાસિક ચલાવવું એમ નક્કી થયું હતું. પરંતુ એ દરખાસ્ત મંજુર કરતી વખતે સભ્યોને તે દરખાસ્તની શક્યતાનો અને વિજયનો પુરો વિશ્વાસ ન્હોતો. એક રીતે કહેતાં કંઇ નાસ્તિકતાથી મંડળે આ કામ

હાય ધરવાની છુટ આપી હતી. છતાં આજે એક વર્ષને અંતે ઘણા સજ્જનોની નાસ્તિકતા રૂઢ આસ્તિકતામાં ફેરવાઇ ગઇ છે તેજ નાગરિકનો વિજય સૂચવે છે. વર્ષ દરમ્યાન નાગરિકના ચાર અંક, કુલ ૩૮૦ પાનાં સહિત ગ્રાહકોને આપણે આપ્યાં છે. રાજકોટથી નીકળતાં 'ત્રિમાસિક'ની ફાઇલ તરફ નજર કરતાંજ આપને જણાશે કે યુગબળને જરાક અવગણી અતિ રૂઢ વસ્તુને વળગતાં તેનું અસ્તિત્વ જોખમમાં આવી પડ્યું. પણ સમયબળે પોતેજ, અમુક વખત પછી 'નાગરનેત્રમણિ'ને જન્મ આપ્યો. તેનાં દોઢેક વર્ષનાં જીવનને તપાસતાં, તપાસનારને જરૂર લાગશે કે યુગબળની પ્રેરણા તેમાં હતી છતાં કંઇક અવ્યવસ્થા વગેરે દોષોને લઇ તેનું જીવન પણ જોખમાયું. નાગરિક શરૂ કરતી વખતે નાગરિક પાસે આ બન્ને પુર્વોદાહરણો હતાં. તેના અનુભવ ઉપરથી સમજી, વિચારી, નાગરિકે પોતાની નીતિરીતિ ઘડી. નાગરિકના પહેલા અંકના અમુક તત્ત્વોને લઇને અમુક વર્ગની નાગરિક તરફની સહાનુભુતિ મંદ થઇ હતી તેનું કારણ નાગરિકને ગ્રહણ કરવી પડેલી આ નીતિની પુરતી જાણ તે વર્ગને ન્હોતી તે છે. હવે આજે ચારે અંક નીકળ્યા પછી તેજ વર્ગ નાગરિક વિરૂદ્ધ બોલવામાં મંદ થઇ ગયો છે તે સાબીત કરે છે કે નાગરિકનું ગંભીર સ્વરૂપ હવે સમજાયું છે. નાગરિકના ચારે અંકો તરફ ઉડતી નજર ફેંકતાં પણ આપને જણાશે કે મંડળના મુખ્ય ઉદ્દેશનાં ચારે અંગ (ધાર્મિક, શારીરિક માનસિક અને નૈતિક ઉત્કર્ષનાં ) ઉપર ચર્ચાત્મક લેખો તેણે આપ્યા છે. રસિક જનને નાગરિક રસિક લાગ્યું છે, પંડિતને પંડિતતા તેમાં દેખાણી છે, અને ફીલસુફે ફીલસુફી તેમાં જોઇ છે. ગુજરાતના શિષ્ટ વર્ગમાંથી કોઇ તરફથી પણ નિરાશાજનક અભિપ્રાય હજી નાગરિકને મળ્યો નથી તેજ તેનો વિજયસ્થંભ છે.

અને આટલું છતાં, નાગરિકની આર્થિક સ્થિતિ પુરતી મજબુત નથી તેમ સાવ નિરાશાજનક પણ નથી. કોઇ બીનઅનુભવી પત્રકાર પણ આપને જણાવશે કે પત્રમાં પહેલે વર્ષેજ આર્થિક પ્રશ્નમાં પગભર થવાનું બનેજ નહિં; પણ સાથેજ એ પણ ધ્યાન રાખવાનું છે કે દરેક પત્રને પહેલાં વર્ષ કરતાં બીજા વર્ષમાં આર્થિક સહાયનું પ્રમાણ વધેજ છે, અને બધી તરફ નજર નાખતાં, આપણું કામ

પુરતું સંતોષકારક દેખાતું હોય તો અમુક ભોગે પણ ચાલતું રાખવું તે મંડળનું પ્રથમ કર્તવ્ય હોવું જોઇએ.

શ્રી અખિલભારતવર્ષીય વડનગરા નાગરપરિષદ જ્યારે મુંબઇમાં ભરાઇ હતી ત્યારે મંડળ તરફથી શ્રી જયાશંકર પ્રા. દેશરને મંડળના પ્રતિનિધિ તરીકે ત્યાં મોકલવામાં આવ્યા હતા. આટલે દૂર છતાં, મુળ તરફનો સહકાર આપણું મંડળ નથી ભુલતું તે આથી સિદ્ધ થાય છે.

ઘણા વખત મંડળના ફંડ સાથે રહેલ સ્વ. ડૉ. મોતીલાલ સ્મારક ફંડના પૈસા આ વર્ષ રા. રા. ડૉ. દોલતરાય હિ. ઝાલા તથા રા. રા. રમણિકલાલ કેશવલાલ મંકોડી બી. એ. એલ. એલ. બી. ને સોંપવામાં આવ્યા હતા તેમાંથી તેમણે જરૂર પડતી દાક્તરી ચીજો લીધી હતી અને એ ચીજોનો ઉપયોગ ગામના ૭–૮ કુટુંબોએ કર્યો છે. વર્ષ આખર તેના રૂા. ૧૧૭) સીલકમાં છે.

આ વર્ષ દરમ્યાન, ઉપર જણાવ્યા પ્રમાણે ભિન્ન ભિન્ન દિશામાં, ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિ મંડળે કરી છે. ઉપરાંત, જ્ઞાતિહિતના વિચાર કરતાં મંડળ પાસે કેટલીક બીજી દરખાસ્તો પણ આવી હતી જે બહુમતિના અભાવે આચારમાં નથી મુકી શકાણી.

આ વર્ષમાં મંડળને બે ચંદ્રકો મળ્યા છે.

રા. રા. ડૉ. બિહારીલાલ ચી. ચંદ્રાજીની.

,, ,, શ્રીનિવાસ સત્યેન્દ્રરાવ દીવેટીઆ.

ઉપરાંત મંડળને મળવા હળવા માટેના મકાનની અગવડ ટાળવા બદલ રા. રા. મુ લક્ષ્મીશંકર જેશંકર માંકડને પેટ્રનપદ આપી મંડળે ખરેખર પોતે માન મેળવ્યું છે.

આ વર્ષમાં રા. રા. ડૉ. ચુનીલાલ રાજારામ માંકડ મંડળના આ જીવન સભ્ય નોંધાયા છે.

અત્યારે મંડળના કુલ સા. સ. ૫૮ છે.

આ વર્ષમાં ભાઇ શંકરપ્રસાદ વ્રજલાલ માંકડ, Inter Arts ની પરીક્ષામાં, ભાઇ હરિશ્ચંદ્ર ચુનીલાલ માંકડ F. A. ની પરીક્ષામાં તથા ભાઇ રજનીકાન્ત બિહારીલાલ વધરાજની મેટ્રીકની પરીક્ષામાં સફળ થયા છે. મંડળ તેમને ધન્યવાદ આપે છે. ઉપરાંત જે બાળકો હાઇસ્કુલ તથા ગુજરાતી સ્કુલોની પરીક્ષામાં ઉત્તીર્ણ થયાં છે તેમને

મુબારક બાદી આપવાની આ તક મંડળ લે છે. આપણી જ્ઞાતિ સંસ્કારી ગણાય છે, પણ વિદ્યાપ્રાપ્તિની પરંપરા ચાલુ રાખવામાંજ એ સંસ્કારનાં બી રહ્યાં છે તે વાત આપણે ભુલવી ન જોઇએ. છોકરાઓ કરતાં પણ આપણી બાળાઓનાં શિક્ષણ તરફ આપણી નજર તરત જવી જોઇએ. કરાચીમાં નાગરની જે આઠ દશ બાળાઓ હોય તેને સંગીન શિક્ષણ આપવા મંડળ તરફથી સંપૂર્ણ યોજનાવાળા વર્ગો ચલાવવામાં આવે તો મંડળ પોતાની એક જબરી જવાબદારી અદા કરે છે એમ ગણાય.

આ વર્ષમાં ક્રૂર વિધિએ રા. રા. ચુનીલાલ લ. માંકડની પુત્રી અ. સૌ. કુસમગૌરીને ઉપાડી લઇ તે કુટુંબ ઉપર સખ્ત પ્રહાર કર્યો છે. રા. રા. ચુનીલાલના શાન્ત સંસારમાં પડેલ આ દુઃખ માટે મંડળ સહાનુભૂતિ દર્શાવે છે અને ઇશ્વર મરનારના આત્માને શાન્તિમાં રાખે એમ પ્રાર્થના કરે છે.

મંડળના નાના મોટા દરેક પ્રસંગે, મંત્રીને મદદ કરનાર બધા ભાઇઓનો મંડળ અત્યારે જાહેર રીતે ઉપકાર માને છે.

મંડળને થયેલ પ્રવૃત્તિને લગતી બાબત અહિં સમાપ્ત થાય છે. તે ઉપરથી સમજાશે કે મંડળની ઊણપો હજી ઘણી છે. તેને પુરવા ઘણી સાધન સંપત્તિ જોઇએ તેમ છે. આર્થિક સ્થિતિ હજી મજબુત નથી એટલેજ મંડળથી કંઇપણ થઇ શકતું નથી. આ સાથેના હિસાબ પત્રક પરથી જણાશે કે મંડળ પાસે અત્યારે બહુ બહુ ત્યારે ૭૦૦) રૂા. છે. આટલી નજીવી રકમમાં મંડળ શું સંગીન કામ કરી શકે ? માટે બધા ભાઇઓએ મંડળના ફંડમાં વધારો કરવા પ્હેલી કમ્મર કસવી જોઇએ. એવું સાંભળ્યું છે કે કેટલીક જગ્યાએ ત્યાંના જ્ઞાતિ સંતાન પોતાની જીંદગીનો એક પગાર તો તેના જ્ઞાતિ ફંડમાં આપે છે. આપણે ત્યાં એમ શા માટે ન બને ? અને આપણે જોઇએ તેટલું મેળવવામાં આપણા બહારના જ્ઞાતિભાઇઓ જરૂર સહાય કરે—પણ આપણે કંઇક જોર બતાવીએ ત્યારે. આ કરવું આપના હાથમાં છે.

અંતમાં આપણા મંડળનાં ભવિષ્યના વિકાસમાં શ્રી હાટકેશ મદદરૂપ બને એવી આશા આપણે રાખીશું.

# શ્રીકરાચીવડનગરાનાગરમંડળ.

## સં. ૧૯૮૨ની સાલનો હિસાબ.

| જ | ઉ |
|---|---|
| ૮૭૫-૩-૭ ગઇ સાલ આખરે બાકી | ૧૫૦-૦-૦ ડૉ. મોતીલાલ સ્મારક ફંડના આપ્યા. |
| ૧૪૦-૧૨-૦ બેંકમાં શ્રી સ્મારક ફંડના. | ૧૫૦-૦-૦ નાગરિકને લોન આપી. |
| ૦-૧૪-૬ શ્રી વાસણફંડના. | ૪૫-૦-૦ જ્ઞાતિહિતવર્ધક ખર્ચ ખાતે. |
| ૫૫૪-૬-૭ બેંકમાં. | |
| ૧૬૦-૧૫-૬ મંત્રી પાસે. | ૧૦૭-૪-૦ ચાલુ સાલનું ખર્ચ. |
| ૧૮-૩-૦ રૂદ્રી વગેરેના લેણા | ૫૦-૬-૯ વાર્ષિકોત્સવ ખાતે |
| ૬૩-૩-૨ ચાલુ સાલ વ્યાજના મળ્યા તે. | ૩૮-૧૧-૩ પાટોત્સવ અને બે જયંતિઓ ખાતે. |
| ૦-૨-૦ ચાલુ સાલ વાસણ ફંડના મળ્યા તે. | ૧૭-૩-૦ કુલ સાત માસિક સભા માટે. |
| ૧૮૫-૦-૦ ચાલુ સાલ પોષક આ. સ. તથા મા. સ. વગેરેના મળ્યા તે. | ૦-૧૫-૦ સ્ટેશનરી તથા પરચુરણ. |
| | ૭૧૪-૪-૯ સાલ આખરે બાકી. |
| ૯૯-૦-૦ સામાન્ય મળ્યાના. | ૬૧૭-૪-૩ અરબન બેંકને ખાતે |
| ૮૧-૦-૦ પોષક તથા આ. સ. ના. | ૭૮-૧૩-૬ રોકડા મંત્રી પાસે |
| | ૧૬-૦-૦ રૂદ્રી ખાતે. |
| ૫-૦-૦ જ્ઞાતિ હિતવર્ધક ફંડના. | ૨-૩-૦ રા. ગીજુભાઇ ખાતે. |
| ૪૩-૦-૦ નાગરિકના આવ્યા તે. | ૧૧૬૬-૮-૯ |
| ૧૧૬૬-૮-૯ | |

Seen and found correct.
**M. T. Chhaya,**
Auditor.

વ્રજલાલ દુર્લભજી માંકડ.
ખજાનચી.

# શ્રીનાગરિકનો સં. ૧૯૮૨નો હિસાબ.

| જ | ઉ |
|---|---|
| ૪૭૭-૮-૦ લવાજમના આવ્યા તે. | ૧૩-૧૦-૦ પ્રાથમિક ખર્ચ. |
| ૫૫-૦-૦ જાહેરખબરના આવ્યા તે. | ૧૦-૧-૦ કન્ટીજન્સી ખર્ચ. |
| ૧૦૬-૧૦-૯ ખોટ. | ૧૪૦-૭-૯ સ્ટેશનરી ખર્ચ. |
| | ૮૬-૨-૦ પોસ્ટેજ ખર્ચ. |
| | ૩૮૯-૮-૦ છપામણી ખર્ચ. |
| | ૪-૬-૦ પરચુરણ ખર્ચ. |
| ૬૩૯-૨-૯ | ૬૩૯-૨-૯ |

## સરવૈયું. (નાગરિકનું)

| જ | ઉ |
|---|---|
| ૧૦૭-૦-૦ શ્રીકરાચીવડનગરાનાગર મંડળને દેવા બાકી. | ૦-૫-૩ મંત્રી પાસે રોકડા. |
| | ૧૦૬-૧૦-૯ ખોટ |
| ૧૦૭-૦-૦ | ૧૦૭-૦-૦ |

Seen and found correct

M. T. Chhaya
Auditor.

R. B. Buch,
Accountant.

# નોંધ.

## એક પ્રશ્ન.

અમારા એક સહૃદય અને વિદ્વાન વાચક અમને એક મહત્ત્વનો પ્રશ્ન પૂછે છે. તેમનાજ શબ્દોમાં અમે તે છાપિએ છિએઃ– ઘણાને મ્હોએ મ્હેં એ પ્રશ્ન સાંભળ્યો છે એટલે ત્હમારો જવાબ એ બધાને સંતોષકારક લાગશે કે નહિ એનો ખ્યાલ બાજુએ રાખીને માત્ર મ્હારા સંતોષ ખાતરજ હું પુછી લઉં છું–કંઇ નહિ તોય પુછનારનો તો સંતોષ મળશેજ. નાગરિકના ચાર અંકો એક સાથે જોઇ જનારને એવો પ્રશ્ન સાહજીકજ થાય છે કે નાગરિકનું કિમ્ અને કુતઃ ચોકકસ રીતે શું છે ? ઠેક ઠેકાણે સમાજશાસ્ત્ર શબ્દ લેખકો વાપરે છે–એ કયું શાસ્ત્ર ? જ્ઞાતિપત્રમાં આજસુધી બે વિભાગો રહેતા આવ્યા છે વર્તમાન વિભાગ ( News ) અને ઉહાપોહ (Views) વિભાગ. તેમાં નાગરિક બીજા વિભાગને મુખ્યત્વ આપતું દેખાય છે, એટલુંજ નહિ પરંતુ એમાંનો ઉહાપોહ કોઇપણ અમુક જ્ઞાતિનેજ ઉપયોગી હોવાને બદલે જ્ઞાતિમાત્રને ઉપયોગી હોય એ દ્રષ્ટિથીજ કરાયલો લાગે છે, તો પછી નાગર જ્ઞાતિના પત્ર રૂપે બ્હાર પાડવાનું શા માટે પસંદ કર્યું છે ?

## નાગરિકનો ઉદ્દેશ.

આ મથાળા હેઠે પેહલાજ અંકની નોંધમાં આ પ્રશ્નનો ટુંકમાં ઉત્તર અપાઇ ગયેલ છે. " આ ત્રૈમાસિકના લેખોનું મનન આજની સ્થિતિમાંથી ઉત્તમતા શોધતી કોઇ પણ જ્ઞાતિને નાગર જ્ઞાતિ જેટલુંજ ઉપયોગી છે......કારણ નાગર જ્ઞાતિની ઉન્નતિનાં કોઇ ખાસ સાધનો નથી જે અન્ય કોઇપણ જ્ઞાતિની ઉન્નતિમાં વપરાતા ન હોય... આ ઉપપન્ન સામગ્રિથી જો વાંચકની વિદ્વત્તા કે વિચાર શિલતા કે રસિકતાનું ઉદ્દીપન થતું હોય તો આ સામગ્રિનો ઉપયોગ સફળ થયેલો ગણવો જોઇએ......"

## નામકરણ

આ પ્રશ્નનો બીજો ઉત્તર આ ત્રૈમાસિકના નામકરણમાં મળી રહે છે. નાગર જ્ઞાતિ એક કાળે ઉત્તમ નાગરિકતાના સંપાદન માટે ખ્યાત હતી, એટલે સુધી આ ખ્યાતિ પ્હોંચી હતી કે નાગર અને નાગરિક એ બે પર્યાય રૂપે વપરાતા હતા. આજે નાગરેતર જ્ઞાતિમાં

વિદ્યા કલા અને સૌન્દર્યનાં જ્વલન્ત ઉદાહરણો જોઇએ તેટલાં મળી રહે છે, એટલુંજ નહિ પણ વ્યાપાર, હુન્નર અને ઉદ્યોગના ક્ષેત્રમાં તો નાગર હજુ બહુ પછાત રહેલ છે. હજુ નાગર યુવકનું ધ્યેય નોકરી છે. રાજ્યની નોકરી મળે તો તેમાં મુત્સદ્દિ વડવાઓની નોક જાળવવી હોય એટલી મગરૂરી નજરે પડે છે. કચ્છમાં (વાસ્તવિક હુંડિયામણને ભાવે) દશ રૂપિયામાં નોકરીયે રહેવા માટે નાગર યુવકોમાં સખત હરિફાઇ ચાલે છે. કાઠિઆવાડમાં ૧૨–૧૫ રૂપિયા દરબારમાં મળે તો મેટ્રિક્યુલેટને મોહ ઉપજાવે છે. સેક્રેટરિયેટમાં ત્રણ આંકડાનો પગાર મળે તો તે વ્યક્તિ તેના સંબંધિયોની નજરે ગગા ઓઝાની કારકીર્દિ મળેંગ રાખનાર મહાજન જેવી ભવ્ય લાગે છે. આખા રાષ્ટ્રમાં પારસીઓ જેવા લેખાય છે તેમ દરબારી નોકરીમાં નાગરો વફાદાર લેખાય છે. આ વફાદારીને નામે સ્વમાનહાનિ, વ્યક્તિતત્વનો નાશ અને ખુશામદનો સતત ઉપયોગ એ ગુણત્રય આ કારભારીઓ સિવાય સહુ કોઇને દેખાય છે. કનૈયાલાલ મુનશીએ "ગોમતી દાદાનું ગૌરવ" વર્ણવ્યું ત્યારે આજની કચ્છ કાઠિઆવાડની નાગર સમાજ એની નજરમાં હતી કે શું એમ લાગ્યા કરે છે.

માટેજ નાગર નામ ન રાખતાં નાગરિક નામ આ ત્રૈમાસિકનું રાખ્યું. જે નાગરવ્યક્તિ હજુપણ વિદ્યા, કલા, વ્યાપાર આદિમાં ઉત્તમ પ્રકારની નાગરિકતા પોતામાં પોષી રહ્યા છે તેમના ગુણો ઇતર જ્ઞાતિજનો સંગ્રહી શકે એ હેતુ આ નામ પછવાડે રહ્યો છે. અને નાગરજ નાગરિક ન હોઇ શકે એ વાતનો સ્વીકાર પણ એ નામકરણમાં છે. વળી નાગરિક તરીકે ઉત્તમ સંસ્કારી હોય તેજ ઉત્તમ નાગર કહેવાય એ પણ એ નામથી ધ્વનિત થાય છે. અમારા વાંચકના પ્રશ્નના નિરાકરણમાં અમે આ ત્રૈમાસિકનું નામ કરણ સૂચવિયે છિયે.

છતાં.

આ ત્રૈમાસિક નાગર જ્ઞાતિનાજ ઉપયોગાર્થે છે એ એમાંના વર્તમાન ઉપરથી જણાઇ શકાશે. પ્રથમ જ્ઞાતિજનો સાથે વિચારવિનિમય ના સાધનથી ઉત્તમ વાતાવરણ સર્જી પછી અજ્ઞાતજનને એ વાતાવરણ ની આગલા દેખાડવી એ ઉદેશ સંકુચિત નથી એટલુંજ નહિ પણ વ્યવહારના સર્વમાન્ય સિધ્ધાંતોને અનુકૂળજ છે.

# શ્રીમુંબઇવડનગરાનાગરવિદ્યોત્તેજકસંગ્રહનું.
## તા. ૧-૧-૧૮૭૬ થી તા. ૩૦-૬-૧૯૨૬ સુધીનું
## સરવૈયું.

જ

૧૯૮૫૭-૧૫-૬ શ્રી મુલ સંગ્રહ ખાતે.—

૧૩૯૭૭-૧૫-૬ શ્રી આદિ સંગ્રહ.

૫૫૦૦-૦-૦ રા. કલ્યાણરાયભાઇ વાળા સંગ્રહના.

૧૦૦-૦-૦ કલ્યાણના એકસ્ટ્રા ફંડમાંથી આવ્યા.

૨૮૦-૦-૦ નુતના વર્ષના રૂપીયા ફંડના કુલ રૂ. ૩૬૧) પેટે મળ્યા તે.

રૂ. ૧૯૮૫૭-૧૫-૬

૨૫૧૩૧-૮-૭ શ્રી વ્યાજ ઉત્પન્ન ખાતે—

૨૪૧૫૮-૧૧-૩ ગત વર્ષ પર્યન્ત.

૯૭૨-૧૩-૪ ચાલુ વર્ષમાં.

રૂ. ૨૫૧૩૧-૮-૭

૧૧૫૨-૧૩-૩ રા० રા० લનસુખરામ મ. ત્રિપાઠી ખાતે જમે

રૂ. ૪૬૧૪૨-૫-૪.

ઉ

૨૪૧૬૩-૧૫-૫ શ્રી નોટ ખરીદી ખાતે.—

તેમાં ૩॥ ટકાની રૂ. ૧૭૦૦૦) ની, ૫ ટકાની રૂ. ૪૦૦૦) ની, તથા ૬ ટકાની રૂ. ૨૦૦૦) ની એ પ્રમાણે નોટો છે.

૨૦૩૨૫- ૦-૦ શ્રી વિદ્યાર્થી મંડળને આશ્રય ખાતે—

૧૯૭૭૫-૦-૦ ગત વર્ષ પર્યન્ત.

૫૫૦-૦-૦ ચાલુ વર્ષમાં.

રૂ. ૨૦૩૨૫-૦-૦

૪૨૦- ૯-૧૧ શ્રી પ્રકીર્ણ વ્યય ખાતે—

૧૨૩૨-૧૨- ० શ્રી ઇમ્પીરીયલ બેંક ખાતે બેંકમાં કરંટ ખાતામાં જમે

રૂ. ૪૬૧૪૨-૫-૪

સર લલ્લુભાઇ સામળદાસ, રા. રા. હરિભાઇ વજેશંકર, રા. રા. ધર્મસુખરામ ત. ત્રિપાઠી, રા. રા પુલશંકર કલ્યાણરાય બક્ષી તથા રા. રા. કલ્યાણરાય ગુલાબરાય ઘોડા-તેઓ સંગ્રહના ટ્રસ્ટીઓ છે. સંગ્રહના વ્યાજમાંથી રૂ. ૫૦) ભાડા માટે તથા રૂ. ૨૦) રસોઇયા માટે એમ કલબને આશ્રયના રૂ. ૭૦) માસીક અપાય છે. શ્રી વડનગરા નાગર જ્ઞાતિના સર્વ વિદ્યાર્થીઓ તે કલબનો લાભ લઇ શકે છે. રસોઇયાની સગવડ ચાલુ છે.

આ વર્ષે નુતન વર્ષ શુભ પ્રસંગે દરેક જ્ઞાતિ બંધુને રૂપીયો એક ભરવા વિનંતી કરેલી હતી. તે પ્રમાણે ઘણા બંધુઓએ આશ્રય આપી આ સંસ્થાને આભારી કરી છે. તે પ્રમાણે તે સંગ્રહમાં કુલ રૂ. ૩૬૧) આવ્યા તે તથા બચત રકમમાંથી ૫ ટકાની રૂ. ૧૦૦૦)ની નવી નોટ લેવાઇ છે. આ પ્રમાણે દર વર્ષે વિદ્યો-તેજક સંગ્રહમાં સુજ્ઞ બંધુઓ ઉદાર આશ્રય આપતા રહેશે. એવી અમારી ખાસ વિનંતી છે.

ચીનાબાગ મુંબઇ નં. ૪ } ધર્મસુખરામ ત. ત્રિપાઠી,
તા. ૮ સપટેમ્બર ૧૯૨૬ } મેનેજીંગ ટ્રસ્ટી.

# અભિપ્રાયો.

" આપનું માસિક કેવળ નાગરને માટેજ નહિ, પણ નાગરિકને માટે હોઇ નામ સાર્થક કરે છે. એના લેખ જ્ઞાતિની ભૂમિકાના જે છે, તે પણ ઊંચી પ્રતીના છે. "

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

" ને ગમ્યું છે. "

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

" આ પ્રથમ અંક બહુ ઉત્તમ નીકળ્યો છે એમાં કાંઇ શક નથી. "

રા. રા. માનશંકર પીતામ્બરદાસ મ્હેતા.

" એક જ્ઞાતિનું મુખપત્ર હોવા છતાં, 'નાગરિક'માં સર્વદેશીય સાહિત્ય પત્રના શિષ્ટ ગુણો છે. "

સૌરાષ્ટ્ર. ૧૨-૧૨-૨૫.

" આ અંકોમાંના વિષયો એવા છે કે જેના વિશે તે જ્ઞાતિના દરેક સભ્યને કંઇપણ વિચાર કરવો આવશ્યક થઇ પડે. એ વિચારોને મદદરૂપ થઇ પડે એવા આ લેખોની પસંદગી સારી રીતે કરવામાં આવી છે. ગુમાવેલું સંસ્કારિત્વ, જે વડે પોતાના તેનીજ ચર્ચા પેદવાનો આ ત્રિમાસિકનો ઉદ્દેશ સ્તુત્ય છે. ડો. પંડિત ભગવાનલાલ રાજા છબીલારામ બહાદુર લગ્નસંબંધ અને વ્યક્તિત્વ, હિન્દુકુટુમ્બ, સ્ત્રીગીન વર થવાના ફાયદા આદિ લેખો માહિતીને બોધની દૃષ્ટિએ ઘણા મજાના છે. નાગરોની પ્રાચીન અને આધુનિક પરિસ્થિતિનો લેખ મનનીય છે. આ ત્રિમાસિકમાં કેટલાક વિષયોની ચર્ચા કરવામાં આવી છે કે જે નાગર સિવાયની કોમને પણ તેટલીજ ઉપયુક્ત થાય તેમ છે. મુદ્રણ અને ગેટઅપ સુંદર અને આકર્ષક છે, જ્ઞાતિના લાભાર્થે પ્રગટ થતાં આ ત્રિમાસિકને જ્ઞાતિ જનોએ ઉત્તેજન આપવાની જરૂર છે. "

ધી ગુજરાતી તા. ૨૫-૪-૨૬.

# નાગરિક

## ત્રૈમાસિક

શ્રીકરાંચીવડનગરાનાગરમંડળ તરફથી

નાગરિકની પુર્તિ રૂપે બ્હાર પડેલ.

# શક્રાદય:સ્તોત્ર.

(મુળ અને ગુજરાતી ભાષાંતર સહિત)

ભાષાંતર કર્તા, 'માર્કંડેય.'

સેંકડો વર્ષ થયાં નવરાત્રિમાં, ઉત્તમ પ્રેરક તત્ત્વ થઇ પડેલ આ સ્તોત્રનું ભાષાંતર, મુળને અનુસરી, કરવામાં આવ્યું છે. મુળને બદલે ભાષાંતર ગાવામાં તેવીજ અસર આવી શકે છે.

કોઇપણ સ્તોત્રનું આવું સમશ્લોકી ભાષાંતર નથી થયું.

કિમ્મત ૦-૧-૦ ટ. ખ. ૦-૦-૬.

[જન સમાજને પુરતો લાભ મળે માટેજ પડતર કિમ્મત રાખી છે.]

લખોઃ—નાગરિક કાર્યાલય.

---

# નાગરિકના ગ્રાહકોને.

નાગરિકની પુર્તિ-પોષ અને માઘની, બધાને મળી ગઇ છે. હવેની ૭ પુર્તિઓ, દર મહિને નહિં મોકલીએ. પણ વર્ષ આખરે ૫૦ પાનાનાં એક પુસ્તક આકારે આ પુર્તિઓનો સંગ્રહ એક સાથે બ્હાર પાડશું. આના કારણ એ છે. એક તો, દર મહિને છુટક મોકલવાનું ટપાલ ખર્ચ ઉપાડવાની નાગરિકની શક્તિ નથી અને બીજું આઠ પાનાની છુટી પત્રિકા, વાપરનાર પાસેથી ખોવાઇ જવાની વકી છે. પણ વર્ષની આખરે પુસ્તક જરૂર મળશે તે ખાત્રી રાખવા વિનંતિ છે.

તે પુસ્તકમાં ઘણે ભાગે, 'સૂર્યાકત.' 'પુરૂષસુક્ત,' બ્રહ્મ કવચ, મહિમ્નઃ પારંતે, વગેરે મુળ અને ભાષાંતર સહિત આપવામાં આવશે.

તંત્રી.

લખોઃ— c/o, નાગરિક.

૧૨, ગુલામહુસેન, કા. બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચી.

તા. ક.—મંગાવનારે ૦-૧-૬ની ટીકીટજ મોકલવી.

# 'નાગરિક'

(ત્રૈમાસિક)

## તંત્રીમંડળ.



## ઉદ્દેશો.

૧. ધાર્મિક નૈતિક, સામાજીક, જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગરજ્ઞાતિને લગતા વિષયો ચર્ચાવા.

૨. સતત અભ્યાસ અને શોધક વૃત્તિથી. જ્ઞાતિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસંયોગ કરવો

૩. નાગરજ્ઞાતિના જુદાં જુદાં સ્થળોને લગતા સમાચારો હકીકતો વગેરે, દૂર વસતા ભાઇઓની જાણ માટે પ્રસિદ્ધ કરવા.

ઉપરના ઉદ્દેશો પુરા પાડવા માટે, અમે વિદ્વાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઇઓને લેખો મોકલવા તથા ગ્રાહક થવા વીનવીએ છીએ.

---


આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી. તરૂણ-સાગર પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડે ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ, સ્ટ્રીટ, કરાચીમાંથી શ્રી કરાચીવડનગરાનાગરમંડળ તરફથી પ્રસિધ્ધ કર્યું.

# અ નુ ક્ર મ

પુસ્તક ૨          ફાલ્ગુન,
અંક ૨:          ૧૯૮૩:



'નાગરિક' ત્રૈમાસિક. વાર્ષિક લવાજમ અઢી રૂપિયા, પરદેશની પાંચ શિલિંગ, હિંદમી-વાર્ષિક ૬-૦-૦ પોષક-વાર્ષિક. રૂ. ૧૧-૦-૦

સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી, નાગરિક, ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચી.

સુચના: આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યક્તિગત મતોની પ્રમાણે નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઈએ ન માનવું:— તંત્રી.

# रुद्राध्यायः ।

अथ नवमोऽनुवाकः

नमो इरिण्याय च प्रपथ्याय च ॥ १ ॥

प्रेरकने नमस्कार अने महा मार्गे जनारने पण. १.

नमः किंशिलाय च क्षयणाय च ॥ २ ॥

पथ्थराळ प्रदेशवाळाने नमस्कार अने वसवा योग्य देशवाळाने पण. २.

नमः कपर्दिने च पुलस्तये च ॥ ३ ॥

जटा वाळाने नमस्कार अने छुटा केशवाळाने[1] पण. ३.

नमो गोष्ठयाय च गृह्याय च ॥ ४ ॥

गोठमां रहेनारने नमस्कार अने घरमां रहेनारने पण. ४.

नमस्तल्प्याय च गेह्याय च ॥ ५ ॥

खाट उपर सुनारने नमस्कार अने महेलमां सुनारने पण. ५.

नमः कात्याय च गह्वरेष्ठाय च ॥ ६ ॥

कुपमां रहेनारने नमस्कार अने गुफामां रहेनारने पण. ६.

---

१. पुलस्तये नो अर्थ सायण; "भक्तनी पासे ऊभा रहेनार" एवो आपे छे; पण कपर्दिन् नी साथे ते बराबर योग्य नथी लागतो.

नमो हृदय्याय च निवेष्प्याय च ॥ ७ ॥

સરોવરમાં રહેનારને નમસ્કાર અને તળાવડીમાં રહેનારને પણ. ૭

नमः पांसव्याय च रजस्याय च ॥ ८ ॥

પરમાણુંમાં રહેનારને નમસ્કાર અને ગુળમાં રહેનારને પણ. ૮.

नमः शुष्क्याय च हरित्याय च ॥ ९ ॥

સુકકામાં રહેનારને નમસ્કાર અને ભીનામાં રહેનારને પણ. ૯.

नमो लोप्याय चोलप्याय च ॥ १० ॥

કઠણ પ્રદેશમાં રહેનારને નમસ્કાર અને ખડવાળા પ્રદેશમાં રહેનારને પણ. ૧૦.

नमः ऊर्व्याय च सूर्म्याय च ॥ ११ ॥

પૃથ્વીમાં રહેનારને નમસ્કાર અને નદીમાં રહેનારને પણ. ૧૧

नमः पर्ण्याय च पर्णशद्याय च ॥ १२ ॥

પાનમાં રહેનારને નમસ્કાર અને સુકકા પાનના ઢગલામાં રહેનારને પણ. ૧૨.

नमोऽपगुरमाणाय चाभिघ्नते च ॥ १३ ॥

ખેચેલા આયુધવાળાને નમસ્કાર તથા હણનારને પણ. ૧૩.

नम आखिदते च प्रखिदते च ॥ १४ ॥

થોડી શિક્ષા કરનારને નમસ્કાર અને ઘણી શિક્ષા કરનારને પણ. ૧૪

नमो वः किरिकेभ्यो देवानां हृदयेभ्यः ॥ १५ ॥

ઉદાર અને દેવના જીવ સમાન તમને નમસ્કાર. ૧૫.

नमो विक्षीणकेभ्यः ॥ १६ ॥

ક્ષય રહિતને નમસ્કાર. ૧૬.

नमो विचिन्वत्केभ्य ॥ १७ ॥

શોધનારને નમસ્કાર. ૧૭.

नम आनिर्हतेभ्यः ॥ १८ ॥

(સર્વ પાપના) નાશકને નમસ્કાર. ૧૮.

नम आमीवत्केभ्यः ॥ १९ ॥

(સર્વત્ર) સ્થુલભાવને પ્રાપ્ત થનારને નમસ્કાર. ૧૯

इति नवमोऽनुवाकः ।

अथ दशमोऽनुवाकः ।[1]

द्रापे अन्धसस्पते दरिद्रन्नीललोहित ।
इमां पुरूपाणामेषां पशूनां मा भेर्माऽरो
मो एषां किंचाताममत् ॥ १ ॥

હે દ્રાપ,[2] હે સોમરસના પતિ,[3] દરિદ્ર, નીલ અને લાલ એવા (હે રૂદ્ર), અમારા સગાંને તથા અમારા ઢોરઢાંખરને ન બીવરાવ. તેનું કાંઇપણ નાશ ન પામો, તેને કાંઈપણ રોગ ન થાઓ. ૧.

---

૧. આ અનુવાક વધુ કઠણ છે. બીજા અનુવાકથી નવમા સુધીમાં નમસ્કાર રૂપ જુદા જુદા યજુઓ હતા. આમાં ઋચાના રૂપમાં મન્ત્રો છે.

આ દરેક ઋચાનો પુરશ્ચરણમાં કેમ ઉપયોગ કરવો તથા તેનાં ફળ વગેરેની પુર્ણ માહિતી ભટ્ટભાસ્કર આપે છે. તે જીજ્ઞાસુએ વાંચવી.

૨ 'દ્રાપ'નો અર્થ "પાપીને ખરાબ ગતિમાં એટલે નરકમાં મોકલનાર" એમ સાયણ તથા ભટ્ટભાસ્કર આપે છે. પણ આ અર્થ વેદકાળના મનોવિકાસને અનુકૂળ નથી. ભટ્ટભાસ્કરે આપેલો "કવચ વાળા" અર્થ વધુ બંધબેસતો લાગે છે.

૩. अन्धस નો અર્થ બન્ને ટીકાકાર 'અન્ન' આપે છે. તે તે અર્થ બરાબર છે. પણ ઋગ્વેદમાં अन्धस् નો અર્થ ઘણે ઠેકાણે 'સોમરસ' થાય છે અને ઘણે ઠેકાણે દેવોને 'સોમના પતિ' કહીને સંબોધ્યા છે એટલે તે અર્થ લીધો છે.

या ते रुद्र शिवा तनूः शिवा विश्वाहभेषजी ।
शिवा रुद्रस्य भेषजी तया नो मृड जीवसे ॥ २ ॥

હે રુદ્ર, જે તારૂં કલ્યાણકારી, હંમેશ જળ આપનારૂં,[4] તથા રોગ ટાળનારૂં એમ સુખરૂપ છે તેનાથી, અમને જીવવા માટે કૃપા કર. ૨.

इमां रुद्राय तवसे कपर्दिने क्षयद्वीराय प्रभरामहे मतिम् ।
यथा नः शमसद्द्विपदे चतुष्पदे विश्वं पुष्टं
ग्रामे अस्मिन्ननातुरम् ॥ ३ ॥

જટાવાળા, (શત્રુના) વીરને મારનારા, અને બળવાળા રુદ્રને માટે આ સ્તુતિ કરૂં છું. જેથી અમારાં દ્વિપદો[5]ને તથા ચતુષ્પદોને સુખ થાય અને ગ્રામમાં સર્વ પુષ્ટ અને દુઃખ રહિત થાય. ૩.

मृडा नो रुद्रोऽतनो मयस्कृधि क्षयद्वीराय नमसा विधेम ते ।
यच्छं च योश्च मनुरायजे पिता तदश्याम तव रुद्र प्रणीतौ॥४॥

અમારા પર, હે રુદ્ર, કૃપા કર. વળી અમને સુખી કર. (શત્રુના) વીરને હણનાર એવા તને નમસ્કાર વડે એમે પુજીએ છીએ. પિતા મનુએ જે સુખ તથા વૈભવ આપ્યાં તે, હે રુદ્ર તારો પ્રેમ હોય ત્યારે, અમને મળે ૪.

---

૪. **भेषजी** શબ્દ બે વખત આવે છે. એક વખત એકજ અર્થ લેવાની દ્વિરૂક્તિ ટાળવા, બન્ને ટીકાકાર શારીરિક રોગ વગેરેના તથા સંસારનાં દુઃખ રૂપી રોગના ટાળનાર એમ અર્થ બેસારે છે: પણ **भेषज** નો અર્થ 'પાણી' પણ થાય છે. દ્વિરૂક્તિ ટાળવા મેં તે અર્થ પ્હેલામાં લીધો છે.

૫. આ શબ્દો અંગ્રેજી Bipeds અને Quadrupeds નાં પુર્વ રૂપોજ છે. ગુજરાતીમાં તે શબ્દો આમજ રાખવા પડે, બાકી દ્વિપદો એટલે અમારાં સગાં વ્હાલાંઓ તથા ચતુષ્પદો એટલે અમારાં ઢોર ઢાંખરો એમ અર્થ છે, તે તો દેખીતોજ છે.

मा नो महान्तमुत मा नो अर्भकं
मा न उक्षन्तमुत मा न उक्षितम् ।
मा नो वधीः पितरं मोत मातरं
प्रिया मा नस्तनुवो रुद्र रीरिषः ॥ ५ ॥

અમારા વૃધ્ધને નહિં, અમારાં બાળકને નહિ, અમારા વીર્યવાનને નહિં, અમારા ગર્ભસ્થ (પુરૂષને) (પણ હણતો) નાહે. અમારા પિતાને ન મારતો, આમારી માતાને નહિં તેમજ અમારાં પ્રિય શરીરને પણ નાહ઼. ૫.

मा नस्तोके तनये मा न आयुषि मा नो
गोषु मा नो अश्वेषु रीरिषः ।
वीरान्मा नो रुद्र भामितो वधीर्हविष्मन्तो
नमसा विधेम ॥ ६ ॥

અમારાં સંતાનને (તેમજ) પુત્રને નહિં, અમારાં આયુષ્યને નહિ, અમારી ગાયોને નહિં (તેમજ) અમારા અશ્વોને હણતો નહિ. ક્રોધિત થઈને અમારા વીરને, હે રૂદ્ર. ન હણનો. હવિવાળા અમે, નમસ્કાર વડે તને પુજીએ છીએ ૬.

आरात्ते गोघ्न उत पूरुषघ्ने क्षयद्वीराय सुम्नमस्मे ते अस्तु ।
रक्षा च नो अधि च देव ब्रूह्यधा च नः शर्म यच्छ द्विबर्हाः ॥७॥

હે ઢોરને હણનાર,[૧] હે પુરૂષને હણનાર હે (શત્રુના) વીરને હણનાર, તારાં (તે ઘોર રૂપો) દુર (રહો.) તારૂં સુખકર

૧. **गोघ्न** નો મુળ અર્થ, 'ગાયને હણનાર' એમ થાય. પણ, વેદમાં **गो** શબ્દને ઢોરના પર્યાય રૂપે પણ વાપરેલ છે. 'ઢોર તથા પુરૂષને હણનાર' એમ રૂદ્રને વિશેષણ લગાડયું છે તે,આવી રીતે ઘટાવી શકાય, શત્રુના ઢોર તથા પુરૂષને હણનાર. પણ તો હકીકતનો દોષ જરૂર આવી પડે. અહિંસાના જે સિધ્ધાંતો આજે લગભગ સર્વ માન્ય છે તેને વેદકાળમાં કોઇ ગણતું પણ નહિં તે તો દેખીતુંજ છે. હિંસાને માટે તો એટલે સુધી પુરાવા મળે છે કે પવિત્રમાં,પવિત્ર એવી ગાયનો વધ પણ શાસ્ત્રોકત રીતે કરવામાં આવતો.." મહેમાન જો શ્રોત્રિય હોયતો તેના મધુપર્કમાં વત્સતરી ગાય કે ઘેટું કે બકરૂં મારીને તેનું માંસ મુકવું જોઇએ એમ ધર્મશાસ્ત્રકારો કહે છે" એમ ભવભૂતિ ઉત્તરરામમાં કહે છે. (જુઓ અં. ૪. વિષ્કંભક.)

રૂપ અમને મળો, વળી અમને રક્ષ, અને, હે દેવ, અધિક કૃપા કર અને હે બન્ને લોકના વર્ધક અમને સુખ આપ. ૭.

स्तुहि श्रुतं गर्तसदं युवानं मृगं न भीममुपहत्नुमुग्रम् ।
मृडा जरित्रे रुद्र स्तवानो अन्यं ते अस्मन्निवपन्तु सेनाः॥८॥

પ્રસિધ્ધ, ગર્તમાં[૭] બેઠેલા યુવાન અને હણવામાં પ્રચંડ સિંહની પેઠે ઉગ્ર (એવા રૂદ્રને) સ્તવ. હે રૂદ્ર, સ્તવાતો તું સ્તવનારને[૮] સુખી કર તારી સેના અમારાથી બીજાને (એટલે શત્રુને) હણો ૮.

परि णो रुद्रस्य हेतिर्वृणक्तु परित्वेषस्य दुर्मतिरघायोः ।
अव स्थिरा मघवद्भ्यस्तनुष्व मीढ्वस्तोकाय तनयाय मृडय॥९॥

રૂદ્રનું આયુધ અમને તજે પાપનાશક અને તેજમય (રૂદ્ર)ની દુર્ગતિ (પણ અમને) તજે તે સ્થિર (દુર્મતિને) બલિ

૭. ગર્તસદ નો અર્થ " ખાડા જેવાં હૃદયપુંડરીકમાં બેઠેલ" એમ સાયણ લે છે. ભટ્ટ ભાસ્કર ને અર્થ ઉપરાંત ગર્તના "રથ" 'સ્મશાન,' 'આકાશ' એવા અર્થ આપે છે. આ બધા અર્થ ઉપનિષદ કાળ પછીના તત્ત્વચિંતાને ફાવે ખરા: પણ વેદકાળના પ્રાથમિક ઋષિના મનમાં એ અર્થ હશે તેમ કહેવાય નહિ.

ગર્ત શબ્દનો અર્થ યાસ્ક નિરૂકતમાં આમ કરે છે. તે गृ ઉપરથી તેનો અર્થ 'સભાનો સ્તંભ' કરે છે. (૩. ૫.)

આ બધા અર્થમાંથી 'રથ' અર્થ વધુ બંધ બેસતો લાગે છે. ઋગ્વેદ. ૧. ૧૨૭. ૩. માં આ શબ્દ છે તેનો અર્થ યાસ્ક 'સભાનો સ્તંભ' કરે છે. Laxman Sarup નિરૂકતના અંગ્રેજી ભાષાન્તર કાર-પણ યાસ્કથી જુદા પડતા નથી લાગતા. પણ Griffith પોતાનાં ઋગ્વેદનાં ભાષાન્તરમાં गर्त નો અર્થ 'Car' કરે છે.

૮. जरित्रे નો અર્થ સાયણ " ક્ષય પામતું શરીર" એમ કરે છે. પણ વેદમાં આનો અર્થ ઘણે ઠેકાણે સ્તવનારાજ થાય છે.

આપનારથી દુર રાખો. હે ઇચ્છા પુરનાર, અમારા પુત્રપૌત્રને સુખી કર. ૯.

मीढुष्टम शिवतम शिवो नः सुमना भव ।
परमे वृक्ष आयुधं निधाय कृत्तिं वसान
आचर पिनाक बिभ्रदागहि ॥१०॥

હે ઇચ્છા પુરનાર, હે અતિ કલ્યાણકારી અમારા તરફ કલ્યાણવાળો તથા શુભ મનવાળો થા આયુધને ઉંચા વૃક્ષમાં મુકી ચામડું પ્હેરી, (અમારી પાસે) આવ. માત્ર પિનાક (કહેતાં ધનુષ્ય) લઇને આવ. ૧૦.

विकिरद विलोहित नमस्ते अस्तु भगवः ।
यास्ते सहस्रं हेतयोऽन्यमस्मन्निवपन्तु ताः ॥ ११ ॥

હે દાતા, હે શ્વેત, હે ભગવાન તને નમસ્કાર હો. તારાં જે હજારો આયુધો છે તે અમારાથી બીજાને હણો. ૧૧.

सहस्राणि सहस्रधा बाहुवोस्तव हेतयः
तासामोशानो भगवः पराचीना मुखा कृधि ॥ १२ ॥

તારા હાથમાં હજારો જાતનાં હજારો આયુધો છે. સમર્થ એવા હે ભગવાન, તેનાં મુખોને (અમારાથી) ઉંધાં કર. ૧૨.

इति दशमोऽनुवाकः ।

નરહરરાય પ્રભાશંકર બક્ષી.

# મુક્તાહાર.

(રાગ: ભાભીના ભાવ મને ભીંજવેરે લોલ.)

આવો આવો સાહેલી મારે આંગણેરે લોલ,
ગાઈ સમજાવું ગુપ્ત મંત્ર જો.
અનુભવ ગુરૂથી જ્ઞાન પામશોરે લોલ. -આવો સાહેલી-
ઉન્નતિનું ઉદયસ્થાન આપણે રે લોલ,
પુર્વ દિશા ગગન સ્વચ્છ હોય જો.
સુર્ય કિર્ણ હેમ પ્રભા ઝંખવેરે લોલ. -આવો સાહેલી-
શાંત ને સરળ સ્વભાવ સંગમાંરે લોલ,
ધર્મ પ્રેમ, સદ્ગુણના રંગમાંરે લોલ.
વસ્ત્ર આભુષણની સાદાઇ જો.
સુખી જીવન જીવવાનું સ્હેલ છેરે લોલ -આવો સાહેલી-
પશ્ચિમ તો અસ્ત દિશા આપણીરે લોલ,
અનુકરણ ન અસ્તનું કરાય જો.
નારીધર્મ ખોઇ દુખીયાં થશોરે લોલ -આવો સાહેલી-
જુઠી મોટાઇ મુળ પાપનુંરે લોલ,
સત્ય, નિયમ વિમળપણું આપણુંરે લોલ.
શીખવા એ સદ્ગુણના પાઠ જો.
અન્યની સેવા મહિં સ્વધર્મ છેરે લોલ, -આવો સાહેલી-
ગાવો ગવરાવો પુર્ણ પ્રેમથીરે લોલ,
મોતી વીણીને ગુંથો હારમાંરે લોલ.
વર્તનમાં આ ગીતા મુકાય જો,
જન્મ સફળ માનીએ નારી તણોરે લોલ. -આવો સાહેલી-

..............

# એક પત્ર.

## આપણા પદ્ધિધર વિદ્વાનો.

[ થોડાં એક વર્ષની વાત ઉપર કાઠીયાવાડના એક પ્રસિધ્ધ મુરબ્બિએ પોતાના એક વડીલ મિત્રને આ પત્ર લખ્યો હતો. લખનારના પુત્ર પૌત્રમાં એક વકીલ, એક ડાકટર અને ઉમ્મરે પુગેલા બીજા બધા વયોચિત ધોરણમાં એકજ હેતુ પુરસ્સર ભણી રહ્યા હતા-તે હેતુ યુનિવર્સિટિની એકાદ પદ્ધી મેળવવાનો. અધિ. નાગરિક. ]

પન્નાલાલ ટેરેસીઝ, ગ્રાંડરોડ.

વૈશાખ, મિતિ. શુદ્ધ ૩ સવત......

વડીલ મુરબ્બિ કલ્યાણભાઇની પવિત્ર સેવામાં,

અહિ આવ્યો છું ત્યારના કેટલાક વિચાર મ્હારો કેડો મુકતા નથી એટલે આજે પત્રદ્વારા ત્હમારી પાસે રજુ કરું છું. આપણી જ્ઞાતિનો જેવો મેળો અહિ આ ચાલમાં નજરે પડે છે તેવો કયાંય મળવો દુર્લભ છે. નાગરવાડામાંય કુટુમ્બદીઠ ઘર હોય. પણ અહિ તો વચ્ચમાં ફકત બાર તસુ માંડ ભીંત મુકી કે જુદાં જુદાં ઘર થઇ ચુકયાં એવું છે. આના લીધે જ્ઞાતિ વિષયે કંઇ પણ વિચાર કરનાંબધું હરતા મલકવત સ્પષ્ટ જણાઇ આવે છે. આપણે હાટકેશ્વરને ઓટલે રહાંજનાં ભરાય છે તેવાં નિવૃત્તિસંમેલનમાં સભ્ય થઇ શકે એવા બે ગૃહસ્થ પણ શોધવા મુશ્કીલ છે. જ્યાં જુઓ ત્યાં પ્રવૃત્તિની ધમાલ ચાલી રહી છે. જાણે કેમ પરદેશીઓનો વિમાનગતિજીવનક્રમ પોતાની અસર અહિ પણ જમાવી રહ્યો હોય તેમ ઘડીભર લાગે છે. યુરપ અમેરિકાનાં સિદ્ધસૂત્ર Get on, or Get outના અહિપણ પ્રતિધ્વનિ થતા લાગેછે.

જુના કાળમાં આર્યાવર્તનાં વસતિસ્થાનમાં વૃધ્ધોનો આવોજ અભાવ હશે, કારણ પૌત્રનું મુખ દર્શન કર્યું કે સ્વારી વનનિવાસ માટે તૈયાર થતી. પણ આ બધાં સ્વપ્નોડ્ડયનમાંથી નીચે ઉતરૂં છું ત્યારે પ્રતીતિ થાય છે કે આ નથી યુરપ અમેરિકાનો વિદ્યુદ્વેગી કાર્યલક્ષી જનપ્રવાહ કે નથી તે પ્રાચીન આર્યત્વના આદર્શને પ્રત્યક્ષ કરતું વસતિસ્થાનઃ આતો આજનું ભારત વર્ષ જે દુર્ઘટ સંક્રાન્તિ કાળમાંથી પસાર થાય છે તેનો જીવતો જાગતો મેળો. અહિં પ્રવૃત્તિ છે પણ પુરૂષાર્થ નથી. નિવૃત્તિ છે પણ અવિક્ષિપ્તતા નથી. પ્રવૃત્તિનો હેતુ અર્થ કે કામ નથી, નિવૃત્તિનાં ફળમાં ધર્મ કે મોક્ષ નથી. આતો જઠરપિઠરવર્તી વહ્નિરર્થીકરોતિ !

આપણા આ કુટુમ્બના હયડા કરના જુવાનિયાઓને જોઇ એમની સ્થિતિ વિષે અનેક વિચાર ઘોળાયા કરે છે. એમની અડગતા જોઇ પ્રેમ આવે છે. એમની નિરાશા જોઇ ખેદ થાય છે, એમની અલ્પસંતોષિતા જોઇ અચંબો થાય છે. અને એમની પ્રવૃતિની સમગ્ર રૂપે નિષ્ફ્લતા જોઇ વિમાસણ થાય છે. ઘડીભર થાય છે કે જો મ્હારે આ વમળમાં પડવું પડયું હોત તો હું આજે આવોજ હોત કે મ્હારી નિવૃત્તિની ફિલસુફીએ મ્હને કોઇ બીજી રીતે ઘડયો હોત ? પણ એતો બધા ખ્યાલો છે, જ્યારે ઉત્તમ વિદ્વત્તા સંપાદન કરેલા, કાર્યદક્ષ, કરેલ એવા જુવાનોને (મ્હારી દ્રષ્ટિએ જુવાનોને) એકજ દિશામાં મચ્યા પડેલા જોઉં છું, એમની દરરોજની કાર્યપાટિમાં અભ્યાસનો, સત્સંગનો, જીજ્ઞાસાનો, અને મુમુક્ષાનો અભાવ જોઉં છું ત્યારે મ્હને એમજ લાગે છે કે દુનિયાના વમળમાં આ જુવાનોને ફેંકી દઇ આરે બેઠા બેઠા નિવૃત્તિની વાતોનો વિલાસ ભોગવનારા મ્હારા જેવા વલિસંમન્યમાના (પ્રતાપરાય ભાઇને આ પ્રયોગ ખુંચશે ખરો. એમને આ પત્ર વંચાવી માફી યાચશો) ટીકાકારનું સુલભ કાર્ય ઉપાડી લે એમાં શું કર્તવ્ય થયું ?

હું મ્હારા ઘરમાંજ નજર કરૂંછું. મ્હોટાની શરીરસંપત્તિ ત્હમે જાણો છો. દેશી રાજ્યની નકરીમાં ધંધા ઉપરાંતની ખટપટ

ઘણી હોય છે એને લઇને કે પછી શરીરની લેણાદેવી નહિ તેથી પણ એ મ્હારા કરતાં વૃદ્ધ લાગે છે, અને કુટુમ્બનો બોજો મ્હારે શિરથી શીઘ્રતાથી ઉતારી એણે મ્હને ઋણી કર્યો—યા પોતાનું ઋણ ઉતાર્યું—તેથી પણ એ અકાલવૃદ્ધતા હશે; પણ અહિં હું ચોપાસ અકાલવૃદ્ધ ચ્હેરાઓ જોઉછું ત્યારે મ્હને લાગે છે કે શું હવેથી આ નિર્વાહ પ્રવૃત્તિજ એવી ઉગ્ર થતી ચાલે છે કે એમાં તન મન અને જીવનની આહુતિ આપવી પડે અને તે પણ આટલા થોડા માટે ?

આ પ્રશ્ન વિશેજ હું આ પત્રમાં લખવાનો હતો પણ—વૃથા પ્રલાપ એ શબ્દ પ્રયોગજ મ્હારા વર્ણોચિત દોષના બચાવ રૂપે મુકું છું સહજ વિષયાન્તર નહિ તોય વક્તવ્યાન્તર થઇ ગયું ખરૂં.

આપણે કેળવાયલા નથી તેથી આપણા નિર્વાહ પુરતાં ધનાર્જનમાં આટલો શરીરનો અને મનનો તેમજ વખતનો વ્યય કરવો પડે છે એ વાત બહુજ થોડે અંશે સાચી છે, એમ હું માનું છું. આ આટલા જુવાનો અહિ રહે છે તેમાં કોઇ નિરક્ષર નથી. ઘણાતો સાક્ષર છે અને કેટલાયે પદવીધર વિદ્વાન છે.

નહિ, કેળવણીની ખામીનો આપણે બહુ વિચાર કરવાનો નથી સિવાય કે સ્ત્રીકેળવણીની ખામીનો. આ અહિં વકીલો. ડાકટરો, શિક્ષકો, લેખકો કવિઓ બધા છે. પણ આપણા વિદ્વાન કેવળ વિદ્યાવાનજ છે. એના માતા પિતાએ બહુ ન્હાનપણમાંજ સંસાર માંડેલો, ઘણું ખરૂં એણે જ્યારે સ્તન્યપાન આદર્યું ત્યારે એ પાનારની ઉમ્મર બાલકજ હતી. બચપણના વ્યાધિઓ અને દુર્ગમ પ્રસંગોમાંથી એ તરી ઉતર્યો એ એનું મહદ્ભાગ્ય કારણ આકડાઓ પરથી જણાય છે કે આ દેશમાં બાર માસની અન્દરનાં સો બચ્ચાંમાંથી ૨૫ નષ્ટ થાય છે, બાલ્યકાળે કાંતો વાડે પડીને ઉછર્યો હોય છે કે કાંતો નિરક્ષર, દુરક્ષર, કે અજ્ઞાન અને વ્હેમી ધાત્રીઓના હાથે ઉછર્યો હોય છે. જો ઘરમાં ઘરડાં ન હોય કે પરદેશમાં હોયતો એનાં માબાપ પણ હજુ પોતે બાલક હોય, એટલે, એના આહાર વિહાર કપડાં રમત ગમત બધું યદ્વા તદ્વા થતું ચાલે એટલુંજ. પાંચ છ વર્ષનો થાય કે ઘરમાં શાન્તિ

મેળવવાના હેતુથી નીશાળે મુકી દેવાય. આજ કાલના માસ્તરો તો આપણે જાણીયે છીયે. છોકરાઓ તરફ પ્રેમ તો કયથીજ રાખે? કેળવણીની પધ્ધતિ પણ વિચિત્ર છે પરિણામે બચ્ચાંઓની હોંશ તુટી જાય છે, શારીરિક સંપત્તિને ધક્કો પ્હોંચે છે. અનેક રોગના બીજ શરીરમાં વવાય છે, અને છોકરાઓ ભીંતને પાટુ મારે તો ભીંત તુટવાને બદલે કમર લચકાવી બેસે એવા ગાંય કાંગલા થઇ જાય છે. છેલ્લી ગણત્રી પ્રમાણે હિન્દુસ્થાનમાં ૧૫ વર્ષની નીચેનામાં દર હજારે ૪૨ મૃત્યુ થાય છે. ભણી ઉતરે ત્યારે શરીર તો કાગળનું થઇ ગયું હોય. અહિના ઘણાખરા કુટુમ્બોમાં હું જોઉં છું તો સ્હવારના એકાદ કલાક મોડું જમાયું તો રાતના જમવાનું અસ્ત કરી બેસે છે. રવિવારે તો ભાગ્યેજ કોઇ ઘરમાં સ્હાંજે ચુલો સળગતો હશે. ન્હાનામોટા બધાજ અરૂચિની ફરિયાદ તો સાધારણ રીતે કરતા હોય છે. આમાં એક બીજું કારણ છે. હું બહુ જુનું કે બહુ નવું એ બેયને અનિષ્ટ માનું છું પણ એક વાત તો મ્હારે અહિ કરવીજ જોઇયે, નીશાળના ઉંચા ધોરણમાં સંસાર શરૂ થઇ ગયો હોય છે, અગ્રેજીમાં જેને Burning the candle at both ends કહે છે તેવું આ બિચારાના શરીરને અનુભવવું પડે છે, ઘણીવાર યુવાનોચિત નાદાનિયતનાં ફળ એ ભોગવે છે. આમાં બધો વાંક આપણા વડીલોનો છે એમ કબુલ કર્યા વિના છુટકોજ નથી. શારીરિક નિર્બળતાનું મુળ આમાં છે. નિશાળ કે કૉલેજમાંથી બ્હાર પડતી વખતે આની મુડી તનની અને મનની સાવ શુન્ય જેવી હોય છે, ઘણા તન અને મનના ધનની શોધજોગી વાયદાની હુંડીઓ દઇ બેઠેલ જેવા દેવાળાંની સ્થિતિમાંજ હોય છે, હવે વળી એના ઉપર વડીલોનો તકાદો અને કુટુમ્બનો ભાર પડેછે.

આજે કેળવાયલાઓને પણ નોકરી મળવી મુશ્કીલ થઇ પડી છે, હરિફાઇ બેશુમાર છે. આપણા કાઠીઆવાડના શહેરોમાં સુતાર દરજી જે રોજ પાડે છે તે અહિં મ્હોટાં શહેરમાં પદ્દીધર વિદ્વાનોને નથી મળતો. એક બે અહિના શેઠીયાઓ પાસે આ ચર્ચા કરતાં તેમનું કહેવું એમ થયું કે આ પુસ્તકપંડિતો એમના માટે શીખાઉ જેવાજ

આ વાત સાચી હોય તો પુસ્તકપાંડિત્ય પછવાડેશરીરનો સમયનો ને ધનનો વ્યય કરવો ગેરવાજબીજ-મનાવો જોઇએ. મ્હારા ઘણા ળખીતાઓ વાણીયા, ભાટિયા, ખત્રી, મેમણ વિગેરે અહિં દુકાનો કાડી બેઠા છે, કોઇ પરચુરણ ચીજો વેચે છે કોઇ કાપડ, કોઇ દવા, ાઇ જોડા વેચે છે તો કોઇ દલાલી કરે છે વખત બધા બુરો કહે છે ણ હસ્તે મુખડે નમસ્કાર કરી બોલે છે "સાહેબ ત્હમારી મ્હેરબાનીથી ટલો તો મળે છે." કોણ જાણે આપણા પદ્વીધર વિદ્વાનોને આ ભણ પણ ગણેલા જુવાનિયાઓની રીત નથી આવડતી: તેમ એવાને ત્યાં શીખાઉ તરીકે ઉમેદવારી કરવામાં પોતાની વિદ્વત્તાને હીણપ સમ જતા લાગે છે પરિણામે "રોટલો" મેળવવા માટે કેવળ નોકરી સિવાય એમના માટે કશુંજ રહેતું નથી. આપણું ભણતર પાછું કેવળ Liberal Artsને લગતુંજ હોઇને મ્હોટી મીલોમાં કારખાનાઓમા રેલ્વે કે મ્યુનિસિપાલિટી પોર્ટ ટ્રસ્ટ જેવાં જાહેર ખાતાઓમાં કારકુની સિવાય બીજું મળવું પણ મુશ્કેલ થઇ પડે છે. અહિં ઘણાય એલ. એલ. બી. છે પણ મુત્સદ્દિગીરીની સાત સાત પેઢીઓનો નિષ્કર્ષ પણ આજ સુધી આપણા એક પણ વકીલને આ અજબ નગરીની અદાલતને મોખરે લાવી શક્યો નથી એ ખરેખર જેટલી વિસ્મયકારક તેટલીજ શોચનીય વાત છે. વકીલો પેઠેજ આપણા ડાકટરો જો કે વકીલ કરતાં કંઇક વધારે મેળવી શકે છે છતાં ધંધાને મોખરે તો એક પણ નથી. આ હકીકત શું દેખાડે છે ? શું એમ નહિ હોય કે સરેરાસ બુદ્ધિ શકિતમાં અન્ય સાપેક્ષે ચ્હડતાપણું નિભાવી રાખવા છતાં વ્યકિત વ્યકિતને મુકાબલે આપણી જ્ઞાતિની કુખે હવે મહાજન અસંભવ થઇ પડયો છે ?

ત્હમે શું કહેશો ? મ્હનેતો આ લખાણથી લખતાં લખતાં નિરાશા જેવું લાગી જાય છે. જાણે કેમ આપણા વિદ્વાનોનું Genius જ નોકરી માટે હોય, વકીલોને ડાકટરો થયા પછી પણ સરકારી નોકરી કરનારાઓનીજ સંખ્યા મ્હોટી છે. અહિંનું સેક્રેટરિયેટ એની સાક્ષી પુરે છે. ડાકટરો પણ સરકારી નોકરી મળે તો ખાનગી પ્રેકટિસનો

મોહ જતો કરે છે. અને આ નોકરી તો નોકરીજ. એમાંથી લાંબી મુદતે ફારક થનાર જીન્દગીનો ઉત્તમમાં ઉત્તમ કસ તો ખરચી ચુક્યો હોય છે. પગાર ગમે તેટલા મ્હોટા હોય પણ મોજ્મો જાળવવા માટે ખર્ચો કરવાં પડે અને વારંવાર ટ્રાન્સફરના ખર્ચો વેઠવાં પડે વિગેરે કારણથી સરકારી નોકરીવાળો પણ રિટાયર થતી વખ્તે સંપત્તિમાન તો નથીજ હોતો.

ઇતર જ્ઞાતિના અભણ પણ ગણેલા જુવાનો વણિગ્વૃત્તિથી નિર્વાહ શોધી લેછે તે થોડા વર્ષમાંજ આપણા પદવીધર વિદ્વાનો કરતાં વધુ સ્વાસ્થ્ય મેળવી શકે છે. કદાચ એ એટલો સંસ્કારી નહિ હોય પણ એટલું ધ્યાન રાખવાની જરૂર છે કે પોતાની જીન્દગીને અનુકૂળ એવી એકાદ ધાર્મિક ભાવના તો એનામાં પણ સ્ફુરે છે. સંસ્કારને અને કેળવણીને બહુ લેવા દેવા નથી એ વાત બહુજ અગત્યની છે. આ અભણ મનાતાની જીન્દગી કેળવાયેલાઓની જીન્દગી જેવી કૃત્રિમતા ભરેલી નથી. એની જરૂરિયાતો ઓછી છે, અને પ્હેરવાશ સાદો છે. રહેણી કરણી કસવાળી પણ ખોટા ભભકા વગરની છે. પરિણામે બીજી રીતે એ સુખી રહી શકે છે. સ્વાસ્થ્ય હોવાને લીધે માનસિક ચિન્તાને લીધે જન્મતા ડિસ્પેપ્સિયા જેવા રોગોથી એ મુક્ત રહે છે અને તેથીજ આપણા પદ્વિધર વિદ્વાનોની પેઠે એ એકલપેટો, શુષ્કવેદાન્તિ અને નિરાનન્દ નથી. વળી કેવળ પૈસાનીજ પુજા એના ધર્મમાં નથી. જ્યાં જુઓ ત્યાં અસંખ્ય મન્દિરો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ, દવાખાનાઓ, નિશાળો, છાત્રાલયો એ સહુ એના સુખી હાથને આભારી છે. આજ કાલ નવા પવનની અસરથી વિશ્વવિદ્યાલયો પણ એ હાથ નીચે હાથ ધરી વિદ્વત્તાની દિશાઓ ખીલવી શકે છે. એકંદરે પદ્વીધર વિદ્વાનો જેને નીચી નજરે જુએ છે તેવો એ બીલકુલ નથી એમાંનો શક નથી.

હું અર્થશાસ્ત્રી નથી. આંકડાઓ ખેપ રીતે દેખાવ બજાવી શકે છે એમ મ્હેં સાભળ્યું છે. કહે છે કે જુઠાણા માટે ત્રણ શબ્દો છે. Lie, Black Lie અને Statistics. જે હોય તે પણ નીચેના વિચારો નમ્રતાપુર્વક સ્હમારા અભિપ્રાય માટે મુકું છું.

હિન્દુસ્થાન આજે પણ કહેવાતી સંક્રાંતિ પછી પણ ઔદ્યોગિક નહિ પણ કૃષિપ્રધાન દેશ છે, જો આ દેશની ઉન્નતિમાંજ દરેક કોમની ઉન્નતિ સાધવાનો અન્વયવ્યતિરેકી નિયમ માન્ય થતો હોયતો કોઇ પણ પ્રકારની કેળવણીમાં તન મન ધનને મમવ ખર્ચવા પ્હેલાં એક પ્રશ્ન પુછવોજ જોઇયે-આ પ્રકારની કેળવણીમાં નિષ્ણાત થવા પછી હું મ્હારા દેશને કેટલો ઉપયોગી થઇ શકીશ? મ્હારા કુટુમ્બને નિર્વાહ રૂપે કેટલું આપી શકીશ ? માનવતાને પોષનાર સંસ્કારોનો કેટલો સંચય કરી શકીશ? પ્હેલો ઉત્તર આદર્શ નક્કિ કરશે, બીજો વ્યવહાર નક્કિ કરશે અને ત્રીજો વ્યવહારની કોટિ નિશ્ચિત કરશે.

આપણા દેશને હુન્નર અને ઉદ્યોગની જેટલી જરૂર છે, તેટલી કેવળ આયાત નિકાશ વેપારની નથી. આ હુન્નર ઉદ્યોગ માટે બહુજ ઉંચી કોટિની કુશલતા ધરાવનાર સુતાર, લુહાર, કડીયા, યાન્ત્રિકો, શિલ્પિઓની જરૂર છે. એ વિદ્યા કૃષિકારને સહાયક છે, માટે દેશોન્નતિ માટે છે. **सा विद्या या विमुक्तये** આ વિદ્યા દેશનો વિમુક્તિ માટે છે એમ કહીએ તો શું ખોટું છે. જ્યારે આજની પુસ્તક પંડિતની વિદ્યા પોતાની ઉદરભરણ ચિન્તામાંથી પણ મુક્તિ નથી આપતી. આનો આદર્શ આ રીતે ઉંચો કરવો જોઇયે. નિર્વાહના સાધન તરીકે વકીલ ડાકટર કે શિક્ષકના દરમાયા કરતાં ચ્હડતીજ છે, એ સહુ કોઇ જાણે છે. માત્ર વાત રહી સંસ્કારની. આજ સુધીના આપણા ઉચ્ચ સંસ્કારોનો પાયો શું કેળવણી છે ? હશે-પણ પુસ્તકની પંડિતતા તો નહિજ. આપણા મુત્સદ્દિઓ ભણતરથી નહિ, પણ માનવ જાતની વિવિધતાનો ચતુરાઇથી અભ્યાસ કરીનેજ નિષ્ણાત થતા અને ક્યાંક ક્યાંક થઇ રહ્યા છે- મુત્સદ્દિ તો પુસ્તકો વાંચી નજ થવાય. ત્યારે શું સાક્ષર થવા પુસ્તકો જોઇયે છે. આજના ઘણાખરા સાક્ષરો નિરક્ષર છે તેનું કારણ એ છે કે એ બધા પુસ્તકોમાંજ પાંડિત્વ શોધી રહ્યા છે. કવિનું, કલાકારનું, ફિલસુફનું વિદ્યાલય માનવસમાજ અને પ્રકૃતિની મહાશાળાજ છે. એમનો આજે કેટલા ગ્રેજ્યુએટો ઉત્તરકાળમાં અભ્યાસશીલતા નિભાવી રહ્યા છે ? વાસ્તવિક રીતે ઉત્તમ અભ્યાસના

સાધનોમાં નિશ્ચિન્તતા એ અગત્યની છે. અને આજે નિર્વાહ ચિન્તા ઘેર ઘેર ઉગ્રરૂપ ધારી રહી છે. કારણ બધાજ એવા પ્રકારની કેળવણી લઇ રહયા છે કે જેથી નાની યા મોટી નોકરીજ કરવી પડે.

ન્હાનો આવતે વર્ષે ગ્રેજ્યુએટ થશે. એનો ભાઇ એલ. એલ. બી. થઇને છેવટે સવાસો રૂપિયે સેક્રેટરીયેટમાં રહ્યો. ન્હાનાને પણ એજ નિર્માણ હશે. હું પોતે ઉપરના વિચારો કરતી વખતે મ્હારા તરફજ લક્ષ રાખું છું. એટલે એમાં કલ્પનાનું પ્રાબલ્ય બહુ નથી માની લેવાનું.

ખાસ કરી કોલેજની કેળવણી (બી. એ. માટેની) માટે મ્હારો મોહ ઉતરતો જાય છે. એક તો ખર્ચના વિચારે એ બહુ ભારે પડી જાય છે. છોકરાઓની તબીયતને વિચારે અતિ ચિન્તા કરાવનારી નીવડે છે. પણ છોકરાઓનાં ભવિષ્યને વિચારે પણ એ બીલકુલ નિરાશા જનક નીવડે છે.

આપણા ગ્રેજ્યુએટો જ્યારે બ્હાર પડે છે, ત્યારનાં સ્વપ્નાં તો ખરી દુનિયાને દ્વારે ટકોરા કરતાં મળતી પ્હેલી નિરાશાથીજ તુટી પડે છે. દુનિયાને એમની પદવી માટે બહુ માન નથી એ ત્યારે એને સમજાય છે, પણ એની પદવીનો દુનિયાને ખપ પણ નથી એમ જ્યારે એ જાણે છે, ત્યારે એની સ્થિતિ બહુ દયાજનક થઇ પડે છે. થોડા દહાડા આમ તેમ અથડાઇ એ વકીલ થવાનો વિચાર કરે છે. આજનો દુકાળ કાને ઉપર ઠેલવાનોજ આ ઉપાય છે એ સહુ કોઇ જાણે છે.

વેપારી પેઢીઓ ગ્રેજ્યુએટોને જોઇ ભડકી ઉઠે છે. કોઇ વળી દયાથી સુચવે છે કે સીડીને નીચલે પગથિયે શરૂ કરો તો લઇએ. કયાંક અંગ્રેજી કારકુન તરીકે ઉપયોગ લાગી પણ જાય છે. તો કોઇવાર કોઇ પાશ્ચાત્ય ઢબે ચાલતી પેઢીમાં સુપરક્લાર્ક ઉચ્ચકોટિની કારકુની મળી રહે છે. પણ આમાં વ્યવહાર પણ નથી, સંસ્કાર પણ નથી અને આદર્શ પણ નથી. કોલેજના વર્ગને મોખરે રાજ્યકરનારઓ પોતાની ઉતરતી કોટિની વ્યક્તિઓની સેવા કરાવે છે.

આપણા તાજા ગ્રેજ્યુએટો ૨૨–૨૫ ના હોય છે. આટલો વખત કુટુમ્બને ખર્ચનો બોજો વધારવા રૂપેજ એની કેળવણી નીવડે છે, ઉપરાંત બે ત્રણ સંતાનનો પિતા પણ થઇ ચુકયો હોય છે. ભણતરની નિશાળમાં જયારે પારંગત મનાય છે, સંસારની નિશાળમાં પાકો ગૃહસ્થ બન્યો હોય છે. ત્યારે દુનિયાની નિશાળમાં એને જયાં ત્યાંથી એકડિયાના વર્ગમાં બેસવાની સલ્લાહ મળતી રહે છે. બહુ લાગવગ હોય તો ત્રીજું કે ચોથાં ! ધોરણમાં કોઇ એને નિભાવી લેવા પુરતી મિત્રતા દેખાડે છે. પણ પ્હેલો રોટલો કમાઇ આવે તેની ઘણીવખત પ્હેલાંચાર રોટલો મારતાં મ્હોં એના તરફ વિકાસી રહ્યા હોય છે. ભણતરે અને અકાલે આરંભેલા અને ચન્દ્રની કળાએ વધતા સંસારે જે કંઇ જુવાની બાકી રાખી હોય તે બધી આ 'ઉદરભરણચિન્તા' માં ભસ્મીભુત થાય છે. એની આશીસ એની બધી શકિત ખપાવી દે છે. હરિફાઇની સખ્તાઇથી મળેલું કામ નિભાવી રાખવું એ પણ ચિન્તાનો વિષય બની રહે છે. આથી એકંદરે શરીર અને મન હયડો કરતાં શીખે છે. પછી અભ્યાસ શીલતા કયાંથી રહે ? સાક્ષરતા પણ જવલન્ત દશામાં કયાંથી રહે ? જતે દહાડે તેજસ્વિતા પણ ઓસરવા માંડે.

આમાં થોડાક અપવાદ હશેજ પણ સામાન્ય રીતે ઉપલી હકીકત સાચી છે, પુસ્તક પંડિત કે સંસાર પંડિત ! આપણા ભાવિનો આધાર હવે આ પ્રશ્ન ઉપર રહ્યો છે.

# હોળી:

## તેની ઉત્પત્તિ વિશે વિચાર.

નાગરિકનાં ગયાં વર્ષનાં બીજા અંકમાં ભાઇ પ્રેમરાય ગૌરીશંકરે આ વિષય ઘણીજ બારીકીથી તથા વિદ્વતાથી ચર્ચ્યો છે. જે વાતો અને નિર્ણયો તેમાં છે તેની સાથે હું ખરેખર સંમત છું. તાત્વિક ચર્ચામાં, કદાચ લેખકને કંઇક ખુલ્લું લખવાની ફરજ પડે તો તેથી ન ભડકવાની ટેવ આપણને નથી. આથીજ અમુક પારિભાષિક વિષયોનું આપણું જ્ઞાન લગભગ શુન્ય છે. ખરી રીતે સત્યની શોધમાં જનાર મનુષ્ય નાસ્તિકજ હોવો જોઇએ. તેને બે પક્ષમાંથી એકકે તરફ જરા પણ પક્ષપાત ન હોવો જોઇએ. બન્ને વાતો સમજી, વિચારી, પછી પોતાની બુદ્ધિને યોગ્ય લાગે તેમ આચરવું. આજ માર્ગ વિદ્વતામાં અને સાહિત્યના અનેકાંગી વિકાસમાં જરૂરનો છે. આવી રીતે મનને સ્થિર રાખી નીચે લખેલી વાતો વિચારવા, વાંચનારને વિનંતી છે.

આપણે ત્યાં હોળીમાં જે જાતની છુટ લેવાય છે તેવી, અથવા તેથી પણ વધારે છુટ બીજા દેશોમાં અમુક ઉત્સવોમાં લેવાય છે. તેના દાખલા રા. પ્રેમરાયે આપ્યા છે,[1] એવા દાખલા બીજા પણ છે. મેલુના લોકો આવોજ ઉત્સવ ફેબ્રુઆરીમાં કરે છે.[2] ગાકુનના એસીસી લોકોમાં આવો ઉત્સવ થાય છે, જ્યારે પુરૂષો પોતાની પત્નીની અદલા

૧. નાગરિક પુ. ૧. પૃ. ૭૨–૭૩.

૨. The His. of Human marriage–Westermark. Vol. 1–P. 83.

મશ્કરી કરે છે, [૩] આસામના મિકુ અને ખાસી લોકો એપ્રિલ અને માર્ચમાં આવા ઉત્સવો કરે છે. [૪] ગોરિસ્માના જુદ્દા લોકોમાં ફેબ્રુઆરીમાં ઉત્સવ થાય છે. ને ત્રણ દિવસ ચાલે છે. " તે વખતે, સગાં સંબંધી અને પતિપત્નીના બધા સંબંધ કોરે મુકાય છે. અને ભાઈ બ્હેન પણ એક બીજાની અસભ્ય મશ્કરી કરે છે. " [૫] ઉપરાંત જયપુરના પુંજાઓ, નિલગીરીના કોટાઓ, અને કેટલીક રસાવોનીક જાતો પણ આવા ઉત્સવો ઉજવે છે. [૬] અમેરિકાના ગોરોરો ઇન્ડીઅન લોકોમાં આવો ઉત્સવ થાય છે ત્યારે અરક્ષિત છોકરીને જુવાનો પરાણે ઉપાડી જાય છે. [૭] વળી ન્યાસા સરોવરની જાતોમાં તથા સીસ નાતાલીમન કાફરોમાં પણ એવા રિવાજ હોય છે. [૮] ઉપરાંત આવા દાખલા જોઈએ તેટલા મળે.

આ બધા ઉત્સવોનું સ્વરૂપ લગભગ સરખુ છે દરેકમા લગ્ન વિષયક મર્યાદાને દુર ફેંકવામાં આવે છે. આ ઉત્સવોને કેટલાક માનવ-શાસ્ત્રવેત્તાઓ, પુરાણ કાળમાં સર્વત્ર વર્તતા નગ્નાશ્રવનો અવશેષ માને છે. નિર્મર્યાદા (Promiscuity) કોઇ વખતે આખી દુનિયામા હશે કે નહિં એ પ્રશ્નને બાજુએ રાખીએ તો પણ એટલું તો જરૂર કે આવા ઉત્સવોમાં, પુરૂષ અને સ્ત્રીના નિર્મર્યાદિત સંયોગો હોય છેજ.

વળી આ ઉત્સવોનું બીજું સ્વરૂપ એ છે કે તે લગભગ એવે વખતે થાય છે કે જ્યારે કોઈ દાણાથી ફાટતી હોય, લોકોને કામની ચિંતા હોય નહિં, અને મમય, વર્ષની સખ્ત મહેનત પછીના આરામનો હોય. વળી શિયાળાની કકડતી ઠંડીમાંથી નીકળેલા લોકોમાં એ

૩. Pagan Races of the Malay Peninsula by Skeat and Blagden ii. 70.

૪. Tne His. of H. M.-Westermarck P. 86.

૫. Calcutta Review ciii. 188.

૬. The His. of H. M. Westermarck, P. 87-88.

૭. The His. of H. M. Westermarck P. 91.

૮. The His. of H. M. Vol. 1-Westermarck. P. 91.

વખતે નવોજ જુસ્સો આવેલો હોય. આ ઉત્સવો, એટલા માટે શિલ્લક શક્તિનો વ્યય કરવામાં મદદ રૂપ છે. એવો મત ઘણાનો છે.[૯] કેટલાક લોકો આવી જાતના ઉત્સવમાં સંભોગશક્તિ પ્રબળ હોય છે એમ નથી માનતા. વેસ્ટર્માર્ક કહે છે " Yet it seems very doubtful whether these festivals can be regarded as evidence of an increase of the sexual desire in spring or at the beginning of the summer, as Kulischar and some later writers have maintained, considering that similar festival are held at other times of the year, as well "[૧૦] અને પછી આવા ઉત્સવો ભુતપ્રેતની અસર મટાડવા માટે કે એવા વ્હેમોને લીધે થાય છે એમ કહે છે, આવા ઉત્સવોમાં સંભોગવૃત્તિ વધે છે કે નહિં તે નક્કી કરવું અગત્યનું છે. અને કદાચ વ્હેમને લીધે આવા ઉત્સવો અત્યારે ઉજવાતા હોય તો તે વ્હેમનું મુળ પણ તેવી વૃત્તિમાં હોય તો ન બને તેવું નથી. આ પ્રશ્નની સાથે બીજો એક પ્રશ્ન અતિ નિકટનો સંબંધ ધરાવે છે.

પ્રાણીશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે પ્રાણીઓમાં સંભોગ વૃત્તિ, વર્ષમાં અમુકજ વખતે પ્રબળ થાય છે અને તે કાળને તેઓ સંભોગઋતુ કહે છે. પંખીમાં, પેટે ચાલનાર પ્રાણીમાં તથા આંગળવાળાં પ્રાણીમાં આ ઋતુ હોયછે એમ સાબીત થયું છે. જંગલી કુતરા, ગધેડાં વગેરેમાં આવી ઋતુ નથી દેખાતી એવું ઘણાએ જોયું હશે છતાં બીલાડી અને પાળેલા કુતરામાં અમુક ઋતુ હોય છે એમ મનાય છે. પ્રાણશાસ્ત્રની આ વાતને બધી બાજુથી તપાસી, વિદ્વાનો એવા મતના થયા છે કે મનુષ્યમાં પણ એવી એક સંભોગઋતુ (Pai-

૯. રા. પ્રેમરાય ગૌરીશંકર: Kulischer–mentioned by Westermareck: Pearson.

૧૦. The His. of. H. M. Vol. 1.–Westermarck. P. 90.

ring Season) આગળ હતી. જે જમાનાના લોકોને ચારે તરફથી ભય હતો, માનવ જીવન નવીન અનુભવ હોવાથી પશુ અને માનવ વચ્ચે જ્યારે આકાર સિવાય બીજો ભેદ ન્હોતો, ત્યારે માણસને ભોગ સિવાય બીજી ઘણી પ્રવૃત્તિઓ તરફ ધ્યાન આપવાનું હોય-ખાસ કરીને સ્વ-રક્ષણ તરફ. આવાં તથા બીજાં કારણોથી સંભોગઋતુ પુરાણ મનુષ્યને પણ હતી એમ મનાય છે. વેસ્ટમાર્ક લખે છે· " Considering, then, that the seual season largely depends on the kind of food on which the species lives to gether with other circumstances connected with anatomical and physiological peculiarities, and considering further the close biological resemblence between man and man-like apes, we have reason to believe that the pairing of our earliest human or half human ancestors also was restricted to a certain season of the year. " ૧૧

આમ જો અમુક કાળે મનુષ્યમાં સંભોગઋતુ હોય તો તે સંભોગઋતુ, કોડી દાણાથી કાટતી હોય અને બધી પ્રવૃત્તિમાંથી મનુષ્યને નીરાંત હોય તેજ સમયે હોય તે દેખીતું છે. આવી ઋતુ વસંત છે. આટલું સમજ્યા પછી વસંત ઋતુને સંભોગઋતુ મનાતી હોવાથી તે વખતે સંભોગ મનુષ્યનું કર્તવ્ય થઇ પડતું એમ હવે લાગશે. અને આવે વખતે બીજાં અગત્યનાં કામના અભાવે ઉત્સવો કરવામાં આવે એમાં નવાઇ જેવું નથી. એટલે એ સંભોગઋતુ ભુલી જવાણી છતાં આપણી હોળી જેવા ઉત્સવો રહી ગયા. તેની ઉઘાડી નિર્મર્યાદા તેનો પુરાવો છે. વ્હેમ આવા ઉત્સવનું કારણ ગણાય. કારણ આવી જાતનાં નિર્મર્યાદિત વર્તનથી દાણા વગેરેમાં પુષ્કળ પાક આવે છે એવી માન્યતા કેટલીક જંગલી જાતિમાં છે. પણ આ ઉત્સવો જેમ

૧૧. The His. of the H. M. Vol. 1. West. P. 81.

વસંતમાં થાય છે તેમ તે ઋતુમાંજ વિવાહ કરવાનો કેટલીક નાનોનો ચાલ હોય છે. જો વસંતને સંભોગઋતુ માનવામાં આવતી હોય તો તો દેખીતુંજ છે કે એ ઋતુનો લાભ લેવા લોકો બીજી કોઇ ઋતુમાં નહિં પણ તેજ ઋતુમાં લગ્નો કરે. આમ અમુક ઋતુમાં લગ્નો કરવાનો રિવાજ ઘણા જંગલીઓમાં છે તે સાબીત થયું છે. આપણે ત્યાં પણ કણબીમાં અમુક વખતેજ નાતનાં બધાં લગ્ન થાય છે. "આ દહાડો માર્ચથી તે જૂન સુધીમાં હોય છે." [૧૨] ભરવાડમાં પણ "દશમે કે બારમે વર્ષે સામટાં લગન થાય છે. એકજ દહાડે ને એકજ જગોએ." [૧૩]

એટલે, આવા ઉત્સવોમાં સંભોગવૃત્તિ પ્રબળ થાય છે. તે સિદ્ધ બાબત. પુરાણા મનુષ્યને સંભોગઋતુ હતી તે બાબત, અને વસંતમાં જેમ ઉત્સવો થાય છે તેમજ અમુક નાનોમાં એક સામટાં લગ્નો કરવાનો રિવાજ હોય છે તે બાબત, ધ્યાનમાં રાખતાં, આપણા હોળીના ઉત્સવોને સૃષ્ટિની ઉત્પત્તિના કાળે મનુષ્યસહજ સંભોગઋતુ સાથે ઘણો ગાઢ સંબંધ એક વખત હશે એમ માન્યા વગર રહેવાય તેવું નથી.

ઉપરની, હોળીનાં મુળની શોધની તાત્વિક ચર્ચાથી, લખનાર હોળીમાં પ્રવર્તતા અસભ્ય ચાલો અત્યારે પણ ચાલુ રાખવામાં માને છે. એવું માનવા કોઇ નહિં દોરાય એમ આશા છે. બાકી, માનવશાસ્ત્રની તાત્વિક ચર્ચાને અંતે કેટલાક વિદ્વાન એવા નિર્ણય ઉપર પણ આવ્યા છે કે જે સાંભળતાંજ આપણી ધાર્મિક (?) વૃત્તિ બળીને ખાખ થઇ જાય. [૧૪]

---

૧૨. ગુજરાતસર્વસંગ્રહઃ નર્મદાશંકર પૃ. ૯૫.

૧૩. ગુ. સ.—નર્મ૦ પૃ. ૧૦૩.

૧૪. જુઓ " From the purely anthropological standpoint, permanent marriage appears thoroughly artificial institution, whick even to-day fails to do justice to the human need for sexual variety." Block.

" That the sixual instinct is stimulated by a change of its object is an undeniable fact."
Westermarck, i. 163.

# રાજા છબીલારામ બહાદૂર,

અથવા

# નાગરવીરસપ્તક.

પ્રાંતોના સુબાની તેમજ દક્ષિણના સરસુબાની નિમણુંકો વજીરની ભલામણ મુજબ બાદશાહ કરતો હતો. સુબેદારના તાબામાં દિવાન –ઈ–ખાલસા એટલે સરકારી ખાલસા જમીનનો વસુલાતિ અધિકારી હતો. તે સિવાય ન્યાય ખાતાનો અધિકારી કાજી, ધર્માદા ખાતાનો અધિકારી સદ્ર અને પોલીસ ખાતાનો અધિકારી કોટવાળ હતો. પ્રગણાના ફોજદારના તાબામાં અમીન, કાનુંગો કોરી (તહેશીલદાર) વગેરે હતા. ધારા ધોરણ પ્રમાણે તેઓની પરભારી નિમણુક કરવાની ખુદ બાદશાહની ફરજ હતી, છતાં વ્યવહારમાં સુબાની ભલામણ મુજબ સઘળા અધિકારીઓની નિમણુકોની મંજુરી આપવામાં આવતી હતી. સુબેદારની જેમ ફોજદાર પણ પોતાના મહાલમાં પુરેપુરો સ્વતંત્ર હતો અને તેની સર્વોપરિ સત્તા તેનાજ હાથમાં હતી. ધારા ધોરણ મુજબ પ્રાંતના સુબેદારની સ્થિતિ કલેકટર અથવા કમિશ્નર જેવી હતી, પરંતુ વ્યવહારમાં તે હાલના ગર્વનર કરતાં પણ વધારે સ્વતંત્ર હતો. હાલના ગર્વનરને લશ્કર ખાતા સાથે કશો સંબંધ નથી, ત્યારે મુગલ સુબાઓ લશ્કર ખાતાની પણ સ્વતંત્ર સત્તા ભોગવતા હતા.

મુગલ બાદશાહોનું અથવા સઘળા મુસલમાન રાજ્યકર્તાઓનું શાસનલક્ષ્ય મહેસુલવસુલ, વિદ્રોહશાસન, નવ્યપ્રદેશવિજય અને

વિજીત પ્રદેશની વ્યવસ્થા એટલુંજ હતું. નહિ જીતાયેલા પ્રદેશોના રાજ્યકર્તાઓ સાથે વિગ્રહોમાં પ્રત્યેક બાદશાહને સતત રોકાઇ રહેવું પડતું તેથી પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાને તેને ભાગ્યેજ અવકાશ મળતો હતો. અલબત, આજના પોલીસખાતા જેવું કોટવાળખાતું સ્થાપવામાં આવ્યું હતું, પરંતુ તે રાજધાની અને પ્રાંતના મુખ્ય શહેરોમાંજ, દેશના અવશિષ્ટ ભાગ સાથે કોટવાળ ખાતાને કશો સંબંધ ન હતો. તેમ હોવાથી પ્રજાને પોતાને પોતાનું રક્ષણ કરવાની વ્યવસ્થા કરી લેવી પડી હતી. શસ્ત્રનિરોધનો કાયદો ન હોવાથી, પ્રત્યેક વ્યકિતમાં આત્મરક્ષણ, કુટુંબરક્ષણ અને જરૂર પડે તો ગ્રામરક્ષણ કરવાનું સામર્થ્ય સચવાઇ રહ્યું હતું. કાજીઓની કચેરી પણ ઉપર્યુક્ત શહેરોમાંજ રાખવામાં આવી હતી. અદ્યાપિ બાદશાહ પોતે પુરસદ હોય ત્યારે પ્રજાની હરેક વ્યકિતને હરેક સમયે ન્યાય આપવાને ઉત્સુક રહેતો હતો, પરંતુ આસપાસ ગીધ પક્ષીઓની જેમ વિંટાઇ રહેલા અધિકારીઓને વટાવીને બાદશાહનાં દર્શન કરવાનું કોઇકનાજ ભાગ્યમાં સર્જાયું હતું. પરિણામ એ આવ્યું કે રાજ્યકર્તાઓ કદીપણ પ્રજાનાં અંતઃકરણો જીતી લેવાને શકિતમાન થયા નહિ. પ્રજાને પોતાને જરૂર જેટલું શાસનતંત્ર ઉપજાવવું પડયું હતું. હિંદુ અર્થશાસ્ત્ર નિમનિઓએ ગ્રામ્યપંચાયતનો તો સુદૃઢ બનાવી મુસલમાન રાજ્યકર્તાઓને વારસામાં સોંપી હતી. તેમાં જ્ઞાતિપંચાયતો અને મહાજનપંચાયતોનો ઉમેરો થઇ, તે સંસ્થાઓએ દીવાને આમ અને દીવાને ખાસ જેટલી સત્તા જમાવી હતી. રક્ષણ અને ન્યાય ઉપરાંત બીજી બધી સામાજિક પ્રવૃત્તિઓમા પ્રજા પોતે પોતાનું કોડી લેતી હતી. કેળવણીનો ભાર બ્રાહ્મણો અને મૌલવીઓ ઉપર આવી પડયો હતો. તેવી સ્થિતિમાં શહેર સુધરાઇ કે આરોગ્યશાળાઓની આશા તો કયાંથીજ રાખી શકાય ! આમ પ્રજાની નસોમાં સ્વતંત્રશાસન કરવાનું રકત વહેતું રહ્યું પરંતુ રાજા પ્રતિ દુર્લક્ષ્યની સીમા એટલી બધી વધી પડી કે આખા દેશની સમસ્ત પ્રજા ઉપર એક રાજછત્રની છાયા પથરાયા છતાં એક રાષ્ટ્રત્વની વૃત્તિનો ઉદયજ થઇ શકયો નહિ.

મુસલમાન રાજ્યકર્તાઓનો પ્રજાસાથે કંઇપણ સંબંધ હતો તો તે જમીન મહેસુલ અને કરો વસુલ કરવા પુરતોજ હતો. જમીન બે પ્રકારની હતી. ૧ સરકારી ખાલસા, જેમાં ધર્માદા જમીનનો પણ સમાસ થતો હતો. ૨ જી બારખલી અથવા જમીનદારોદ્વારા જેનું મહેસુલ વસુલ કરવામાં આવતું હતું તેની. મહાલોનો ફોજદાર એટલે નાનું મનું લશ્કર રાખી મહાલનું રક્ષણ કરનાર. પરંતુ તેનો મુખ્ય વ્યવસાય તો ખાલસા જમીનના ખેડુતો મહેસુલ વસુલ આપવાની આના કાની કરતા, ત્યારે પોતાની સેનાનું બળ અજમાવવાનો હતો.

જમીનદારો વધારે સ્વતંત્ર હતા. સુબેદારો સાથે તેઓને સીધો સંબંધ હતો. મહેસુલ ડુબાવવાને તેઓ વારંવાર લાગજ શોધ્યા કરતા હતા અને રાજધાનીમાં બાદશાહી તંત્રની જ્યારે જ્યારે નિર્બળતા જોતા હતા, ત્યારે ત્યારે બળવો ઉઠાવ્યા વિના રહેતા નહિ. તે કારણથી સુબેદારોની સેનાને શસ્ત્રો ભાથામાં નાંખવાનો ભાગ્યેજ વારો આવતો હતો. તદુપરાંત સુબેદારોને પોતાની સત્તા સાથે બાદશાહી વિગ્રહોમાં જોડાવાના વારંવાર હુકમો આવ્યા કરતા હતા. તેવા સંજોગોમાં ચોર લુટારાઓ પોતાનો ધંધો ધિકતો રાખે અને પ્રજામાં ત્રાસ ફેલાવે, તેમાં કંઇ આશ્ચર્ય જેવું ન હતું. જેમ જેમ બાદશાહી તંત્ર નિર્બળ થતું ગયું, તેમ તેમ તેઓનું બળ એટલું બધું વધી પડ્યું કે ફોજદારો અને સુબેદારોની સેનાઓ તેઓને હંફાવવામાં પણ અપર્યાપ્ત થઇ પડી હતી. પ્રાંતોના, સુબેદારો, વસુલાતિ કાર્યભારીઓ અને ફોજદારોને કેન્દ્રસત્તા સાથે સીધો સંબંધ હતો. પરંતુ મહેસુલ વસુલ કરી મોકલવા જેટલોજ તે સંબંધ હતો. જે સુબેદારો તરફથી નિયત મહેસુલ નિયમિત રીતે બાદશાહની તીજોરીમાં પોહોંચાડવામાં આવતી હતી, તે સુબેદારો પોતાના પ્રાંતોમાં સ્વતંત્ર નવાબો અથવા રાજાઓ જેવા હતા, અને વસ્તુતઃ તેઓ તેનાજ આડંબરથી રહેતા હતા. છતાં તેઓ ઉપર નિરંતર અવિશ્વાસ રાખવો, તે મુસલમાની રાજનીતિનું એક મુખ્ય સુત્ર હતું. તેજ કારણોથી મહાલોમાં પ્રાંતોના મુખ્ય શહેરોમાં ગુપ્તચરો રાખવામાં આવતા હતા. તેઓની

ફરજ અને જવાબદારી વર્તમાન પોલીટિકલ ખાતાના ગુપ્તચરો જેવી અને જેટલીજ હતી. સુબેદારથી માંડીને અમીન અને કાનુગો સરકારી નોકરોમાં તથા જમીનદારો તેમજ ખેડુતોની પ્રવૃત્તિઓમાં કંઇપણ શક પડતું વર્તન જોવામાં આવતું, તો તુરત તેના તેઓ બાદશાહને સમાચાર મોકલાવતા હતા. તદુપરાંત મુગલ શાસન પદ્ધતિમાં વૃત્તાંત લેખક અથવા રિપોર્ટરની સંસ્થા બહુ અગત્યની હતી. પ્રત્યેક પ્રાંતમાં તેવા વૃત્તાંતલેખકની નિમણુંક કરવામાં આવતી હતી, અને તે પ્રસિદ્ધ રીતે સુબેદારની દરેક પ્રવૃત્તિની નોંધ લઇને બાદશાહને લખી મોકલાવતો હતો. વસ્તુતઃ બાદશાહના ખાનગી વર્તમાન પત્રકાર જેવી તેની સ્થિતિ હતી.

રાજા છબીલારામ સુબેદાર તરીકે એટલી બધી સાધારણ સત્તા ભોગવતા હતા, છતાં કોઇપણ પ્રસંગે તેઓની વિરૂદ્ધ બાદશાહ રૂબરૂ ફરીયાદ થયાની હકીકત નોંધાઇ નથી, તે તેઓની કાર્ય દક્ષતા અને રાજનીતિ કુશલતાનું પરિણામ હતું. આપત્તિને સમયે પ્રાંતના એકે એક જમીનદારો તેઓને માથાં આપવાને પ્રવૃત્ત થયા હતા. તે તેઓની પ્રજાપ્રિયતાનો અચુક પુરાવો ગણી શકાય.

તે સમયે અલ્હાબાદ પ્રાંતની સીમા હાલના અલ્હાબાદ પ્રાંત કરતાં ઘણી વધારે વિસ્તૃત હતી. પુર્વે બિહાર પ્રાંત, પશ્ચિમે કોરા અને માણેકપુરના મહાલો, દક્ષિણે બુંદેલખંડમાં આવેલ કલિંજર સુધીનો પ્રદેશ અને ઉત્તરે અયોધ્યા પ્રાંત હતો. * દક્ષિણ દિશાએ એક બાજુએ બુંદેલખંડના રજપુત રાજાઓનાં રાજ્ય આવ્યાં હતાં, ત્યારે બીજી બાજુએ બુંદી અને અંબરનાં રાજ્યો પણ હતાં. પ્રાંતને સીમાને આવેલા ખંડીયાં રાજ્યોમાંથી ખંડણીઓ ઉઘરાવી રાજધાનીમાં નિયત સમયે પોહોંચતી કરવી, તે પણ સુબેદારોની અનેક ફરજો પૈકી એક

* Prayag or Allahabad by Modern Review Office A. D. 1910 P. 50.

ફરજ હતી. § આ સ્થળે ખાસ નોંધ કરવાની જરૂર જણાય છે કે-પ્રજાની લાગણીની દરકાર રાખ્યા વિના માત્ર રાજાનુંજ હિત સાધનારા અને તેમ કરીને રાજાની કૃપા સંપાદન કરનારા અધિકારીઓની કોઇ પણ સમયમાં અથવા કંઇપણ શાસન તંત્રમાં કંઇપણ તોટો આવ્યાનું જણાતું નથી; તેજ પ્રમાણે પ્રજાના હિતનું રક્ષણ કરવા ખાતર રાજાની અવકૃપા વ્હોરી લેનારા અધિકારીઓ દરેક સમયમાં અને દરેક શાસન તંત્રમાં ઉત્પન્ન થયા વિના રહ્યા નથી. પરંતુ જ્યારે રાજા અને પ્રજા ઉભયનું સમાન હિત સાધી ઉભયની સમાન પ્રીતિ સંપાદન કરનારા રાજ્યાધિકારીઓનાં દ્રષ્ટાંતો મળી આવવા દુષ્કર છે, ત્યારે રાજા અને તેના કટ્ટા શત્રુ-ઉભયનો સમાન વિશ્વાસ અને સમાન પ્રેમ સંપાદન કરનારા અધિકારીઓના દ્રષ્ટાંતો તો સુદુર્લભજ હોય, તેમાં કંઇ આશ્ચર્ય નથી. છતાં નાગર અધિકારીઓના સંબંધમાં તેવાં દ્રષ્ટાંતો તો મળી આવે છે, ત્યારે નાગર તત્વનું જાણે તે એક વિશિષ્ટ લક્ષણ હોય નહિ! એમ પ્રતીત થયા વિના રહેતું નથી. એક તરફ ઔરંગઝેબ જેવો પ્રચંડ મનસ્વી બાદશાહ અને બીજી તરફ તેનો કટ્ટો શત્રુ પ્રતાપ રાણા જેવો વીરાત્મા દુર્ગાદાસ રાઠોડ-એ ઉભયનો બાદશાહનો નોકર હોવા છતાં, સમાન વિશ્વાસ અને સમાન પ્રેમ સંપાદન કરનાર અને તે ઉભય-દાઝવૈરીઓનું વૈર્ય પીગળાવી નાખી મૈત્રીના રૂપમાં પલટાવનાર પાટણના નાગર ગૃહસ્થ ઇશ્વરદાસનો ઇતિહાસમાં જે દ્રષ્ટાંત નોંધાયો છે, તેવો બીજો દ્રષ્ટાંત ક્વચિત્‌જ મળી શકશે. * તેથી કંઇક ઉતરતો રાજા છબીલારામનો દ્રષ્ટાંત છે. તેઓની ઉપર એક તરફ જેમ દિલ્હીના બાદશાહનો જેવો વિશ્વાસ અને જેવો પ્રેમ હતો, તેથી અધિક વિશ્વાસ અને અધિક પ્રેમ તેઓ બુંદીઆ રાજા અંબરાધિપતિ જયસિંહ સવાઇ

---

§ મુગલશાસન તંત્રનું ચિત્ર ઘણું ઝાંખું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. વિસ્તારને માટે જુઓ Mughal Administration, by Jadunath Sarkar.

* Modern Review, August 1915, pp. 137-9.

બુંદિપતિ બુદ્ધસિંહ અને પન્નાના બુંદેલ રાજા છત્રસાલનો જીતી લેવાને ભાગ્યશાળી થયા હતા. ત્રણ રાજાઓ અને એક અધિકારી એમ ચારનું ચતુરંગી મૈત્રીપત્ર રચાયું હતું અને સંકટને સમયે અન્યોન્યને સહાય આપવાને તેઓએ ઠરાવ કર્યો હોય નહિ ! એમ પણ જણાઇ આવે છે.

# આપણી કરમાતી જુવાની.

### લેખ પહેલો.

### मितभुक् हितभुक् अशाकभुक् सोऽरुक्–चरक.

આપણાં ઉગતાં બચ્ચાંઓની શારીરિક અને માનસિક શક્તિનું માપ કહાડનારને પ્રજા તરીકેની આપણી અવદશા વિશે કશીજ શક રહેશે જોઇએ નહિ. નાતવાન બાંધો, પાછળ હઠતી છાતી, ચશ્માં પછવાડે ચકળવકળ થતી આંખો, નિસ્તેજ ચ્હેરો, બેદમ અવાજ, લચકાતી કમર, નમી પડતા ખભા, ઢીલા પગ અને ફીકકાશ મારેલી ચામડી એ આપણા શહેરી જુવાનોનું આબેહુબ વર્ણન પુરૂં પાડે છે આપણા જુવાનના બદનમાં જોશ નથી, એના સીનામાં દમ નથી એની હીલચાલમાં વેગ નથી, એની જીન્દગીમાં ઉભરાઇ જતી જુવાનીની વીજળી નથી, એના આધારે ભાવિને જવલન્ત બનાવવાની ઉમ્મીદ રાખનાર સમાજને નશીબે બુજાતા દીપકની નિસ્તેજ રોશનીથી ઉંડા અંધારાં વામનારૂપે દિસે વસતી નાસીપાસી સિવાય કંઇ નથી રહેવાનું. દહાડે દહાડે આપણી જુવાની કરમાતી ચાલી છે. બાલપણું હજુ ઓસર્યું નથી ત્યાં આકાલે બુઢાપો ઘેરી લે છે.

આની પ્રાગતિક અધોગતિના કારણોમાંથી મુખ્ય ચાર છે. અલ્પપોષણ; અનારોગ્ય રહેણી કરણી, અનિષ્ટ સાંસારિક રસમો અને અનેક દોષોથી ભરેલી શિક્ષણ પધ્ધતિ. આજના લેખમાં આમાંના એકાદ બે કારણોનીજ તપાસ ધારી છે.

"ભોજયેષુ માતા"

શહેરી જીન્દગીના અનેક નુકશાનોમાં મુખ્ય એ છે કેટલીક અગવડોને લીધે અને ભ્રષ્ટ કુટેવોને લીધે આપણા

નિત્યના ખોરાકમાંથી પોષણ આપનાર પદાર્થોનો વધુને વધુ અભાવ થતો ચાલ્યો છે. આપણા વાનસ્પત્ય આહારનેજ લક્ષીને થોડીક હકીકતો દરેક ગૃહિણીના મનન માટે અહિ આપી છે. જો નિત્યના ખોરાકની પસંદગી અને ક્રમ સાચવવામાં ભુલ થાય તો થોડા વખતમાંજ ઘર રોગનું અને ડાક્ટરનું નિવાસસ્થાન થઇ પડે છે, જતે દહાડે મૃત્યુ પણ એ ઘર ઉપર નજર કરતાં ચુકે નહિ. સ્વયંપાક બનાવનાર ગૃહિણી ભઠિયાણી નથી પણ "માતા" છે. એ સંસ્કૃત વચન સિદ્ધ કરી બતાવવા ચાહનાર કુટુમ્બિની ઉપર ઘણી મ્હોટી જોખમદારી છે. એ જોખમદારી સમજવા માટે કેટલુંક એણે જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરવું જોઇયે. ટૂંકામાં આપેલી નીચેની હકીકત માર્ગદર્શક થશે એવી આશા છે

તાકાતવાન શરીરના બંધારણ માટે અનેક તત્ત્વોની જરૂર પડે છે. આખો દહાડો શરીર મ્હેનત ન કરે તો પણ એના અન્દરના સંચા ચાલ્યા કરે છે તેને ઘસારો લાગેજ છે. પણ જુવાનીમાં તો માણસ જરૂર કંઇનું કંઇ કરતોજ હોય છે, વળી એ વખતે એના શરીરનો બંધ થતો હોઇને વધારાનો ઘસારો લાગે છે. આ રોજ ખરચાઇ જતી શક્તિને પ્હોંચી વળવા ખોરાકમાં એવાં તત્ત્વો આમેજ થવાં ઘટે છે, જે બળી ગયેલા જથ્થાનું સ્થાન લઇ શરીર ઘસાતું અટકાવે.

આ જીવનશક્તિને ટકાવનાર અને વધારનાર તત્ત્વોમાં મુખ્ય ત્રણ છે. પ્રોટીન, ચરબી, અને કારબોહાઇડ્રેટ. આમાં બીજાં બે ખનિજ અને પાણિ છે. પ્રોટીન જો જોઇતા પ્રમાણમાં મળે તો શરીરના સ્નાયુઓ બંધાય, લોહી તેજવાળું થાય, જેમ શારીરિક મ્હેનત વધારે તેમ પ્રોટીનની જરૂર વધારે. ઓછી મ્હેનતવાળાને ઓછું પ્રોટીન જોઇએ. ચરબી શરીરમાં ઘસારો થતો અટકાવે, ગરમી આપે, લોહી ચોકખું કરે, તબિયત સુંવાળી રાખે, કારબો હાઇડ્રેટ પણ ચરબી જેવાજ ગુણ વાળા છે.

જેને જે તત્ત્વની વધારે જરૂર હોય તેને તે તત્ત્વ આપનારો ખોરાક મળવો જોઇયે. વૃદ્ધિ પામતાં શરીરને આ ત્રણે તત્ત્વની જરૂર

સારા પ્રમાણમાં પડે છે માટે એના ખોરાકની પસંદગી એ ત્રણેનો પુરતો જથ્થો મેળવવાની નજરે થવી જોઇયે. આ શક્ય બનાવવા માટે નીચેનો કોઠો ધ્યાન પુર્વક જોઇ જવા વિનતિ છે.

| વસ્તુ | પોષક તત્વો. | | |
|---|---|---|---|
| | પ્રોટેઇન. | ચરબી. | કાર્બોહાઇડ્રેટ. |
| આટો, અનાજનો | ૫. ૪ | ૧. ૧ | ૭૬. ૦ |
| ,, ચણાનો | ૧૦. ૩ | ૨. ૦ | ૭૦. ૦ |
| આટો થુલાં સાથે | ૮. ૭ | ૧. ૦ | ૭૩. ૦ |
| વટાણા સુકા | ૨૧. ૦ | ૧. ૮ | ૬૧. ૪ |
| ,, લીલા | ૪ ૦ | ૦. ૫ | ૧૬. ૫ |
| કઠોળ મસુરા (સુકુ) અડદ | ૨૨. ૩ | ૧. ૦ | ૬૨. ૫ |
| ભાત (રાંધેલા) | ૫. ૦ | ૦. ૧ | ૪૧. ૯ |
| શીંગ દાણા અખરોડ વિગેરે | ૧૨. ૦ | ૩૧. ૬ | ૧૦. ૨ |
| દુધ (ગાયનું) | ૩. ૫૫ | ૩. ૬૯ | ૪ :૮ |
| પાનવાળી વનસ્પતિ | ૦. ૬ | ૦. ૧ | ૧. ૭ |
| કન્દ | ૨. ૫ | ૦. ૧ | ૨૦ .૯ |

મિતભુક હિતભુક

આંકડા ઉપરથી દેખાશેકે લોટનું થુલું કહાડી નાંખવું એ ગંભીર ભુલ છે. તેવીજ રીતે વધારે સફેદ પોલીશ્ડ ઘઉં કે ચોકખા વાપરવા એ પણ ભુલ છે. વાજીઆ ઘઉં અને તે પણ થુલા સાથે રોટલી બનાવવામાં વાપરવાથી પોષણ વધારે મળે છે. પણ સ્નાયુ બાંધવામાં તો કઠોળ પ્હેલે નંબરે આવેછે. થોડા પ્રમાણમાં પણ ચાલુ ખાવામાં આવે, અને ચાવીને ખાવામાં આવે તો કઠોળ શરીરને બાંધવામાં બહુજ સારો ભાગ ભજવે છે. ભાત ફક્ત જથ્થા માટે ખાવા જોઇએ. અને બને તો દિવસમાં એકજ વખત ખાવા જોઇએ. ઓછામાં ઓછા પોલિશ્ડ ચોખા વાપરવા જોઇએ અને એને રાંધવામાં વપરાયલું પાણી ઓસાવી ફેંકી ન દેતાં બીજી રીતે રસોઇમાં વાપરવું જોઇએ.

દુધ અને એના પદાર્થો માખણ, છાસ ચાલુ લેવાવાં જોઇએ. ખાસ કરી ન્હાના બચ્ચાઓને માખણ અને મધ ચાલુ ચટાડવાથી એના શરીરમાં Rickets હાડકાંની નબળાઇ આવતી અટકશે અને ભવિષ્યમાં અનેક રોગ સ્હામે લડવાની શકિત આવશે. ચોકખું માખણ ન મળે ત્યાંજ ઘી વાપરવું. આપણી રસોઇમાં માખણ કવચિતજ હોય છે. એમ ન થવું જોઇયે, શરીરની મ્હેનત કરનારને દરરોજ ઓછામાં ઓછું ૨ ઔંસ જેટલું ઘી મળવું જોઇયે. ખાસ કરી ૨૫ વર્ષ અંદરના છોકરાઓ કે છોકરીઓ માટે આટલું તો જોઇએજ. ખાંડ ગરમી આપનાર વસ્તુ છે. થાકેલા શરીરને તાજું બનાવે છે. આપણા શહેરી ખોરાકમા કુટેવોને પરિણામે મિષ્ટાન્નને સ્થાને ફરમાણ દહાડે દહાડે જોર કરતું જાય છે એ વૈદકીય દ્રષ્ટિએ ઘણી ખેદ કારક બીના છે. ખોરાકમાં શાકનું પ્રમાણ ઓછું થવું જોઇયે. ઘણાં ખરાં શાકમાં ખનીજ ક્ષાર હોય. આંતરડાં સાફ કરવા પુરતી એની જરૂર છે. પણ સારક વસ્તુના અતિ સેવનથી પ્રતિઘાત રૂપે બંધકોષ થાય છે. આયુર્વેદમાં નિરાગીનું વર્ણન કરતાં અશાકભુક્-શાક નજ ખાનારો એવું વચન વાપર્યું છે તે આટલા માટે. આપણી રસોઇમાં સીંગ. સુકો મેવો બહુ થોડા યા નજીવા પ્રમાણમાં હોય છે એ પણ આપણને બહુ નુકશાનકારક છે. દાક્ષિણાત્ય સ્વયંપાકમાં ભોયસિંગ, બદામ, પીસ્તા, અખરોટ, આલુ વિગેરે રોજના ખોરાકની વસ્તુ છે. આપણે ત્યાં પણ એ પ્રમાણે થવુંજ જોઇયે. ટુંકમાં મધ, માખણ, કોળા અને સુકો મેવો એ વસ્તુઓ આપણા-ખોરાકમાં મુખ્ય સ્થાન પામે એજ ઇચ્છવા જોગ છે. ફરસાણને બદલે મિષ્ટાન્ને દાખલ થવું જોઇયે.

<u>શરીરનો સંચો</u>

દરેક માણસનું શરીર એક સંચો છે. આજ સુધી માનવ જાતની શોધખોળે એવો કોઇ સંચો શોધ્યો નથી જે આ અજબ સંચાની પુર્ણતાને સામે હિસ્સે પણ સરખાવી શકાય. એમાં ચોવીશે કલાક ધમધોકાર કામ ચાલ્યા કરે છે. ખોરાકથી જે અન્દર પડે છે તે અનેક પ્રકારના યન્ત્રોમાં પસાર કરાય છે અને એ વસ્તુમાં રહેલાં શકિતઓ તત્ત્વો વિગેરેને અચુક રીતે પૃથક્ કરી તે તે તત્ત્વોનો જે જે વિભાગમાં ઉપયોગ હોય ત્યાં ત્યાં તેને મોકલી દેવાય

છે. કોઇ લોહીમાં જાય છે અને રાતા રજકણોની વૃધ્ધિમાં ખપ લાગે છે. કેઇ સ્નાયુઓના બન્ધનને જોરાવર બનાવવા જાય છે. કોઇ હાડકાંની ઠેઠ અન્દર પ્હોંચી એને સ્નિગ્ધ અને બળવાન બનાવે છે કોઇ ચામડી સુધી પ્હોંચી એને સુંવાળી અને તેજસ્વી બનાવે છે, પોષકતત્વોને પૃથક્કરી બાકી જે નકામો ભાગ રહી જાય તેને યોગ્ય માર્ગે બ્હાર કહાડી નાંખવામાં આવે છે. આમાં જો શરીરના યન્ત્રને જોઇતાં પ્રમાણમા કાંટાસર ખોરાક મળતો રહે તોજ આ સંચો દુરસ્ત રહે એટલુંજ નહિ પણ એની શકિત આબાદ રહે, અને રોજના શારીરિક અને માનસિક વ્યયમાં જોઇયે તેટલી શકિત પુરી પાડે એટલુજ નહિ પણ બાચત શકિતનો સંચય કરેછે. બીજે અનેકપ્રસંગે ઉપયોગી થઇપડે.

આ સંચો અનેક રીતે બગડે છે. એને જોઇતાં બધાં તત્ત્વો પ્રમાણસર ન મળે તો એના કેટલાંક યન્ત્રો ભુખને લઇને અલ્પશકિત વાળાં થઇ જાય, કેટલાંકને વધારે તકલિફ પડે વિગેરે અવ્યવસ્થા થઇ પડે. સ્થુલ શરીરના, આળસુ. અતિ વિપુલતા (ભાત, મિષ્ટાન્ન, બટાટા જેવો) વાળો ખોરાક ખાનારાઓના હાલ એવા હોય છે. એમનું શરીર જતે દહાડે Degenerate રોગી થઇ જાય છે. તેમજ પોષકતત્ત્વોની અત્યલ્પતાવાળો ખોરાક ખનારાઓના સંચા ભુખથી નિર્બળ થઇ જાય છે. લોહી ફિકુ પડી જાય છે, સાંધા કમજોર થઇ જાય છે. અને જો કે શરૂઆતમાં ખાસ કોઇ દર્દ નથી દેખાતું પણ મ્હોટા રોગ માટે બધી તૈયારી અંદર થવા માંડે છે. ઘેરઘેર ડાકટરના ચાલુ પગલાની આવી રીતે શરૂઆત થાય છે.

## પેલો નામ વગરનો જીવલેણ રોગ

તમે દરેકે આ રોગના દર્દી જોયાજ હશે. ખાસ કંઇ દુખાવો નહિ, તાવ નહિ, શિશક નહિ છતાં તન્દુરસ્તીનું નામ નહિ. ડાકટરને પુછો તો કહે કે "ખાસ કંઇ નથી General Debility છે. સહજ અશકિત છે મટી જશે." આ સહજ અશકિત એ દર્દ નહિ હોય પણ ન્હાના મ્હોટાં બધાં દર્દોને આવવાનું આગ્રહ પુર્વક આમન્ત્રણ છે, જે સ્વીકારવામાં કોઇ પણ દર્દ વધારે આગ્રહની રાહ જોતુંજ નથી ઘણુંખરા તો ડાકટરનાં

દહિદુખિયાં નિદાનનો ખોટો અર્થ કરી દવા કરવી પણ માંડી વાળે છે. " હોય મુંબાઇનું પાણી લાગ્યુ છે. એમાં વૈદ ડાક્ટર શું કરી શકે. બેવ ટાંણાં પેટ ભરીને ખાવ તો બંધુય ભાગી જશે" નવી સાસરે આવેલી કેટલીયન ઉગતાં વહુયો સાસુ સસરાએ કહ્યાં છે ? આજના શહેરમા નોકરીને અંગે વસેલાં કુટુમ્બોનું વસતિ પત્રક કઢાવ્યું હોય તો ખબર પડશે કે બીજવરોની સંખ્યા લેતા એમાંના નેવું ટકાની વહુ આ "પાણી" નીજ ભોગ બની હશે. હકીકતમા શરીર તો આ પાણીજ તોડી નાંખે છે. પછી એક યા બીજે રૂપે ઘણું ખરૂં સુવાવડને રૂપે મૃત્યુ ઝડપ મારે છે. પેટન્ટ દવા વેચનારાઓને પુછવાથી ખબર પડશે કે શહેરી મધ્ય વર્ગનાં કુટુમ્બોમાં બીજી કોઇપણ દવા કરતાં કોડલિવર, પાલોલ, વિનકારનિસ, વિરોલ જેવી દવાઓનોજ વધારે ઉપાડ થતો રહે છે. કારણ આ ચીજો ખરેખર દવા નથી પણ ખોરાક છે અને ચાલુ ખોરાકમાં જે તત્વો મળવાં જોઇએ તે ન મળતાં હોવાથીજ આ પીવાની ફરજ પડે છે. જો આપણા ખોરાકમાં ઉપર નોધેલાં તત્વો દૂધ, માખણ, મધ, ઘી, માકર, સુકો મેવો વિગેરે દ્વારા ચાલુ સેવવામાં આવે તો આ "મહજ અશકિત"ની ફરિયાદ જરૂર દુર થાય. આપણા ચાલુ ખોરાકમાં એક વસ્તુને નિત્ય બનાવવાની જરૂર છે તે. ડુંગળી છે. એમાં એક એવું તેલ મળી આવે છે જેમાં એલીલકસલ્ફાઇડ નામનું તત્વ રહ્યું છે, આ તત્વ બહુ મારૂં જન્તુનાશક છે. બજારૂ દવા સર્વ રોગ ઉપર રામબાણ હોવાનો દાવો કરે છે. તેમાં મુખ્ય વસ્તુ આ એલીલ સલફાઇડ છે. ડુંગળી ઉપરાંત લસણમાં આ તત્વ સારાં પ્રમાણમાં છે. તેથી ઘણીવાર જંતુનાશક પ્લાસ્ટર ન મળે ત્યા કચરેલી ડુંગળી કે લસણનો પ્રયોગ ફ્નેદમંદ રીતે કરી શકાય છે. ડુંગળીના પુરો ફાયદો મેળવવા એ કાચી કે અધરાંધેલી ખાવી જોઇએ મીઠાંના પાણીમાં લાંબો વખત રહેવાથી કે રંધાવાથી એમાંનું આ અતિ ફાયદા કારક તેલ નીકળી જાય છે. જો બતાં ડુંગળીમાં ફક્ત ૧.૬ પ્રોટીન ૦.૩ ચરબી અને ૯.૯ કાર્બોહાઇડ્રેટ રહે છે. પણ ઉપલી રીતે ખાવાથી એ તેલ અંદર જાય

છે અને ફેફસાંની દિવાલોમાંથી તેમજ ચામડીમાંથી પરસેવામાં બ્હાર નીકળે છે જેથી ફેફસાંને દુષ્ટ રોગ સ્હામે ટક્કર ઝીલવામાં અપુર્વ સહાય મળે છે, અન્ય રીતે ડુંગળી એટલી શકિતદાયક છે કે આયુર્વેદમાં એને વૃષસ્ય Approdiseac માની છે. એનું સંસ્કૃત નામ કંદર્પ છે તે આ માન્યતાનેજ પ્રતિપાદિત કરે છે.

એવી અનેક બીજી વાનસ્પત્ય વસ્તુઓ છે જેનો અહિ ઉલેખ વિસ્તાર ભયથી નથી કર્યો. પણ ઉપલી હકીકત વાંચનાર આ વિષયમાં વધુ જીજ્ઞાસુ થને એ ઉદેશથી આટલી હકીકત આપી છે.

## અધ ઘડીની રમત ગમતથી મૃત્યુ નિવારી શકાશે.

આપણી શારીરિક અધોગતિનું બીજું કારણ અનારોગ્ય રહેણી કરણી છે. આ બાબતમાં શહેરીઓજ જવાબદાર છે એમ નથી. ઘરને સાફસુફ રાખવાની ટેવ ખરૂં જોતાં શહેરી સ્ત્રીઓમાં છે તેટલી દેશના કુટુંબોમાં નથી. જ્યારે એક કે બે ન્હાના ઓરડાના ઘર ગોલીકાંને સુખ આરામ અને શોભાની દ્રષ્ટિએ એક આનન્દ જનક સ્થાન બનાવી મુકનાર શહેરીની ન્હાનકડી ગૃહિણીઓના સંસર્ગમાં હું આવું ત્યારે એના તરફ મ્હને માનની લાગણી થયા વિના રહેતીજ નથી. દેશનાં મ્હોટાં ઘરોમાં વધારે સગવડ છતાં એવી ચોકખાઇ નથી દેખાતી. ખાસ કરી રસોડામાં હજુ છાણાં અને લાકડાનું સામ્રાજ્ય હોતાં ધુમાડો મેશ. માટી, વિગેરેથી દેશનાં રસોડાં અને એમાં રાંધનારની અવસ્થા ઘણી દયાજનક હોય છે. પણ શહેરી ઘરોને આવાં સ્વચ્છ રાખનાર એ નાજુક ગૃહ દેવતાનાં શરીર તરફ નજર કરતાં અફસોસ થાય છે. દેશમાં ઘર બ્હાર જવાના અનેક પ્રસંગો આવે છે. પાણી ભરવા કુવાકે તળાવે જવાનું હોય અને અથવા દર્શન કરવા જવાનું હોય કે કયાંય વ્યવહાર સાચવવા જવાનું હોય એથી પગ છુટા થાય છે. શહેરમાંની સ્ત્રીઓ વિષે એવી ફરિયાદ વારંવાર સંભળાય છે કે ગૃહકામ સ્ત્રીઓ પોતે જો કરતી હોય તો આટલી માંદગી રહેવા ન પામે. આ વાત કોઇ ધારી લે તેટલી સાચી નથી. ઘરકામ જો ખુલ્લી હવામાં કરવાનું હોય તોજ કસરતની ગરજ સારે.

ચાલીના સંડાસની પડોશમાંજ આવેલા નળે જો પાણી ભરવામાં વાસણ માંજવામાં અને કપડાં ધોવામા પાંચ ૭ કલાક કઢાય તો એ હવામાં આટલા વસવાટ અને મ્હેનતનું વિપરિત પરિણામ આવ્યા વિના રહેજ નહિ. પુરૂષો આખો દહાડો પોતાને કામે માંડી બંદરે, કે ભુલેશ્વરમાં ફરવાની કસરત કરે અને ધાર્યો ફાયદો ન મેળવી શકે તેમજ અથવા તેથી પણ ઓછો ફાયદો આવે સ્થાને મહેમત ઉઠાવવાથી સ્ત્રીઓને થાય. જ્યારે કામના પરિણામે ફેફસાં વધારે જોરથી ત્યાંની ગટરોની હવા અંદર લોહી સાથે મેળવી અનેક દુષ્ટ વ્યાધિને જન્મ આપે. આજે પુરૂષો પણ કામના અનહદ બોજાને લઇને એવા હયરાન રહે છે કે રજાના દહાડે નીરાંતે પડી રહેવા શિવાય બીજું કરી શકવાને નાલાયક બની જાય છે. પણ આ સ્થિતિમાં ફેરફાર ગમે તે ભોગે થવોજ જોઇએ. કુટુમ્બની દરેક વ્યક્તિ, ન્હાનું કે મોટું, સ્ત્રી કે પુરૂષ દરરોજ અર્ધો કલાક પણ ખુલ્લી હવામાં વિના સંકોચે હરી ફરી શકે એવો પ્રબંધ રચવોજ જોઇએ. રવિવારને દહાડે સ્હાંજના ઘરની સ્ત્રીઓને ચોપાટી લઇ જનાર જો કોઇપણ ફરજ માનતો હોય તો એની મોટી ભુલ થાય છે. ફરવાની જગ્યા એવી જોઇએ જ્યાં ગરદી ન હોય. સંકોચ વગર હરીફરી શકાય, મન અને શરીરને કસરત મળે એવી રમત ગમત કરી શકાય અને ભુમીમાતાના હરિયાળા ખોળે પડી સંસારની જંજાળમાંથી અધ ઘડી મન દુરકરી શકાય. આ અર્ધા કલાકમાં મેળવેલી તાઝગી શરીરનું ગુમાવેલું તેજ પાછું મેળવી લેશે એટલુંજ નહિ પણ બીજા દહાડા માટે થોડું સંચિત રાખશે. મુંબઇ જેવાં શહેરમાં રહેનારે બને તો પરાઓમાં જઇ રહેવું જોઇએ પણ આ અધ ઘડી તો કહાડવીજ જોઇએ. શહેરો રોગના ઘર છે, એને ખુણે ખુણે મૃત્યુ પોતાની જાળ બીછાવી રહ્યું છે એમાં જો ન ફસાવું હોય, ફસાયા છતાં રોગ સામે લડવાની શરીરમાં શક્તિ ભરવી હોય, ભાવિ પ્રજાને અધોગતિમાંથી બચાવવી હોય તો આ અધ ઘડી કહાડવીજ જોઇએ. બધાંએ રમત ગમતમાં જોડાવું જોઇએ. જે પુરૂષ કે સ્ત્રી અધઘડી બાળક બની

નાચકૂદ કરતાં શરમાય છે તે કુદરત માતાની કુખ લજવે છે. મ્હારા એક મિત્ર જે આજે અર્થશાસ્ત્રના જ્ઞાતા તરીકે દુનિયામાં નામ કહાડી ચુકયા છે તે ર્હાંજનાં છોકરાંઓ સાથે તકિયાની લડાઇ Pillowfight કરે ત્યારે સાત વર્ષનાં કછુઆખોર બચ્ચાં કરતાં ન્હાના બની જાય છે. મ્હારા એક બીજા મિત્ર જે ધંધાધારી ડાકટર તરીકે હજારોની કમાઇ કરે છે તેને બચ્ચાંઓ સાથે તુફાન મસ્તી કરતાં શરમ નથી લાગતી. એક ત્રીજા મિત્ર જેઓ એક વખત પ્રોફેસર તરીકે અને હવે વેપારી તરીકે સારી નામના મેળવી ચૂકયા છે તે બચ્ચાંઓને પીઠ પર બેસાડી હાથી બનવામાં શરમાતા નથી. છતાં આ કાંઇ ગાંડા માણસો નથી. વિદ્યાપીઠમાં, સમાજમાં, વેપારી ચેમ્બરોમા તેના બોલવા ઉપર રાજ નીતિઓ રચપાય છે ને ઉથલાય છે. ડૉકટર જ્હૉન્સન કહે છે કે દરેકે એક કલાક રોજ ગાંડપણ વાસ્તે ફાજલ પાડવોજ જોઇયે. આ અખતરો કહાડી જુઓ અને ઘરનાં વાતાવરણમાં સર્વ દિશામાં કેટલો ફેરફાર થાય છે તે જુઓ. એક લેખમાં આથી વિશેષ લખવાનું ન પોષાય. આટલું પણ માબાપો ધ્યાન દઇ વાચી મનન કરશે અને અમલમાં મુકશે તો આપણી કરમાતી જુવાની ફરી તાજી થશે. જીન્દગીમા રસ આવશે શરીરમાં રસ, મનમાં રસ, જીવનમાં રસ એ નિરોગીતાનું લક્ષણ છે. માટે તો આયુર્વેદ પ્રભુને રસેશ નામે વર્ણવે છે. અને પ્રાર્થના કરે છે કે જગદ્રસેશઃ કુરુતામનામયમ.

મણિપ્રસાદ તુલજાશંકર વછરાજાની.

# 'હિંદુધર્મની વિશિષ્ટતા.'

એક સ્થળે Dr Annie Besant લખે છે કે Each 'religion has some special characteristic perfection.' આ સૂત્રમાં કેટલું રહસ્ય છે તે આપણે જોઇએ. જગતના મુખ્ય મુખ્ય ધર્મોનો અભ્યાસ કરતાં આપણને લાગે છે કે દરેક ધર્મે જગતને જુદે જુદે વખતે સમયને યોગ્ય પોતાનો સંદેશો આપેલ છે, અને તે મુખ્ય સંદેશમાં તેને ધર્મની વિશિષ્ટતા સુચવે છે.

જૈનધર્મની વિશિષ્ટતા 'અહિંસા' ના સંદેશમાં માલુમ પડે છે ત્યારે બૌધ્ધધર્મની વિશિષ્ટતા 'અહિંસા પ્રેમ અને સેવા'ના સંદેશમાં મુખ્યત્વે કરીને જોવામાં આવે છે. જરથુસ્ત ધર્મની વિશિષ્ટતા 'મન વચન-કર્મની પવિત્રતા ' પાળવામાં છે. ત્યારે મુસલમાન ધર્મની વિશિષ્ટતા 'સ્વાર્પણમય જીવન' જેને અંગ્રેજીમાં Complete Resignation to God કહે છે. ખ્રિસ્ત ધર્મની વિશિષ્ટતા ' વ્યક્તિત્વ ભાવના' અને પ્રેમ પુર્વક ત્યાગમાં છે, જેને અંગ્રેજીમાં 'Indifviduaiism' અને Self-Sacrifice કહેવામાં આવે છે. આ પ્રમાણે જગતના મુખ્ય મુખ્ય ધર્મો તપાસશું તો જણાશે કે દરેક ધર્મમાં કોઇને કોઇ વિશિષ્ટતા રહેલી છે. તેથી ઉપરનું સુત્ર સત્ય છે.

હિંદુધર્મ દુનીયામાં દરેક ધર્મ કરતાં ઘણો જુનો અને ઘણે અંશે સંપુર્ણ છે. કારણકે હિંદુધર્મને આપનાર પુર્ણાત્માઓ હતા. અને પુર્ણ પુરૂષો પાસેથી આવેલો ધર્મ ઘણે અંશે પુર્ણ હોય તેમાં નવાઇ નથી. જૈન ધર્મની 'અહિંસા, ' બૌધ ધર્મની 'અહિંસા, પ્રેમ અને સેવા, 'જરથુસ્તધર્મની 'પવિત્રતા,' મુસલમાન ધર્મની 'સ્વાર્પણ

મયભાવના' અને ખ્રિસ્તી ધર્મની 'વ્યક્તિત્વ ભાવના' અને પ્રેમ પુર્વક ત્યાગ,' આ સર્વનો હિંદુધર્મમાં સમાવેશ થઇ જાય છે. એટલુંજ નહીં પરંતુ તે ધર્મ ઘણે અંશે સંપુર્ણ હોઇ બીજા ધર્મો કરતાં તેમાં અનેક પ્રકારની વિશિષ્ટતા જોવામાં આવે છે.

હિંદુ ધર્મની પ્રથમ વિશિષ્ટતા હિંદુ ધર્મે જગતને આપેલ મુખ્ય ત્રણ સિદ્ધાંતોમાં છે. હિંદુધર્મનો બારીકાઇથી અભ્યાસ કરનારને તરત જણાશે કે હિંદુ ધર્મમાં બીજા ધર્મો કરતાં ઉપનિષદનું વેદાંત તત્વજ્ઞાન, ઇશ્વરનું સર્વ વ્યાપકત્વ અને માનવ જાતિ તરફનો ભ્રાતૃભાવ જેને અંગ્રેજીમાં 'Immananc of God અને Universal Brotherhood કહેવામાં આવે છે ને ત્રણેની વિશિષ્ટતા છે

ઉપનિષદના વેદાંત તત્વજ્ઞાન માટે એમ કહેવાય છે કે તે દરેક ધર્મના તત્વજ્ઞાન કરતાં ચઢીયાતું છે તેના સબંધમાં German philosopher Schoponheaur લખે છે કે " From every sentence deep orijinal and sublime thoughts rise and the whole is Pervervaded by holy and high spirit. Indian air surrounds us In the whole world there is no study, so beneficial and so elevating as that of upnishats for its philcsophic depth. It has been the solace of my life and it will be the solace of my death. "

ઇશ્વરના સર્વવ્યાપકત્વ માટે હિંદુ ધર્મની સાથે કોઇપણ ધર્મ હરીફાઇ કરી શકે તેમ નથી. હિંદુ ધર્મ અનીજ–વનસ્પતિ–પશુવર્ગમાં મનુષ્યમાં, ચાંડાળમાં, પતિતમાં અને મહાત્મામાં એકજ પ્રભુનો અંશ વ્યાપી રહ્યો છે એમ માને છે. આના સબંધમાં ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખે શ્રી ગીતાજીમાં કહે છે કે न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् । અને विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्' "અથાર્ત કોઇપણ ચરાચર વસ્તુનું મારા વિના અસ્તિત્વજ નથી, અને મારા એકજ અંશથી આ સમગ્ર જગ

તને ધારણ કરી રહ્યો છું. હિંદુધર્મનો ઇશ્વરવ્યાપકત્વનો સિદ્ધાંત એટલો તો આગળ વધેલો છે કે આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ કહ્યું છે કે **'स हि वृक्षस्य रेरिवा'** એટલેકે 'ઝાડની ડાંખળીને હલાવનાર પણ તેજ પ્રભુ છે' અને તેથી વૃક્ષનું લીલું પાન તોડવાની શાસ્ત્રે મના કરેલી છે, કારણ કે તેમાં પણ પ્રભુ જીવન છે, સુખદુઃખની લાગણી છે જેની સાબીતી અત્યારે પણ હિંદના પ્રખ્યાત વિજ્ઞાન શાસ્ત્રી સર જગદીશચંદ્ર બોઝે વિજ્ઞાનના પ્રયોગથી જગતને કરી આપી છે. આ બધું ઇશ્વરના સર્વવ્યાપકત્વ સિવાય શું શીખવે છે ? હિંદુ ધર્મ સમુદ્રના મોજાંમાં ઇશ્વરને શકિત રૂપે જુએ છે. કોઇ શાંતિના સ્થળમાં ઇશ્વરને શાંતિ રૂપે જુવે છે. ઇશ્વરના સર્વત્રપણા માટે ભકત શિરોમણી નરસિંહ મહેતાનો આધાર પણ મળે છે.

'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ,
જુજવે રૂપ તું અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્વ તું,
શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે;
પવન તું, પાણી તું, ભુમિ તું ભુધરા,
વૃક્ષ થઇ કુલી રહ્યો આકાશે:
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એજ પાસે:

હિંદુધર્મ માનવ જાતિના બાનુભાવમાં માને છે અને તેથી **'वसुधैव कुटुंबकम्'** ની ઉપમા માનવ જાતિને આપી છે. હિંદુધર્મ કહે છે કે જો તને જ્ઞાની હો તો અજ્ઞાનીને જ્ઞાનનો બોધ આપી તેના આત્માનો વિકાસ કરવે. જો કોઇ દુઃખી મનુષ્ય તમારી પાસે આવે તો તેના દુઃખમાં ભાગીદાર બની તેનું દુઃખ ઓછું કરો. જેવી રીતે પ્રાતઃકાળનાં સુર્યનાં કિરણ ગ્રહણ કરવાને કમળ પોતાની પાંખડીઓ ઉઘાડી રાખે એ તેમ મનુષ્ય માત્રની બુમ સાંભળવાને તમારા કાન ઉઘાડા રાખજો. દુઃખીની આંખમાંથી દુઃખનું આંસુ જ્યાં સુધી તમારે હાથે તેમ લુછી ન નાખે ત્યાં સુધી સુર્યથી તેને સુકાવા દેશો

નહીં. પરંતુ મનુષ્યનું દરેક બળતું આંસુ તમારા હૃદયપટપર પડવા દેજો અને જ્યાં સુધી તે આંસુનો જન્મ જે દુઃખથી થયો હોય તે દુઃખ તમે દુર ન કરો ત્યાંસુધી તમારા હૃદયપટપરથી પડવા દેશો નહીં; કારણ કે આવાં દયાના ક્ષેત્રપર શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીશંકરાચાર્ય, મહાત્મા બુદ્ધ, અર્હંત તીર્થંકર, જરથુસ્ત્ર, મહમદ પેગંબર અને મહાત્મા ક્રાઇસ્ટ જેવાં પુષ્પો ખીલી નીકળે છે, દરેક મનુષ્ય સાથે રૂપ, રંગ, જાતિ ધર્મનો બાદ રાખ્યા સિવાય ભ્રાતૃભાવ અને પ્રેમ, દયા અને સેવાથી વર્તો.

હિંદુધર્મની બીજી વિશિષ્ટતા વર્ણધર્મની છે. હિંદુ ધર્મમાં ભગવાન શ્રી કૃષ્ણે સ્વમુખે કહ્યું છે કે **'चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्म विभागशः।'** અર્થાત્ 'ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે ધાર્મિક પધ્ધતિથી મે ચાર વર્ણ ઉત્પન્ન કર્યો છે' વર્ણ ધર્મની વિશિષ્ટતા તો તેમાં છે કે તે વર્ણ મનુષ્ય કૃતિ નથી પરંતુ ઇશ્વર કૃતિ છે. **'सृष्टम्'** શબ્દજ બતાવી આપે છે કે ચાર વર્ણ તે ઇશ્વર કૃતિ છે. અર્થાત ઇશ્વરે પોતેજ પોતાનાથી ઉત્પન્ન કર્યા છે. શાસ્ત્રમાં પણ તેની ઉત્પતિ માટે પ્રમાણ છે કે ઇશ્વરે મુખમાંથી બ્રાહ્મણોને, બાહુમાંથી ક્ષત્રિયોને, ઉદરમાંથી વૈશ્યને, અને પગમાંથી શુદ્રને ઉત્પન્ન કર્યા છે; ત્યારે અન્ય ધર્મો વર્ણોત્પત્તિ માનવકૃતિથી થયેલી માને છે. હિંદુ સમાજબંધારણ વર્ણવ્યવસ્થા ઉપર આધાર રાખે છે; જ્યારે બીજા ધર્મોમાં સમાજ બંધારણ હિંદુધર્મની દ્રષ્ટિએ જોવામાં આવતુંજ નથી; અર્થાત ધાર્મિક દ્રષ્ટિએ જોવામાં આવતુંજ નથી. *

હિંદુધર્મની ત્રીજી વિશિષ્ટતા આશ્રમ ધર્મમાં છે. કારણ કે આશ્રમ ધર્મ દ્વારા જીવાત્માનો વિકાસક્રમ સાધી શકાય છે. વર્ણધર્મ એને આશ્રમધર્મ પરસ્પર સંબંધ ધરાવે છે. એક બીજાથી છુટાં પાડી શકાયજ નહી. તેથી વર્ણાશ્રમ ધર્મ માટે કહેવાય છે કે One is not complete without the other.' બ્રહ્મચર્યાશ્રમ એમ સુચવે છે કે મનુષ્યે તે આશ્રમમાં કાયિક વાચિક માનસિક બ્રહ્મચર્ય પાળવું. ગૃહસ્થાશ્રમ એમ સુચવે છે કે મનુષ્યે ગૃહસ્થ જીવન ગાળ્યા

*લેખકનાં આ દ્રષ્ટિબિન્દુમાં અતિ આસ્થા ચોકખી દેખાય છે. તંત્રી:

છતાં પણ, બ્રહ્મચર્ય યથાર્થ પાલન કરતાં રહી, ઉપરાંત મનથી જ્ઞાન વાણીથી ભક્તિ અને શરીરથી કર્મ સાધવાનાં છે. વાનપ્રસ્થાશ્રમ એમ સૂચવે છે કે મનુષ્યે તે આશ્રમમાં, ત્રણ પ્રકારનો નિગ્રહ, કર્મ, જ્ઞાન ...ત, તે ઉપરાંત જીવાત્માની, જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા શક્તિ ખીલવવાની છે, અને સંન્યાસાશ્રમ એમ સુચવે છે કે મનુષ્યે પોતાના જીવાત્માનો વિકાસ એટલે સુધી કરવો કે આત્માનાં 'સત્' ચિત્ અને આનંદ' આ ત્રણ સ્વરૂપો ખીલવવાં અને પરમાત્માનો સાક્ષાત્કાર કરવો.

હિંદુ ધર્મની ચોથી વિશિષ્ટતા કર્મ અને પુનર્જન્મના નિયમની છે. જૈન ધર્મ અને બૌધ ધર્મ કર્મ અને પુનર્જન્મમાં માને છે; પરંતુ હિંદુ ધર્મે તે નિયમોને જેટલી મહત્તાથી અને સ્પષ્ટતાથી ભાર દઇને સમજાવ્યા છે તેટલી મહત્તાથી તથા સ્પષ્ટતાથી ભાર પુર્વક કોઇપણ ધર્મે સમજાવ્યા નથી. ખ્રિસ્તી ધર્મની માન્યતામાં પણ ફેર છે. ખ્રિસ્તીધર્મ કર્મનો બદલો આ સ્થુળ ભુવનપરજ માનતો હતો પરંતુ પુર્વના બ્રહ્મજ્ઞાન સાથે સબંધમાં આવતાં કર્મનો બદલો પુનર્જન્મમાં પણ ભોગવવો પડે છે અને જગતમાં પુનર્જન્મ જેવું કંઇક છે તેમ હવે માનતો થયો છે

હિંદુધર્મની પાંચમી વિશિષ્ટતા વૈરાગ્ય અને ત્યાગમાં છે. હિંદુધર્મ વૈરાગ્ય, ત્યાગ અને વિરક્ત ભાવનાથી રસબોળ છે. જો હિંદુધર્મના સિધ્ધાંતો મનુષ્ય બરાબર અમલમા મુકે તો હિંદુધર્મનો વૈરાગ્ય અને ત્યાગ મોક્ષપ્રાપ્તિમાં ઘણી ત્વરાથી મદદ કરે છે. હિંદુ ધર્મમાં પ્રવૃતિને સ્થાન છે. છતાં એકંદરે જોતાં હિંદુધર્મમાં વૈરાગ ત્યાગ અને વિરકત ભાવનાજ જોવામાં આવે છે, અને તેથીજ હિંદુધર્મમાટે એમ કહેવાય છે કે 'Hinduism is all renunciation.' એટલે કે 'હિંદુધર્મ એ ત્યાગ છે.

હિંદુધર્મની છઠી વિશિષ્ટતા ગૃહજાતિમાં છે. હિંદુધર્મ જેટલે અંશે ગૃહની અંદર વૃધ્ધવયનાં પ્રત્યે પુજ્યભાવ, સમાન વયનાં તરફ મૈત્રી ભાવના અને નાની વયનાં તરફ પ્રેમ અને દયા ભાવ રાખવાનું શીખવે છે તેટલે અંશે કોઇપણ ધર્મની ગૃહજાતિમાં જોવામાં

આવતું નથી અને તેથીજ હિંદુધર્મની જાતિ માટે કહેવાય છે કે "Hindu ethics is relative, while Christian ethics is absolute; there is no religion in the whole world which has put forward so perfect a system of ethics from the philosophical, the scientific as well as the emotional side as the great Hindu religion.

હિંદુધર્મની સાતમી વિશિષ્ટતા તે મોક્ષમાર્ગની છે. બીજા બીજા ધર્મોએ મોક્ષ પ્રાપ્તિ માટે રસ્તો બતાવ્યો છે. પરંતુ હિંદુધર્મમાં મોક્ષ પ્રાપ્તિ માટે અનેક રસ્તાઓ બતાવવામાં આવ્યા છે. કુદરતી રીતે જગતમાં સાત પ્રકારના અથવાનો સાત રશ્મિ અને સાત સ્વભાવના જીવો હોય છે; અને તેથી સાતે રશ્મિના જીવોને ઉપયોગી થાય તે માટે હિંદુધર્મમાં ઋષિમુનીઓ સાત પ્રકારનો યોગ મોક્ષ પ્રાપ્તિ માટે બતાવી ગયા છે. તેથીજ હિંદુધર્મના મોક્ષમાર્ગ માટે કહેવાય છે કે "The ways to Moksha in Hindu Religion are as many as the births of the children of men and on whatever road a man goes, on that road God welcomes him, for all roads are His.' ભગવાન શંકરાચાર્યનો મોક્ષમાર્ગ હિંદુધર્મને તેની પરાકાષ્ઠાએ પહોંચાડે છે; કારણ તે મોક્ષદ્વારા જીવાત્માનો બ્રહ્મના તેજ સાથે લય થઇ જાય છે. આ પ્રમાણે અન્યધર્મો કરતાં હિંદુધર્મમાં ઘણી વિશિષ્ટતા જોવામાં આવે છે.

“Somnambulist”

## ગપ્પાં.

‘ ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી,
બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી.’

[પ્રસંગવશાત્ મારે હીંદુસ્થાનના એક ખુણામાં આવેલ ગામડાંમાં જવાનું થતાં ત્યાં બે ગામડીયાનો સંવાદ સાંભળવામાં આવ્યો, જે, નીચે ઉતાર્યો છે Somnambulist. ]

એસા, એ ! કાંઇ ખબર હાંભળ્યા ? આપણા ગામનો મગન નઈ ? ઓલ્યા પોલીસ પટેલનો દીકરો ! પરદેહ ભણવા ગ્યો તો ઈ ! એનો બાપ નોતો કેનો કે “મારો દીકરો હાત હમુંદર ઉતરીને વેલાત ભણવા ગ્યો સે હરકારી પધસે ? આ, ઇ, પાસો આવ્ગો સે. કોઇ ઓળખેયે નઇં, ને જૈગે આંપામાં આવ્યોને, તંયે ઇનો વેદ જોઇને ગામમાં કુતરાં ભેળાં થઇને ઇને ભહવા મંડયાં, ને સોકરાં હંધાંય બી, બી, ને ભાગી ગીયાં. જાણે રેગો જંગલો માણસ. એય ! ઇ તો બોલીય ભુલી ગ્યો સે. ઇ તો અલક મલકની વાતું કરે સે ને એવાં ગપ્પોડાં હોકે સે કે નાનું સોકરુંયે ઇ માને નઇ. ઇનો જાણનો હસે કે આપણે હંધાંય ગાલાવેલાં સીયે.

એણે કીધું કે “ હું તો સાયબ લોકના મલકમાં ગ્યો તો. ઇ મલકનો એવો વિધા અને કરીયા વાળો સે કે આપણી તો અકકલ કામ ન કરે. ઇ મલકનાં માણહું એક ગામથી બીજે ગામ જાવું હોયને તો ઉડીને જાય સે. વળી ઉંચાં તો વેમાનું સે: ઇ વેમાન એવાં સે કે જંયે ઉડતાં હોય ને તંયે ઘડીકમાં મોટાં દેખાય

ઘડીકમાં તાનાં થઇ જાય અને ઘડીકમાં અંતરધાન થઇ જાય.” અને કે કે “ઉંવાં તો એક ગામડેથી બીજું ગામડું કેટલાયે જોજન આઘું હોયને તોયે ઘરમાં બેઠાં એક ગામનાં માણહુ બીજા ગામના માણહુ હારે વાતું કરી હકે સે અને એક બીજાને જોઇ હકે સે ટપાલ કે તાર કે બેપીયા વગર પોતાની સભી હામસે ગામ, કેટલાય જોજન, ઘડીના સઠા ભાગમાં મોકલી હકે સે. દનિયામા હુંજે ક્યાં ગાણું કે નાચ ચાતો હોયને તોય પોતાના ઘરમાં બેઠાં બેઠાં ઉવાંનાં માણહું હાંભળી હકે સે. ઉંવાંનાં માણહુ પાસે ગાડીયું એ ને દરીયામાં પાણી ઉપર હાલી હકે સે, ને ઇની ઇ ગાડી ધરતી ઉપરે હાલે અને ઇ ને ઇ ગાડી અધ્ધર આસમાનમાંયે ઉડી હકે સે.”

વળી ઇ કેતો તો કે “ઉંવાંતો નદીના તળીયાં હેઠેથી રેલગાડી કાઢી સે; અને વાણું સેને. ને દરીયાને તળીએ પણ હીંડે ને માછલી કોરે રીયે રીયે પણ બાપડી કોરાં જોઇ હકે સે. ઉંવા બીંત ઉપર ચીતર દેખાડે સે તે ઇ ચીતર હાલે ચાલે ને બોલે, જાણે હાચા માણહુ! ઉવાં માણહું એવાં કીરીયાવાળાં સે કે આપણા ડીલમા માયલીકોરે જે હાડકાં. માંસ ને આંતરડાં. ને કાળજું ને ફેફસાંને ઇ બધુ સેને ઇ ચામડી ચીર્યા વન્યા પોતાની આંખે જોઇ હકે સે. વળી ભલેને હુંજે એવું અંધારૂં હોય કે ભલેને મેઘલી રાત હોવ તોયે એમાં ઇ વધુંયે જોઇ જાણી હકે સે. ઉંવાં ગામમાં દીવા કરવા હોય ને તો એક હારે બધાય દીવા એકજ ઝાણદ દીવાહળી કે દેવતા વગર ઘડીના સઠા ભાગમાં કરી હકે સે. એક માણહ તો, એવો કીરીયાવાળો સે કે એક વાર ઇ ફકત મોઢેથી બોલ્યો કે ‘દીવા થઇ જાઓ’ કે તરત કેટલાય જોજન ગામ આઘું હતું ઉંવાં એની મેળે દીવા થઇ ગોયા.

ઇ લોકો પાહે લડાઇ કરવાનાં એવાં હથીયાર ને બંધુકું ને તોપું સે કે જો કોઇ કટક (સેના) ઉપર ફોડેને તો ઇ આખુ ને આખું કટક બેભાન થઇ જાય ને પછી જહને ફાને બધાંને બાંધી લે., તોપું પણ એવી સે કે દહ દહ જોજન ઉપર મારો કરે સે.

“ઉવાં માણહુ પોતાને જોયે ખપ પડે તૈયે પાતાળ ફોડીને પાણી કાઢી હકે સે, ને જોયે મરજી પડે તૈયે વરહાદ ઓલાવી હકે સે.

"વાણમાં બેઠાં બેઠાં કે હોડીની રેલમાં બેઠાં બેઠાં પોતાને ઘેર માણહુ હારે વાતું કરી હકે સે."

"ઉવાંનાં માણહુંએ હુરજ ને ચાંદાનું એ માપ કાઢયું સે ને આંહીથી ઇ કેટલા સેંટાસે એનું એ માપ કાઢયું સે. આપણી આખી ધરતીનું માપ કીધું સે ને એને જોખી જોઇ સે. વળી માંઇ માંઇ તો ઇ એવા જબરા સે કે ચાંદા હુરતીમાં સદેહે જવાની વાતું કરે સે."

"ઇ સમજાયો તો કે સે કે "ઉવાંનાં માણહુંએ વાયુ દેવને વશ કર્યો સે ને એના પાહે મરજી પરમાણે કામ કરાવે સે. ઇ વાયુદેવ જ ઇનાં વેમાનને ઉંચે ઉડવા દે સે ને પડવા દેતો નથી. વરૂણ દેવને પણ તાબે કર્યો સે. ઇ દેવ એનાં વાણને બુડાડે નહિ: પાણીમાં ઉંડે તળીયે વાણને હાલવા દે ને કોઇને બુડાડે નહિ. વરસાદ પણ જોયે માગે તેયે મોકલે. ઇંદર રાજાનું તો બચારાનું હથીયાર જે વજ્ર છે ને, ઇ જ પડાવી લીધું સે ને પોતે વાપરે સે ને ઇનાથી મોટાં કામ કરે સે. અગની દેવનો હાજરજ રહે સે."

આવી આવી તો કઇક વાતું કરે સે. જાણે કેમ આપણે હંવાય સોકરાં હઇયેં ને આપણને ફોસલાવવા હારૂ વારતા કરતો હોય એમ કરે સે. આવાં આવાં ધડા પાંગરા વગરનાં ગપ્પોડાં મારે અને જાણે કેમ વેલાતમાં બધા દેવતાઉ રેતા હોય: તે ઇ તે કાંઇ કોઇ માને ! હા, આપણાં શાસતરમાં જે લખ્યું સે કે હનમાનજી ચારસે જોજન ઉડયા; ને મોટા મોટા ડુંગરાઉ ઉપાડતા, ને રામચંદર ભગવાન હારૂ વાંદરાને રીંછુ લડાઇમાં ગીયા તા, રામ ભગવાનનાં બાણું દુશ્મનને મારી ને પાસાં એના ભાથામાં ગરી જતાં, ભગવાન એની હારે હજારો બાણ સોડતા, એણે દરીયામાં ડુંગરાઉં, તરાવીને સેતુ બાંધ્યો તો. ભગવાન વેમાનમાં બેહીને લંકાગઢથી અજોધ્યા પુરીમાં આવ્યા તા: રાખહ માયા કરીને અંતરીખમાં રઇને લડતા, હનમાનજી તથા ગરૂડજી હુરજને પાકું ફળ જાણીને ખાવા હારૂ એની હામે ઉડતા, રાવણનાં માંથાં ગમે એટલી વાર કપાય તોય પાંસાં ફગતાં, ભીમમાં દહ હજાર હાથીનું

બળ હતું એણે માભારતના કજીયામાં હાથીયુ આસમાનમાં ઉડાડયા તા તે હજીયે હેઠે પડયા નથી, ઇ બધાય ચંદર લોકમાં ને હુરજ લોકમાં જઈ હકતા, અરજુને પાતાળ ફોડીને ભીષમ પતાને પાણી પાયુ તું, વિસવામિતર મુનીયે નોખી દુનીયા બનાવીતી, નારદ મુની જયાં ત્યાં ઉડીને જોતાં, અને જો કોઇ એને હંભારતું તો ઇ તરત હાંભળીતા અને ઉંચા જાના, અરજુન એવો બાણાવળી હતો કે એક બાણથી એણે જયદરથનું માથું કાપીને એમને એમ બાણ હોતું માથું એના બાપના ખોળામાં પડે એમ રવાના કર્યું. વળી શાસતરમાં મોહાસ્તર ને નાગાસ્તર ને ગુરૂડાસ્તર, ભભાસ્તર, નારાણાસ્તર અને એવાં એવાં હથીયારનાં નામ લખ્યા સે અંને એવું એવું ઘણુંએ બીજા કોઇથી નો થાય એવું લખ્યું સે." પણ ઇ બધું તો હાચું કેમકે ઇ કાળ નોખો હતો અને ઇ બધાં માણહું દેવતાઇ હતાં તે ઇ એમ કરી હકતાં. એના જેવું કોઇથી થવાય !

આતો બધા ભણેલા ને શેરનાં માણહું તો કે સે કે "શાસતર તો બધાં ગપોડાં ને ભામણનાં પેટ ભરવાનાં પાંપળા સે, કાંઇ એવી એવી વાતું કોઇ દી કોઇથી બને ?" પણ પોતે ગપોડાં હાંકે એના આડો તો આંક. વેંઢાતનાં માણહુ કાંઇ દેવતાઇ મનખ નથી તે એની વાતું મનાય.

કેમ ગેલા ! હવે તારી ખાતરી થઇને કે આ મગ ગોળ, કાંતો આપણને હંધાયને ગાલાવેલાં ટેવે સે ને કાંતો એની ડગળી ખહી ગઇ સે, આ એમ સે. આપણાં શાસતર ખોટાં ને આ ઇનાં ગપોડાં હાચાં. જમાનો આવ્યો સે, કાંઇ જમાનો!

લાભશંકર લક્ષ્મીદાસ.

## હતભાગી વહુ.

માગશર, ૧૯૮૩,ના નાગરિકમાં "વહુના ઉપયોગો" એવા મથાળા નીચે શ્રીમતી સૌ. બહેન મૃદુલા પ્રેમરાય ગૌરીશંકરનો ઘણો અસરકારક લેખ વાંચીને આપને નીચેની હકીકત લખવાની રજા લઉં છું.

મારી ઓળખાણવાળા એક શ્રીમંત, ગરાશીયા નાગર યુવક પોતાની અતિ રૂપાળી સ્ત્રીને ત્રાસદાયક રીતે માર મારતા હતા. એક વખત તેઓ મુંબઇ ગયા ત્યાં મારે તેમની સાથે મુલાકાત થઇ. અમારી વાતચીત દરમીઆન પોતાની સ્ત્રી તરફની તેમની નિર્દય વર્તણુંક સંબંધી મેં ટીકા કરી. તેમણે જવાબ દીધો—

" હું અને મારી સ્ત્રી ઘણાં સુખી હતાં અને મારી સ્ત્રી ઘણી ભણેલી છે. એક વખત હું વડોદરે હતો ત્યારે મારી સ્ત્રીનો મને પત્ર મળ્યો તે ઘણેઃ વિદ્વત્તાથી લખ્યો હતો તેથી અભિમાન સાથે મેં તે પત્ર મારા કાકાને વંચાવ્યો."

"કાકાએ તે પત્ર વાચીને તિરસ્કારથી કહ્યું કે આ તો રાંડ વેશ્યા છે."

" કાકાના તે શબ્દો સામે મેં વાંધો લીધો, પણ તેણે મને વધારે ભંભેર્યો, અને ત્યારથી હું મારી સ્ત્રીની ચાલ ઉપર શકની નજરથી જોવા લાગ્યો, અને મારવા પણ લાગ્યો. એક વખત તો તેણીનો દાંત પણ તોડી પાડ્યો હતો."

મેં કહ્યું " તમારો કાકો પોતાની નિર્દયતા માટે નરકે જશે તમારી સ્ત્રી ખરાબ છે એવું માનવાને હું સાફ ના પાડું છું, પણ

તકરારની ખાતર માનો કે તેણી ખરાબ છે, તો હું તમને પરમેશ્વરની હાજરીમાં પુછું છું કે તમે પોતે કેવા છો ? તમે સતી સ્ત્રી મેળવવાને લાયક છો ? "

" ના "

" ત્યારે તમે પરમેશ્વર પાસે સતી સ્ત્રી મેળવવાની શામાટે આશા રાખો ? યાદ રાખજો કે તમારાં પુર્વનાં પાપોને પરિણામે તમને આ જીંદગીમાં તમારી સ્ત્રી મળી છે(જેને તમે ખરાબ માની લીધી છે,) અને આ જીંદગીમાં તેણીને તમે દુઃખી કરો છો તેને પરિણામે તમારા મરણ પછી તમારે નરકમાં પડીને ત્રાસ દાયક પીડા સહન કરવી પડશે, એટલુંજ નહી પણ તમારી ભવિષ્યની જીંદગીમાં તે સ્ત્રી તમારા ઉપર બરાબર વેર લેશે, અને તમને રીબાવી રીબાવીને મારી નાખશે. માટે જલદી ચેતો ! અને તેણીને સુખ આપો. "

" શું મરણ પછીની હાલત, તથા પુનર્જન્મની વાતો સાચી છે ? "

" હા સાચી છે મીસીસ બેઝાંટ જેવાં વિદ્વાન અંગ્રેજ બાનુ અગાઉ તદન નાસ્તિક હતાં, ધર્મપુસ્તકોની કાંઇપણ વાતો આંધળી રીતે સાચી માનવાને તેઓ સાફ ના પાડતાં હતાં,. તેમને મેડમ બ્લેવેટસ્કી સાથે મેળાપ થયો, તેને પરિણામે તેમણે યોગનો અભ્યાસ કર્યો,-માણસની મરણ પછી હાલત, કર્મ, પુનર્જન્મ સંબંધી તેમને જાતીઅનુભવ થયો, અને તેથી તેઓ ચુસ્ત હિંદુ ધર્મ પાળે છે, અને પોતાની થીઓસોફીકલ ચોપડીઓમાં તેવી વાતો લખીને માણસ જાતને ચેતાવે છે.

એક દિવસ દરેક માણસને ચોક્કસ મરવાનું છે. મોત ક્યાં, ક્યારે, કેવી રીતે આવીને પોતાને ઉપાડી જશે તે કોઇ જાણતું નથી. ઘણાં સ્ત્રી પુરૂષો કાંઇ અકસ્માતથી ઓચીંતાં મરી જાય છે.માટે ડહાપણની ખાતર મીસીસ બેઝાંટની Karma, Reincarnation, Death And After એ ત્રણ ચોપડીઓ વાંચો, તમારી સ્ત્રીના આશીર્વાદ લેવાનો ઠરાવ કરો, અને તેને પરિણામે તમે આ લોક, પરલોકમાં ઘણાં સુખી થાઓ એવી મારી પ્રાર્થના છે,

મારી તે વાત સાંભળીને તે ભાઇને અસર થઇ. તેમણે મીસીસ બેઝાંટની ચોપડીઓ વાંચી, અને પોતાની સ્ત્રી સાથે ભાવથી વર્તવા લાગ્યો તે પછી થોડી મુદતમાં તે ધણી ધણીઆણી બંને મરણ પામ્યાં હતાં.

પેલા કાકાએ પોતાના અવિચારી શબ્દોથી તે ધણી ધણીઆણીના શ્રાપ લીધા હતા અને તેની કારમી સજા તરીકે તે ભીચાગને તેની બરીબ્યની જીંદગીમાં પરણેલી જીંદગીનું સુખ મળશે નહી. આ જીંદગીમાં પણ તેની બાયડી મરી ગઇ છે, અને તે દુઃખી જીંદગી ભોગવે છે,

વાંચનાર, જો તમે કોઇ પણ પરણેલા યુવકના મિત્ર હો તો જેમ બને તેમ તે તથા તેની સ્ત્રી સુખી થાય એવી વાતો તેમની આગળ કરજો, કે જેથી તમે પોતે પણ પરણેલી સુખી જીંદગી ભોગવવાને કાયમી રીતે હકદાર થાઓ.

જેઓ ઘઉં વાવે છે, તેમને ઘઉં મળે છે,
જેઓ પ્રથમ વાવે છે, તેમને પ્રથમ મળે છે,
જેઓ કોઇપણ જીવતા આશ્રવાદ લે છે તેમને સુખ મળે છે.
જેઓ કોઇપણ જીવના શ્રાપ લે છે તેમને દુઃખ મળે છે.

Be not deceived. Good is not mocked. What soever a man soweth so shall he also reap.

# નાગરમિત્ર.

સ્થાનિક કજીયાનો નીકાલ તેજ સ્થાનમાં થવાનો પરંપરાનો સંપ્રદાય છે, ગુજરાત બાર ગામ તથા સોરઠ બાર ગામના તાબામાં સુરત નથી. સુરત સ્વતંત્ર છે, સુરતનો નીકાલ સુરતમાં થાય તેમાં અમદાવાદવાળાને વાંધો લેવાની સત્તા નોતી, તોપણ ઉપર લખ્યા પ્રમાણે દેવાંતઃકારણથી તથા ભિક્ષુકોની ઉશ્કેરણીથી વગર રતાએ ખોટી તકરાર ઉઠાવી. ગૃહસ્થો બે પક્ષ બાંધી બેઠા, દ્વેષાગ્નિ અમદાવાદમાંજ સલગાવીને બેસી રહ્યા નહી. સુરતમાં ભિક્ષુકને આધીનજ નાગરો હતા. તેઓને ઉશ્કેરી ત્યાંહાં પણ ટટો ઉભો કરાવ્યો અને ત્યાંહાં પણ બે પક્ષ થયા. મુસનો નાગરની ન્યાત ટુંકી તેમાં સુરત તથા અમદાવાદ બન્ને ઠેકાણે બે પક્ષ થયા, તેથી એક ન્યાતમાં બે વિભાગ પડયા. બન્ને પક્ષમાં પરસ્પરના સગા સંબંધી છાંત ભોજન વ્યવહાર બંધ પડી ગયો. આ વાતમાં ખુબ મુર્ખપણું અથવા દ્વેષ ભાવ ને દોષ કહીયે તો સર્વ ગૃહસ્થ નાગરોનો છે. તેઓમાં ઐક્ય નથી તેઓમાં એક બીજા ઉપર પ્રીતી નથી. જેમ બીજી હલકી ન્યાતોમાં છેક ક્ષુલ્લક કારણો કહાડી ટંટા કરી તડ પાડે છે તેવીજ દશા નાગરોની થઇ છે. ગૃહસ્થોએ જાણી જોઇને કુસંપ કરીને સગા સંબંધીમા ટટાનું મુલ રોપ્યુ છે. તેથી કરીને સગા સંબંધીમાં ટટાનું મુલ રોપ્યું છે. તેથી સમજુ લોકો છે તેને ઘણો ખેદ થાય છે.

અમદાવાદના નાગરો બીજે બધે પ્રસંગે સંપ રાખે છે, પારકા ગામનો કજીયો પોતાના ગામમાં દાખલ કરવા નહી માત્ર આ ચાલતા પ્રકરણમાંજ તેમણે જાણી જોઇને ભિન્ન મન પાડી પોતાના સગાવહાલા ઉપરથી સ્નેહ ઘટાડવાનો આરંભ કીધો છે.

નાગરો બીજે બધે પ્રસગે પોતાની મર્યાદા ઉપરાંત ચાલ્યા નથી માત્ર ચાલતી તકરારમાંજ પોતાની સત્તાની બહાર ચાલે છે. નાગરોએ– બીજા ગામ વાલાએ કંઇ અશાસ્ત્રી કર્યું હોય તો પણ અહિના નાગરોએ વાંધો લીધો નથી, માત્ર આ ચાલતી વાત સશાસ્ત્રી છતાં તેના સામા થઇ પોતાનો વિવેક ભુલી ગયા છે.

ભાવનગરમાં પેશવા નામનો નાગર ઘણા વર્ષ સુધી મુસલમાની ભેગો રહી તેની સાથે સર્વ વ્યવહાર રાખેલો, તેને ભાવનગરની

ન્યાતે પાવન કરી લીધો તે સમયે અમદાવાદના કેટલા ભિક્ષુક બ્રાહ્મણો ભાવનગરમા હતા. તેથી જમવામાં ભેગા હતા. પણ તેને વાસ્તે અમદાવાદ એક શબ્દ બોલ્યું નથી. જેવી ભાવનગર ઉપર અમદાવાદની સત્તા નથી તેવીજ સુરત ઉપર સત્તા નહી એવું છતાં અમદાવાદે હવડાં માત્ર ચાલતા પ્રકરણમાંજ સુરત ઉપર પોતાનો દોર તથા અમલ ચલાવ્યો છે, તે બાબત સુરતમાં જે ગૃહસ્થો સાચા ચ઼ઇ ન્યાય પક્ષને વળગી રહી એક વખત મહીપતરામનો સર્વાનુમતથી સ્વિકાર કીધો તે વાત અયોગ્ય કારણથી પાછી ફરે નહિ એવો દ્રઢ નિશ્ચય કરી પોતાનો ટેક તથા સ્વતંત્રપણું સાચવી રહ્યા છે. તેઓને મોટું માન ઘટે છે એવાંજ સ્તુત્ય કામ કરનારની કીર્ત્તિ ચિરકાલ સુધી રહે છે.

અમદાવાદના નાગરોનો અન્યાય તથા અવિવેક કેટલો બતાવીયે. સુરતમાં ટંટો પડયા પછે પણ બીજા પ્રસંગમાં સુરતવાલા સ્વતંત્ર રહી ને જે કરે તેમાં અમદાવાદવાળા હાથ નાખતા નથી. કાલે નર્મદાશંકરને પ્રાયશ્ચિત્ત કરાવીને અમદાવાદને પુછ્યા વિના ન્યાતમાં લીધા તેને વાસ્તે અમદાવાદ વાલાએ કાંઇ તકરાર લીધી નથી. જો નર્મદાશંકરને એ રીતે લેવાનો અધિકાર છે તો મહીપતરામને લેવાનો અધિકાર શા વાસ્તે નથી ?

મહાપાતકના મુકાબલામાં ઇગ્લાંડ જવાનો દોષ છેક હલકો છે એટલુંજ નહિ પણ વિચાર કરી જોતાં સમુલગો દોષજ નથી. એવું છતાં મહાપાતકીને ન્યાતમાં લે તેને વાસ્તે અમદાવાદ આંખ આડા કાન કરે છે અને ઇગ્લાંડ જનારને ન્યાત બહાર મુકવા તૈયાર થાય એ કેવું મુર્ખપણું, નિર્દયપણું તથા ઘાતકીપણું છે?

મહા પાતકીને ન્યાતમાં લેવામાં અમદાવાદ એક અક્ષર પણ બોલ્યું નથી તેનો તાજો દાખલો છે કે નડિયાદના નાગર બ્રાહ્મણ ડાહ્યા ધનેશ્વર તથા મુલશંકર લાલશંકર ઉઘાડી રીતે બોલતા હતા કે અમે મદ્યપાન કરીયે છીયે એવું છતાં નડીઆદની ન્યાતે એ બન્ને મહા પુરૂષોને પ્રાયશ્ચિત કરાવી શુક્લ તીર્થમાં સ્નાન કરાવી અમદાવાદની ન્યાતનો અભિપ્રાય લીધા વિના ગયા ભાદ્રપદ માસમાં (વિક્રમાજીત સંવત ૧૯૨૫ના ભાદ્રપદ માસમાં ) નડીયાદમાં ન્યાતમાં લીધા અને

તેણે ન્યાત જમાડી ત્યાંહાં સર્વ જમવા ગયા. બહાર ગામમાં અમદાવાદ પોતાને શ્રેષ્ટ ગણી, પોતાના તાબાના ગામો ઉપર પોતાની સત્તા છે એમ માને છે એવું છતાં નડીઆદના નાગર બ્રાહ્મણોએ આ વખતે અમદાવાદનું અપમાન કર્યું છે તે ખમી રહી તે કામમાં કાંઇપણ વાંધો લીધો નહી.

વડનગરા નાગરોની પરંપરાની રૂઢી એવી છે કે જે ગામમાં બે પક્ષ થાય તે બન્નેને સમાન ગણીને બન્નેની સાથે ભોજન વ્યવહાર રાખવો. એક પક્ષ સાચો અને બીજા ખોટો એ નિર્ણય કરવાનું જોખમ પોતાને માથે ન રાખતા પારકા ગામનો ટટો પોતાના ગામમાં દાખલ ન થવાના હેતુથી બન્ને પક્ષ સમાન ગણવાનો ઉતમ ઠરાવ કર્યો છે, અને તે પ્રમાણે વહીવટ અદ્યાપિ સુધી ચલાવે છે. તેઓએ એમ પણ ધારેલું કે એકવાર કજીયો પેઠો તો તે નીસરવો ઘણો કઠીન પડે છે.

ખરે હવડાંનાં નાગરો કરતા પ્રાચીન કાળના નાગરો કેટલીક વાતે તો ઘણા દીર્ઘ વિચારના હતા. તેની સાથે હીમતગર તથા શુરવીર પણ હતા. દેશાટન કરવું એ તેઓનામાં સ્વાભાવિક ગુણ હતો. પોતાના સમુદાયમાં સલાહ સંપ રાખી સ્વતંત્રપણું સાચવી રાખવું એ વાત ઉપર તે ઘણા દ્રઢ હતા.

બન્ને પક્ષને સમાન ગણવાના દાખલા નીચે લખવામાં આવ્યા છે.

કાશીમાં બ્રહ્મહત્યા બાબત તડ પડેલાં તે બાબત ગુજરાત વાળાએ એક મહેજર સંવત ૧૮૬૯ની સાલમાં પ્રસિધ્ધ કરી છે તેની નકલોનાં ચોપાનીયાં પ્રગટ થએલાં છે. એ મહેજરમાં અમદાવાદ નાત તથા દેશાવરના ગૃહસ્થો તથા ભિક્ષુક બ્રાહ્મણોએ સહીઓ કરી છે.

તેમાં સ્પષ્ટ લખી આપ્યું છે કે એ તડ બાબત ગુજરાત બાર ગામમાં સોગડ પર્યંત બંધી નથી બન્ને સાથે ભોજન વ્યવહાર રાખીયે છીયે.

સુરતમાં દત્તક બાબત તડ સંવત.........ની સાલમાં પડેલાં તે સુમારે.........વર્ષ સુધી રહ્યાં.

સોરઠમાં દીવાનજીના તડ ખાણન સંવત........ની સાલમાં પડયાં તે........વર્ષ સુધી રહ્યાં.

અમદાવાદમાં રાધેખા હરીનાં તડ ખાણન ..... સંવત ની સાલમાં પડયાં હતાં.

આ સર્વ પ્રસંગે નાગરોએ પોતાની રૂઢીની મર્યાદા ઉલંઘન કરી નથી.

કૃપાશંકર નડીઆદી નાગર બ્રાહ્મણ ઘણા વર્ષથી જનો રહેલો તે બાબત નડીઆદના બ્રાહ્મણોને પેટલાદ તથા વડોદરા વાળાએ દુષિત ઠરાવ્યા. લોકો કહે છે કે કોઇ ભાઇની નાતનો માણસ કૃપાશંકરનું ખોટું નામ ધારણ કરીને ન્યાતમાં પેઠો હતો તે વાત બહાર પડવાથી નડીઆદ ન્યાત બહાર રહેલાં અમદાવાદે નડીઆદનો પક્ષ કરવાથી અમદાવાદના બ્રાહ્મણો સાથે પણ પેટલાદ વડોદરા કન્યાલી તથા સીનોરના બ્રાહ્મણોએ ભોજન વ્યવહાર બંધ કરેલો પણ તે સમયે ગૃહસ્થોએ પોતાની સભ્યતા તથા સત્યતાને સંભાળી પોતાની માંહ માંહ કજીઓ દાખલ કીધો નોતો. અમદાવાદ તથા વડોદરા તથા પેટલાદના ગૃહસ્થોને પરસ્પર વ્યવહાર જારી હતો.

અમદાવાદના ગૃહસ્થો રાજકોટમાં નોકર હતા. તેમની સાથે સોરઠના નાગરોએ ભોજન વ્યવહાર બંધ કર્યો નોતો. જુઓ તે વખતના ગૃહસ્થ નાગરોની કેવી સમજ તથા નાદાઇ હતી.

છેલ્લો ટંટો વડોદરામા સંવત ૧૯૨૧ની સાલમાં ગૃહસ્થ તથા ભિક્ષુક બ્રાહ્મણોને થયો તે શુમારે એક વર્ષ સધી ગૃહસ્થ તથા ભિક્ષુક બ્રાહ્મણોને થયો તે શુમારે એક વર્ષ સુધી ગૃહસ્થ તથા ભિક્ષુક જુદા પડયા તોપણ અમદાવાદે પ્રાચીન રૂઢી સંભાળી પોતાનામાં ટંટો ધાર્યો નોતો તેમ સોરઠે પણ હવડાંની પેઠે કોઇ વેળાએ કોઇ પક્ષનો આગ્રહ પકડયો નથી.

મથુરાનો નાગર કૃપાશંકર જયપુરમાં માજી માહજના બાગનો થાણદાર હતો તેના ઉપર મદ્ય તથા માંસ ભક્ષણનો તથા સેવની નામની માલણ સાથે વ્યભિચાર કીધાનો આરોપ સાબીત થઇ એ રાજ્યના સિરસ્તા પ્રમાણે તા. ૧૨ મી ફેબ્રુઆરી સને ૧૮૬૨ના

દીવસે જયપુરની અદાલતમાં ફેંસલો થયો કે કૃપાશંકર ન્યાતમાં સામીલ થવાને લાયક નથી એ ફેંસલો ઉરદુ ભાષામાં છે. ને નીચે દાખલ કર્યો છે.[1]

એ ફેંસલો થયા પછે મથુરામાં કૃપાશંકરનો કેટલાક લોકોએ સ્વીકાર કીધો તેથી ત્યાંહાં બે પક્ષ થયા. કૃપાશંકર ઉપર એ ફેસલામાં લખેલો દોષ મુકી તે તડ સાથે ભોજન વ્યવહાર રાખતા નથી તેથી સાત વર્ષથી ત્યાંહા તડ છે. મથુરાના બ્રાહ્મણ પંડયા મંગલશંકર ગૌરિશંકર અમદાવાદમાં રહે છે. તથા મથુરામાં તેમના ભાઇઓ રહે છે તેથી અમદાવાદ વાલાને તેનું અજાણ પણું હોય એ સંભવતું નથી. મથુરાના બન્ને તડને ગુજરાત બાર ગામ પ્રાચીન રૂઢી પ્રમાણે સમાન ગણી કોઇ સાથે ભોજન વ્યવહાર રાખવામાં બાધ ગણતા નથી. તેમજ સોરઠે પણ તેજ રૂઢી સંભાલી રાખીને તે પ્રમાણે વર્તણુક કરેલી છે. જુનાગઢના નામાંકિત ગૃહસ્થ રાજશ્રી અનંતજી અમરચંદ કાશી યાત્રા કરવા ગએલા તે મથુરા આવ્યા ત્યારે ત્યાંહાં કૃપાશંકરના તડમાં ઉતરીને સાથે ભોજન વ્યવહાર કીધેલો તેમજ રાજશ્રી દુર્લભજી બુચ યાત્રાર્થે તે તરફ ગએલા તે પણ એજ રીતે વર્તેલા છે. અનંતજી ભાઇએ કૃપાશંકરના તડ સાથે ભોજન વ્યવહાર રાખ્યો તે સમયે ઉપર કહેલા પંડયાજી મંગલશંકર એ તડમાં અનંતજી ભાઇ ભેગા જમવામાં હતા.

લશ્કર (ગ્વાલીયર)માં અનંતજી ભાઇ અમદાવાદના મોટા પ્રતિષ્ઠિત ગૃહસ્થ મુનસીજી બળવંતરાયને ઘેર જયાફત જમ્યા હતા. એ મુનશીજીનું ઘર કૃપાશંકરના તડમાં છે. એમ તેમના કુટુંબના માણસોના કહેવાથી તથા લખવાથી જણાય છે. યાત્રાથી પાછા વળતાં અનંતજી ભાઇ અમદાવાદમાં સન ૧૯૨૩ના ફાગણમાં આવ્યા. ત્યારે રાજશ્રી બાપુભાઇ દયાશંકરને ઘેર ઉતર્યા હતા અને અનંતજી ભાઇએ અમદાવાદના ગૃહસ્થ તથા ત્રિપુરાની ન્યાત જમાડી હતી તે મહાપ્રસાદ લેવા ગૃહસ્થો તથા ભિક્ષુકો ગયા હતા.

અનંતજી ભાઇ ઘણા વિચીક્ષણ હતા. તેઓને પોતાના દેશની રૂઢી બન્ને પક્ષ સમાન ગણવાની માલુમ હતી. તેથી અનાચાર કે

[1] આ ફેંસલાની નકલ જડી નથી તેથી નથી મુકયો. ન.

મમતથી અથવા કોઇપણ કારણથી ગામમાં તડ પડેલાં હોય તો તેના ધર્માધર્મનો તપાસ ન કરતાં વૃદ્ધ પરંપરાથી ચાલતા આવેલા સંપ્રદાયને માન આપ્યું તેમજ તે પ્રસંગે અમદાવાદના ગૃહસ્થોએ પણ પોતાનું ડહાપણ સંભાળી રાખ્યું હતું.

ઉપર લખેલી હકીકતથી સાફ જણાય છે કે અમદાવાદે તેમજ ભાવનગરે પોતાની પ્રાચીન રૂઢી તથા વૃધ્ધોના નામ ઉપર પગ મુકી જાણી જોઇને પોતાના ગામમાં દીવાસળનો પાયો નાખ્યો છે.

એ પ્રકરણમાં જુનાગઢે કેટલાક દીવસ સુધી પોતાની જુની રીત તથા સ્વતંત્રતા સાચવી રાખી પણ પાછળથી ભાવનગરના દાબમાં દબાઇ ગયા અને આ પ્રસંગે તો તેમણે પોતે મેળવેલી કીર્તિને કલંક લગાડયો છે. તોપણ જુનાગઢ શુરભુમી છે. કેટલાક સુજ્ઞ પુરૂષોના વિચાર ઉદય થયા છે તેથી જુનાગઢ પાછુ પોતાની પુર્વ સ્થિતિમાં આવે એવાં શુભ ચિન્હોના ઝળકાટ દેખાવા લાગ્યો છે.

ભાવનગરી કેવલ સ્વાર્થી નીકળ્યા. સ્વાર્થ સાધનાં સુધી સુરત સાથે સામીલ રહ્યા. અને ગરજ સરી એટલે વાંકુ બોલી વેશ બદલી નાખ્યો. આ બનાવ પણ અમદાવાદના ગૃહસ્થોની ઉશ્કેરણીથી બન્યો એમ માનવાને ઘણાં પ્રમાણો છે.

ખરે અપયશનો પુંજ તો અમદાવાદના ગ્રહસ્થોજ માથે લઇ પોતાની અપકીર્તિ જગતમાં પ્રસિદ્ધ કરે છે. અફસોસ અફસોસ, અફસોસ ? ? ?

કોઇ એમ કહેશે કે કેટલાંક તડ એવી જાતનાં હોય છે કે તેમાં પરગામના લોકો હાથ ન ઘાલતાં બન્નેને સમાન ગણે એજ ઘટારથ છે. જેમકે મથુરાંમાં કૃપાશંકર બાબત તડ છે ત્યાંહાં હાથ ઘાલવો ન ન જોઇયે. કેમકે કૃપાશંકર પોતે મદ્ય માંસ ભક્ષણ કીધાનું કબુલ કરતો નથી અને તેના પક્ષના લોકો કહે છે કે એ વાત ખોટી છે. વળી જયપુરના દરબારની ફોજદારી અદાલતે કોણ જાણે શી ખટપટથી હુકમ નામું કર્યું હશે માટે હવા તડવાળાનું ખરૂં માનવું એ નકિ થઇ શકે નહિ તેથી ઉભય પક્ષને સમાન ગણવા એજ યોગ્ય છે. પણ મહિપતરામે તો પોતાની મુસાફરી નાકબુલ કરી નથી તેથી એમનાં નિમિ-

ત્યાંથી થએલાં સુરતનાં તડનો નિકાલ હરકોઇ ગામવાળા કરી શકે, એવી તકરાર ઉઠાવનારને એટલુંજ પુછવાનું કે શું આજ સુધી તમે એ પ્રમાણે ચાલ્યા છો ? શું જે ગામમાં કોઇના ઉપર દોષ મુકો હોય તે માણસ તે વાત કબુલ કર્યાં છતાં તેને વાસ્તે તડ પડયાં હોય તેમાં તમે હાથ ઘાલ્યા છે ? ના. એવા પ્રસંગમાં પણ બીજા ગામ વાળાએ કદી હાથ ઘાલ્યો નથી. કચ્છમાં એક ગ્રહસ્થે ભાવનગરમાં એક ગ્રહસ્થે અભક્ષ્ય (મદ્ય માંસ) ભક્ષણ કરવાનું કબુલ કર્યું હતું અને નડીઆદ વાળાયે તો જાહેર કર્યું કે અમે શક્તિપંથમાં વામ[12] માર્ગના ઉપાસક છીએ તેથી અમને મદ્ય માંસ ભક્ષણનો દોષ નથી. એ બન્નેને નડીઆદ વાળાએ બીજા કોઇ ગામને ન પુછતાં રૂ. ૧૫૦) પ્રાયશ્ચિત્ત નિમિત્ત દંડ કરી ન્યાતમાં દાખલ કર્યા. ભાવનગરીએ પણ કોઇને પુછયા વિના પોતાના ગામનાને ન્યાતમાં લીધો કચ્છીએએ પણ તેમજ કર્યું ત્યારે સુરત વાળાને તેમ કરવાને શા સારૂ અધિકાર નહિ

બીજું સુરતમાં જેઓ એમ કહે છે કે અમને નડીઆદી, ભાવનગરી અને કચ્છીના જેટલોજ અધિકાર ને હક છે તેઓનો દાવો ખોટો છે એમ કહેવાને કીયાં કારણો છે. એક પણ નથી. જો હોયતો પ્રતિપક્ષીઓયે તે બતાવવાં જોઇએ.

હવડાંના નવરા પડેલા નાંગરો પોતે પગ બાંધીને બેસી લોકોની નીંદા કરે છે તેવા પુર્વે નોતા, પાદશાહી રાજ્ય હતું તેથી નાગરોએ

૧૨ વામ માર્ગ ઘણો ધિક્કારવા લાયક છે, બ્રાહ્મણોને વાસ્તે એ માર્ગજ નથી એજ માર્ગમાં બ્રાહ્મણોએ મદ્ય માંસનું ભક્ષણ કરવું નહિ એમ લખ્યું છે. એ છતાં ખુશાલ કુંગા નામ ધારક સન્યાસી તથા મૈત્ર શાસ્ત્રી મહારાજે પોતાના દુરાચરણને પુષ્ટી મળવા બીચારા અણસમજુ લોકોને સારી નોકરી તથા પૈસાની લાલચ બતાવી મંત્રોપદેશ બતાવી ઠગી લે છે. ધર્મ શાસ્ત્રોમાં મદ્યનો સ્પષ્ટ નિષેધ કર્યો છે. અને એ મહાપાતક જો જાણીને કરે તો તે ખરેખરો પતીત થાય છે, અને તેનું પ્રાયશ્ચિત્ત મરણુંજ આરે કરવું પડે છે.

ફારસી ઇલમનો અભ્યાસ કરી લોકોમાં કાબેલીયત કીર્તી મેળવેલ છે. માત્ર કાબેલ હતા એટલુંજ નહિ પણ નાગરોએ નવાં પુસ્તકો ફારસીમાં કરેલાં છે એ નાગરો ઘણા દુર દેશાવરમાં જતા હતા. સંવત ૧૨૩૪ [13] ની સાલમાં યવન લોકનું લશ્કર આવ્યું પેરા નથી. તે સમયે વડનગરમાં નાગરો એકઠા મળી ક્ષાત્ર ધર્મ ગ્રહણ કરી યવનો સાથે લડવાનો નિશ્ચય કર્યો હતો, એ કીર્તી આજસુધી અમર રહી છે. એ શુરવીર નાગરોએ પાદશાહી પાય તખ્તની જગાએ જઇ પોતાના પરાક્રમથી પ્રતિષ્ઠા મેળવેલી છે, તેઓ હવડાંના જેવાજ નાના તથા આપણા નોતા. એ નાગરો કેવા હીમતદાર હતા. તે સમયે આજના જેવો સુગમ માર્ગ નહી છતાં જ્યાં રાજ્યધાની હોય ત્યાં જઇ પોતાની કાબેલીયત બતાવવી એ મોટું અગત્યનું કામ છે એમ સમજતા હતા અને તેજ કારણથી નાગરો સીરૂથી રાજ્ય કારભારમા દાખલ થવા, જો આજના જેવા ઢીલકાશ અને બે કીમત હોત તો આટલી ઉંચી સ્થિતિ ઉપર કદી આવત નહી.

માટે હે પ્યારા નાગરો તમે તમારા પૂર્વજોના જેવી હીમત પકડો. તમારામાં જે રાજ્ય કાર્યભાર ઉપર છે તેઓએ તો અમુક વધારે વિચાર કરવો ઘટે છે. તેઓએ તો જે સમયમાં જ્યાં રાજ પીઠિકા હોય ત્યાં જઇ ત્યાની રીત ભાતથી માહીતી મેળવવી તથા ત્યના લોકોથી ઓળખીતા થવુ જોઇયે. આ રહી પ્રજાને ભિક્ષુકનો ધંધે કરાવવાનો હોય ત્યારે તો એ લાંબો વિચાર મુકી દેવો પણ આપણે તેમ કરવુ કેમ પરવડશે, શું આપણા લોક, ચાર ગામમાં બીખ માગવા જશે. ના, ના. આપણી સંતતિ સારો વિદ્યાભ્યાસ કરી દેશાટન કરશે તોજ સુખી થશે. આ સમયમાં મુસાફરી કરવાને આગબોટ તથા રેલવે ઘણાં સુખકારક સાધનો છતાં અંગ્રેજી રાજ્યનું પાય તખ્ત જયાંહાં આપણી મહારાણી રાજ્યાસન ઉપર બેસી રાજ્ય સત્તા ચલાવે છે, જ્યાંહાં મોટી કળા કૌશલ્યનાં સુંદર જોવાનાં તથા શીખવા જેવાં સ્થાનકો છે ત્યાંહાં જવાનો પ્રતિબંધ કરવાનો ખોટો દુરાગ્રહ કહાડી નાખવો જોઇયે.

---

[13] વસન ભટ્ટ શિર વિવાદના ગરગામઃ નગરનો ઉત્પત્તીની વાત લખી છે તેમાં સંવત ૧૨૧૪મા નાગરોમાં ગદરશ તથા અભ્યાસ નો ભેદ થયો એમ લખ્યું છે.

કાન્તિલાલ મુગટરામ ધોળકીઆ.

# શક્રોદયનું મહાત્મ્ય.

મહાત્મ્ય શબ્દનો અર્થ મહત્તા, મોટાઈ થાય છે અને જ્યારે એ સ્તોત્રને માટે વાપરવામાં આવે ત્યારે એનો અર્થ એ સ્તોત્રની મહત્તા શી છે એ દર્શાવનારો થાય છે કેવી રીતે એ સ્તોત્રના પઠનથી અનેક જાતના લાભ થાય છે. અને બીજાંયે કેટકેટલાં ફળ એના વાંચનાર કે બોલનારને કે સાંભળનારને મળે છે તેનું કથન એ મહાત્મ્ય એમ આપણે સાધારણ રીતે જાણીએ છીએ. સ્તોત્ર વાંચ્યા કે સાંભળ્યા પહેલાં એની મહત્તા એનાં ફળ જાણવામાં કશુંયે ખોટું નથી બલ્કે કેટલેક અંશે આવશ્યક છે. પરંતુ આજકાલ આપણે મહાત્મ્યનેજ સમજ્યા વગર એને વધારે પડતું મહાત્મ્ય આપીએ છીએ. ગીતાજીનો પાઠ કરવો એ ઉત્તમ છે, એનાં ફળ તો સ્વયંસિધ્ધ છે પણ એનાં પઠનનાં મહાત્મ્યનુંજ માત્ર પઠન કરવું એ તો કોઈ રીતે ઈષ્ટ ન ગણી શકાય. તે ઉપરાંત ફળોના ભોક્તા તરીકે આપણે તેને ગ્રહણ કરવાનો અને તેને યોગ્ય થવાનો પ્રયત્ન તો કરતાજ નથી. પરંતુ એ કંઈક અનધિકારે ચર્ચા થઈ કારણ કે આપણો અધિકાર માત્ર કર્મનો છે.

વારુ, ત્યારે કર્મ કર્યા પહેલાં એનો સંપુર્ણપણે વિચાર કરવો જોઈએ એ તો નક્કી. એટલું નહિં પણ એ કર્મની પછી-ભલે એ દેવ પ્રાર્થના હોય કે દેવનિર્મિત સાંસારિક કર્તવ્ય હોય-મહત્તા જાણી લેવીજ જોઈએ એ પણ સિધ્ધ થાય છે અને એનું નામજ મહાત્મ્ય.

ત્યારે સ્તોત્રનું મહાત્મ્ય શું ? વગર સમજ્યે પણ શ્રધ્ધા પુર્વક વાંચવાથી, પવિત્ર શાંતિનો અનુભવ, કંઈ ઉચ્ચ કર્મ કર્યાનો આત્મ-

સંતોષ, દિવ્યતાના સંચારનો પણ અનુભવ આ બધું અને વિશેષ, એ સ્તોત્રોનાં ખરાં મહાત્મ્ય કહીજ શકાય. વૈકુંઠલોકમાં વાસ વિગેરે જન્માંતરના લોભોની તો વાતજ શી, પરંતુ આ જ્ઞાનપ્રધાન બલકે શંકાપ્રધાન સમયમાં એથીયે વિશેષ કંઇ મહત્તા જાણવાની અને પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. માત્ર કંઇક ઉચ્ચ દિવ્ય, પવિત્ર કાર્ય કરવાનો સંતોષ પુરતો થતો નથી. એ ઉચ્ચતા શી, દિવ્યતા કયાં પવિત્રતા કેમ એ પણ જાણવાની અભિલાષા પ્રકટે છે અને એ શુભ ચિન્હજ ગણી શકાય; કારણ કે એથી શ્રદ્ધાને જ્ઞાનના આધારનું બળ મળે છે અને પરિણામે એ જ્ઞાનજનિત શ્રદ્ધાનાં અદ્ભુત બળવાળા સ્ત્રી પુરૂષો કોઇપણ શંકા કે દોષનિદર્શનનો સ્પષ્ટ પ્રત્યુત્તર આપી શકે છે એટલુંજ નહિં પણ યથાર્થ માર્ગ બતાવી શકે છે. આપણા સનાતન ધર્મનાં વર્તમાન સ્વરૂપને આ બાબત ખાસ કરીને લાગુ પડે છે. અને જો આપણી અખંડ અનંત શ્રદ્ધા પાછળ બેસી ગયેલા પાયાને ફરી ઉભા કરવામાં આવે તો એ જગતના સર્વ ધર્મોને પોતામાં સમાવી દેતો મહાન ધર્મ ફરી પોતાનાં વિરાટ સ્વરૂપે જગતમાં શ્રેષ્ઠ સ્થાન અધિકાર કરે એમ મારી નમ્ર માન્યતા છે. એટલુંજ નહિં પણ એ પાયાનાં બળ વગર એ અડગ શ્રદ્ધા પણ બેસી જવાનો અને તેમ થતાં ધર્મ રસાતળ જવાનો ભય પણ સાથેજ છે અને આજથી આઠેક વર્ષ પહેલાં નાગરોની એક સભામાં મેં કરેલી વિનંતિ નાગરિક દ્વારા પુનઃ કરૂં છું કે કૃપા કરી આપણા રિવાજો આપણી ક્રિયાઓ, આપણાં સ્તોત્રોનું સર્વનું સાચું જ્ઞાન આપણાં બાળકોને પહેલાં અપાવાનો પ્રબંધ થવો જોઇએ.

ઉપલી અભિલાષા અનુસાર આજે હું "નાગરિક"માં એક સુપરિચિત, નાગર બાળકોના કંઠમાં ગંગાપ્રવાહસમ કલ્લોલિત, દિવ્ય યથાર્થ રીતે મહાન સ્તોત્રનું મહાત્મ્ય દર્શાવવા પ્રયત્ન કરૂં છું "નાગરિક" એ દિશામાં "રૂદ્રાભિષેક" નો અનુવાદ છાપી પ્રથમ પગલું ભર્યું છે અને આવાં બીજાં વિવેચનાત્મક ભાષાંતરો માત્ર એક દીક્ષાયંત્ર દર્શિત દિશામાં પ્રગતિ સ્વરૂપે છે. સપ્તશ્રી વિગેરેનાં ભાષાંતરો તો હવે સુપ્રસિદ્ધ થઇ ગયાં છે, અને એ બધું જોતાં મ્હારી મતિ

અનુસારનું આ મહાત્મ્ય દર્શન માત્ર સત્યનાં જ્ઞાનની આકાંક્ષાને તીવ્રતર બનાવશે એમ આશા રાખું છું. એનાં સ્ખલનોનું નિદર્શન હું હર્ષપુર્વક વધાવી લઇશ.

મ્હારા નમ્ર મત પ્રમાણે આ શકાદયે, શક (ઇંદ્ર) આદિ (વિગેરે) એ કરેલી દેવીની સ્તુતિ આપણા વેદની શત્રુઓને હણવાની અને બુદ્ધિનો ઉદય કરનાર પવિત્ર તેજમાં ધ્યાનની, ઉપનિષદોની અસત્યમાંથી સત્યમાં મૃત્યુમાંથી અમૃતમાં અંધકારમાંથી જ્યોતિમાં લઇજવાની અને પુરાણોની પુષ્પદંતાદિની ઇશ્વરના મહિમાની અને બીજી કોઇપણ ઉત્તમોત્તમ સ્તુતિયોમાં પ્રથમ પંક્તિયે બિરાજે એટલી મહત્ત છે. એ સ્તોત્ર માટે આપણે આપણને ધન્ય ગણી શકીએ છીએ અને જે ધર્મમાં આવાં સુંદર ઉચ્ચ સ્તોત્રો છે તે માટે યથાર્થ ગર્વ લઇ શકીએ છીએ. શ્રુતિપરંપરાથી આવાં અમુલ્ય આધ્યાત્મિક રત્નો પ્રાપ્ત કરવા માટે આપણે આપણને ભાગ્યશાળી પણ ગણી શકીએ. અને જે સંસ્કૃતિયે આપણને આ બધું આપ્યું છે. તેને સગર્વ આપણા આત્માના અભિવંદન હોય.

આ સ્તોત્રની પ્રથમ મહત્તા અહિંજ છે કે એ સ્તુતિપ્રશંસા ((Praise) છે, પ્રાર્થના યાચના નથી. યાચના કરવી તેના કરતાં, આપણને એ મળેલું છે કે નહિં તેનું આંતર્પ્રદેશમાં સંશોધન કરવું અને તે મળેલું છે એમ જાણી આનંદિત થઇ તે માટે દેવ કે દેવીની સ્તુતિ કરવી એ કયાંયે ઉંચું છે એ સહજ સમજી શકાય છે. આપણું આ સ્તોત્ર પાપોની માફી માટે કાકલુદી મદદ માટે અરજી કે કાંઇ ચીજ મેળવવા માટે રોદણાં નથી. એ તો વિજય પછીનું ઉપકાર સ્મરણ છે. વિજય કર્યાને લીધે સબળ થએલી આત્મશ્રધ્ધાનું, તેનાં મુળ સ્વરૂપ પરમાત્મશક્તિ અભિમુખ, વલણ છે. કયાં એ યાચનાની નગણ્ય અકિંચન, નીચી પરિસ્થિતિ અને કયાં એ વિજયી, બલિષ્ઠ આત્માનાં પરમાત્મ શક્તિનાં યશોગાનનું ઉચ્ચ સ્થાન ! સ્તોત્ર ગાતી વેળાએજ ગાનારનો કંઠ સકારણ શ્રધ્ધાથી ગુંજી ઉઠે છે, છાતી ગર્વથી ફુલે છે, આંખો વિજયથી ચમકે છે અને શિર નમ્રતાથી નીચું વળે છે. એનો

અવાજ ગળગળો નથી, શુધ્ધ સ્પષ્ટ, સબળ છે એની આંખોમાં આર્જવના નથી. તેજ છે. એનાં શરીરપર ભયનાં ચીતાંગ નથી કેવળ હર્ષનાં રોમાંચ છે (પ્રહર્ષપુલકોદ્દ્ગમચારુદેહાઃ) અને એથી દેવ વિશેષ સુંદર બને છે. આપણેજ આપણા જીવનમાં થાયતા અ રોદણાં વધારે ધ્રુસ્કીશું કે આવાં વિજયગાને? અને આ પ્રશ્નના ઉત્તરમાંજ આ ઉત્કૃષ્ટ સ્તોત્રનું આપણા જીવનમાં સ્થાન સુનિશ્ચિત થાય છે. આ સ્તોત્ર ગાતી વેળાયે પ્રત્યેક સમયે એની આ મહત્તાનું, એનાં આ મહાત્મ્યનું આપણને ભાન થતું હોય તો?

વિજયના ગર્વની સાથે નમ્રતાનું સુંદર મિશ્રણ એ આ સ્તોત્રની બીજી ખુબી છે. માણસની નમ્રતાગ્ર ગર્વથી છકી જવું એ તેનો સચોટ જવાબ છે. " મેં કર્યું " એ ભાવના એ ગર્વના મુળમાં રહેલી છે, એ અહંકારનું યોગ્ય મર્દન અને અને એનું યથાસ્થાન स ની સાથે નિવેશન એ બોધ પણ અતિશય મહત્વનો ગણી શકાય. જીવનમાં અનેક સમયે જ્યારે મનુષ્ય સમતોલપણું ગુમાવી બેસે અને કર્યું કારવ્યું ધુળ મેળવી જગતને અને પોતાને જ્યાંના ત્યાં મૂકી દે ત્યારે સંસ્કૃતિના રૂધિર સાથે મળેલા આવા બોધો તેને કેવા અમુલ્ય થઇ પડે એ સમજી શકાય તેવું છે. અહંકારથી ઉંચું થયેલું માથું स रे सा ની પાસે પ્રણતિનમ્ર બને છે ત્યારે એ માથાવાળો માનવી મહાત્મા ગણાય છે, દેવ બની રહે છે પ્રથમજ લોકમાં એ પ્રણતિનમ્રતાનો નિર્દેશ કરનાર અને શબ્દ માત્રથી માનવ જીવનની પતન અને અભ્યુદયની વચ્ચેની ઝીણી, બહુ ઝીણી રેખાઓને સ્પષ્ટ કરી તેના ઉલ્લંઘનની સરળ, સુંદર યુક્તિ દેખાડનાર, મનુષ્યને મહાત્મા બનાવનાર સ્તોત્રનું મહાત્મ્ય મહાત્મજ છે. અને એવાં મહાત્મ મહાત્મ્યને સર્વદા આંતર્ અને બાહ્ય ચક્ષુ સમીપ રાખવું અનિવાર્ય છે.

સ્તોત્રની ત્રીજી અને ખરેખરી મહત્તા જે હોઇને સ્તવવામાં આવ્યાં છતે દેવીનાં યથાર્થ સ્વરૂપ અને શક્તિના અદ્ભુત નિર્દેશમ છે. માનવ જીવનમાં રહેલી દિવ્યતાના સાર સ્વરૂપે ગણો. માનવ જીવનના વિગ્રહોમાં આવશ્યક શક્તિ સ્વરૂપે ગણો, માનવ જીવનની અંતિમ પરિસ્થિતિના આદર્શ સ્વરૂપે ગણો,—જે રૂપે ગણો આપણા રૂઢ કે સ્થિર

મહાદેવ, પ્રજાપતિ, બ્રહ્મા, સર્વવ્યાપી વિષ્ણુ, યમ, અગ્નિ, મરૂત, ઇંદ્ર—સર્વ દેવ દેવીઓમાં એનું સ્થાન નિગળું તરી રહે છે. એના સ્વરૂપની કલ્પના સુંદર, અદ્ભુત, અપુર્વ છે. આખા જગતમાં એ વ્યાપી રહેલાં છે. એકે એક દેવના સમુદ્ધ શકિતની એ મુર્તિ છે, એ માતાને અખિલ દેવ અને મહર્ષિયો પુજે છે, એના ઉગ્ર અને સૌમ્ય અનેક સ્વરૂપો છે, અને એના પ્રભાવને બ્રહ્મા હર કે ભગવાન અનંત કહી શકતા નથી, એકેક શ્લોકમાં વર્ણવાયેલાં એનાં જુદાં જુદાં સ્વરૂપોનાં તેજ અને છાયા આપણાં હૃદયમાં અને બ્રહ્માંડમાં એ દેવીનું સિંહાસન અચળ-સ્થાપે છે. એટલુંજ નહિં પણ એ સિંહાસનની કક્ષાની ઉચ્ચતા અને અને વ્યાપકતાનું આપણને ભાન કરાવે છે. જે દેવિને આપણે અષ્ટભુજ, વાધેશ્વરી, કાલી, ચંડિકા, ગૌરી વિગેરે રૂપે પુજીયે છીએ એજ દેવી આત્મશકિત સ્વરૂપે આપણાં આંતર્મંદિરમાં પ્રતિષ્ઠત છે એ કલ્પના માત્રથી આપણને આપણા આ માનવ અવતારની હિંદુ દેહની, બ્રાહ્મણ સંસ્કૃતિની ઉચ્ચતાનો સંપુર્ણ સાક્ષાત્કાર થાય છે અને બાહ્ય બ્રહ્માંડમાં પણ એજ પ્રમાણે રહેલી દેવીને સર્વતો અભિવંદન કરતો આત્મા ઢળી પડે છે. નાગર તરીકે આપણી આ વાસ્તવિક ઉચ્ચતાનો અનુભવ કરવો એ આપણો ધર્મ છે અને આટલી સુલભતાથી એ અનુભવ કરાવનાર સ્તોત્રનું મહાત્મ્ય તો એ દેવી જેટલુંજ વંદનીય છે.

સ્તોત્રના ભાવોની ઉચ્ચતા એ સ્તોત્રનું પોતાનુંજ ખરેખરૂં મહત્વ છે. શ્લોકે શ્લોકે જ્યારે એ મહત્વ વિસ્તરતું જાય ત્યારે એ મહત્વનો વિસ્તાર પોતેજ એનું એક મહાત્મ્યં બની રહે છે આપણે કેટલાયેક શ્લોકના ભાવાનુવાદે અવલંબીને એ મહત્ત્વનું નિરીક્ષણ કરીએ.

એ એક રમણીય કલ્પના છે કે એ **આત્મશકિતજ** એનો સદુપયોગ કરનારને ત્યાં સાક્ષાત લક્ષ્મી છે અને એનો દુરૂપયોગ કરનારા પાપાત્માને ત્યાં અલક્ષ્મી છે. કૈઝરને કે રાવણને કદાચ આનાં ઉદાહરણ રૂપે મુકી શકાય, સારૂં કામ કરવા ચાહનારના હૃદયમાં એ બુદ્ધિ રૂપેછે, સાચ્ચાં માણસોની એ શ્રદ્ધા છે, કુલીનની એ લજ્જા છે. ધણા કુલીન

માણસો માત્ર લજ્જાને લીધેજ આત્મશક્તિ વગરના થતા અટકે છે. એનું રૂપ અચિંત્ય, અકલ્પ્ય છે, એનું પ્રગાઢ બળ અસુરનો ક્ષય કરવાને પુરતું છે, આખાયે જગતનું મુળ કારણ એ આત્મશક્તિ છે, અને અનંત એ ત્રિગુણના દોષોને લીધે હરિ અને હરને પણ જણાયા નથી. આખા જગતને આશ્રયીને રહેલ આદ્યા, પરમ, પ્રકૃતિ- પણ એજ છે. ઈંદ્રિયને નિયમમાં રાખીને મોક્ષાર્થિઓ, મુનિગો અને વિદ્યાર્થીયો જેનો અભ્યાસ કરે છે. એવી પરમવિદ્યા પણ એજ આત્મશક્તિ છે. ઋગ્વેદાદિને સુંદર સગેદ સામ ઋચાઓનો (અને શક્રાદયનો પણ) પાઠ કરનારાઓનું નિધાન શબ્દનો આત્મસ્વરૂપિણી એ આત્મશક્તિજ છે. સમસ્ત શાસ્ત્રને જાણનારી મેધા પણ એજ છે. અને મુશ્કેલીયોમાંથી પાર કરનારી દુર્ગા પણ એ આત્મમશક્તિજ છે. આત્મશક્તિનું વદન સ્હેજ સ્મિતવાળું (મહાત્મા ગાંધીનાં વદન પરનું સ્મિત સરખાવો) અને નિર્મળ છે. પણ એજ જ્યારે ઊગ્રરૂપ ધારણ કરે અને ભ્રકુટી તાણે કે તરતજ શત્રુનો નાશ. જેના પર એ આત્મશક્તિ પ્રસન્ન થઇ તેનાં સન્માનમાં, ધનમાં, કીર્તિમાં કે બંધુવર્ગની સહી સલામતીમાં શી ખામી રહે? એને સેવનારો તો ત્રણે લોકમાં આનંદ કરે છે, મુશ્કેલીને વખતે એ આત્મશક્તિનું અવલંબન ભયને ટાળે છે. અને સ્વસ્થતાના વખતમાં તો અત્યંત શુભને આપેજ છે. બધાના ઉપકાર કરવાને માટે કોમળ ચિત્તવાળી એ દેવી આત્મશક્તિ સિવાય દારિદ્રયનાં દુ:ખને હરણ કરનાર કોણ છે? દુર્વૃત્તો-દુષ્ટ જનોની દુષ્ટ વૃત્તિયોને દાબી દેનારૂં તો એનું શીલ અને એનું રૂપ છે. એ જગદ્ધાત્રી દેવી પ્રસન્ન થાય ત્યારે આપત્તિઓને ટાળવા એના સંસ્મરણો સિવાય માગવાનું શું રહે ! કેટલું ઉચ્ચ! કેટલું ભવ્ય! કેટલું દિવ્ય !

જ્ઞાન પુર્વક કરાયેલાં આ સ્તોત્રનાં વાંચન, પઠન, મનન. કે શ્રવણથી અને જીવનમાં તેના સાક્ષાત્કારથી જીવન મંગળ, નિર્મળ, દિવ્ય બની રહેજ એ પણ આ સ્તોત્રનું મહાત્મ્ય.

કાન્તિલાલ મુગટરામ ઘોળકીઆ. ફાલ્ગુન
૧૯૮૩

અને આપણે સ્હેજ ઉંડો વિચાર કરીને જોઇએ તો આપણને જણાશે કે આપણાં આંતરિક જીવનમાં આપણે મહિષો શુંભો અને નિશુંભો સાથે લડવાનું રહે છે. સામાજીક રાજકીય, ધાર્મિક અને જીવનના અન્ય ક્ષેત્રોમાં પણ એવીજ લડાઇઓ ઉભી રહે છે, ક્ષાત્રિ જીવનની પણ કંઇ કંઇ લડાઇઓ હશે. દરિદ્રય, આલસ્ય, માનસિક. શારીરિક કે અધ્યાત્મિક નિર્બળતા, બધા અનિ વીર્ય, દુરાત્મા. આપણી દિવ્યતાના શત્રુઓને જીતવાના છે અને એ માટે એ દેવીનું અવલંબન લઇ આપણે વિજય કરી. ક્યારે, કહો ક્યારે, સાથે મળી, આપણી આત્મશકિતને આપણી નિશ્શેષનાગરગણ સમુહ શકિતની મુર્તિ આત્મશકિતને અભિનંદશું ?

प्रेमराय गौरिशंकर

# ૯ હમારાં બચ્ચાંઓની નજરે !

## दम्पत्योरिह लभ्यते सुकृततः संसारसारोऽर्भकः।

<u>એક અક્ષમ્ય ગુન્હો</u>

પ્રાચીન મત હિન્દુસમાજને શીખવે છે કે જન્મ પામનાર દરેક વ્યક્તિ પોતાનું ભાવિ અમુક અંશે સાથે લાવે છે, આજના ફિલસુફો આર્યમતનો અર્થ એમ કરી બેઠા છે કે પુરૂષાર્થને માનવ જીવનમાં અવકાશજ નથી. વિદ્વાનો કહે છે કે વાસના અને કામ સંસ્કાર રૂપે દરેક વ્યક્તિ પુનર્જીવનમાંથી લાવી તદનરૂપ દેહ પામે છે. આજનો વિજ્ઞાનવાદ આ વાત કબુલ રાખે છે. પણ એનું વિધાન બીજી રીતે કરે છે.

જેને સંસ્કારપ્રિય સાક્ષર 'સુપ્રજનનશાસ્ત્ર' કહે છે એ વિજ્ઞાન [Eugenics] આજે માનવતાનાં ગુઢ રહસ્ય ઉકેલવામાં સહુથી અગ્ર ગણ્ય છે. સંતતિને જન્મનાં ગર્ભાંશ માતાનાં અને પિતાનાં વાસનાં અને કામ વારસા રૂપે મળ્યાં હોય છે એટલુંજ નહિ પણ માતાના પુર્વજો અને પિતાના પુર્વજોની અનેક પેઢીઓનાં વાસના અને કામ સંતતિના શરીર અને મન ઉપર દ્રઢ સંસ્કાર રૂપે પ્રતિબિમ્બિત હોય છે એમ આ શાસ્ત્રનો મત છે. એકંદરે આર્યમત અને અર્વાચીનતમ મત એકજ વાત જુદે જુદે રૂપે સિધ્ધ કરે છે.

બાળકો મનુકુળનાં ભાવિભંડાર છે એટલુંજ નહિ પણ બાળકો તો દરેકે પુર્વજોનાં પુનપુર્ણ જીવનની નવી આવૃત્તિ છે. એના ભાવિ ઉત્કર્ષનાં મુળ ભુતકાળના ઉંડાણમાંથી રસપોષણ મેળવે છે. આ રસ હિતકારક હોય કે ઝેરી હોય એનો પુર્વજોના ઇતિહાસ ઉપર આધાર રાખે છે.

ભાવિ સમાજનો ઉત્કર્ષ સાધનારાઓએ આ હકીકત ઉપર અહોનિશ ધ્યાન આપવું ઘટે છે. ખાસ તો બચ્ચાંને હસ્તિમાં લાવવા માટે જુમો ઉઠાવનાર દરેક માબાપે આ હકીકત ઉપર વિચાર કરવો જોઇયે. નાલાયક રોગી વિકારી કે ક્ષુદ્ર વ્યક્તિ સાથે સંસાર માંડી ભાવિ સંતતિને વારસામાં નાલાયકી, રોગશીલતા, વિકારિતા કે ક્ષુદ્રતા અર્પનાર મા કે બાપ પોતાનાં બચ્ચાંના ભયંકર ગુન્હેગાર બને છે.

**નૈસર્ગિક હકક.**

દરેક બચ્ચાંને મજબુત દેહ, ઉદાર મન, વિવેકશીલ બુદ્ધિ અને સૌમ્ય ચારિત્ર મેળવવાનો સંપુર્ણ હકક છે. દરેક અણુજન્મ્યું બચ્ચું પોતા માટે, ઉત્તમમાં ઉત્તમ માતા પિતા, કુદરતી હકકની રૂએ માગે છે, અને સમાજ આ હકક દરેક બાલકને મળે એ જોવા ઇન્સાફની રૂએ બંધાએલ છે. બચ્ચાંઓને આ નૈસર્ગિક હકકને ડુબાડનાર સ્ત્રી પુરૂષો પાસેથી તેમ કરવાનાં સાધન અને સગવડ ખૂંચવી લેવામાંજ સમાજની સલામતી છે.

દરેક ભાવિ પિતાની પવિત્ર ફરજ છે કે પોતાની સંતતિની જનની બનનારની પસંદગી કરવા પ્હેલાં એના આ મૌલિક હકકનો પુરો ખ્યાલ રાખે; આવોજ ગંભીર વિચાર કરવાની દરેક ભાવિ માતાની પણ પવિત્ર ફરજ છે. સંસારનો સાથી પસંદ કરવામાં સંતતિની આખી ઓલાદ પસંદ કરવાની હોય છે. તેની તાસીર પસંદ કરવાની હોય છે, તેનું ભવિષ્ય ઘડનાર વિધાતા બની એની જન્મકુંડલિમાં કયા ઉચ્ચ નીચ ગ્રહોને સ્થાન આપવું એ દુર્ઘટ કાર્ય કરવાનું હોયછે.

**એક બીન જવાબદાર સંસ્થા.**

પણ આજે સર્વત્ર લગ્ન એ બિનજવાબદાર સંસ્થા થઇ પડેલ છે. રૂઢીની ગુલામી, સર્વવ્યાપી અજ્ઞાન, બાહ્યાડમ્બરનો મોહ, લે ભાગુઓનો દંભ અને ધર્મધ્વજીઓનાં પાખણ્ડ, આ સંસ્થાને સર્વથા હાનિ કરી રહ્યાં છે, અંધા પણ કુદરતી નિયમોથી સંતાનોત્પત્તિના કાર્યમાં પડતાં પશુઓ જેટલી પણ સફલતા કે સહેતુકતા આજનાં માનવલગ્નમાં નથી રહી. પરાણે પકાવેલાં ફલ જેવાં દંપતિઓ અકાલે

અસ્થાને કે અયોગ્ય દશામાં વિવશ બની સંસાર ચલાવવાનાં મહત્કાર્યને બાળખેલ બનાવી રહ્યાં છે. જ્યારે પશુ સૃષ્ટિમાં કે વાનસ્પત્ય જગતમાં યોગ્ય પકવતા પામીને નિયત રીતે નિયત સમયે ફલોત્પત્તિનાં બીજ શુદ્ધ અને ઉત્સુક ભુમિમાં રોપાય છે ત્યારે મનુકુલના બીજ તો વંટોળિયાથી અસ્તવ્યસ્ત ઉડેલી રજસ્ પેઠે શુધ્ધેશુદ્ધ ભુમિમાં વિના વ્યવસ્થાયે વેરાય છે. પરિણામે દિવસે દિવસે માનવતા ને પ્રાગતિક અધોગતિને પંથે જવા માંડી છે. એકવાર જે મહા પ્રજા દેવો પાસેથી સ્વર્ગ સુખ્યાં ઝુટવી લઇ ઇંદ્રને ફરી દયાદાનમાં આપવા જેટલી સમર્થ હતી તેના વંશજો ક્લિષ્ટ, મન્દ અને નિરસ પામરતામાં પોવાઇ ઠેર ઠેર રાંભુ મેળો જમાવી રહ્યાં છે. આ અવ્યવસ્થાને અટકાવવાની જવાબદારી આજના સમાજ રક્ષકોની છે. તેટલીજ વ્યકિતની પણ છે, પણ ખરી જવાબદારી તો સ્ત્રીજન ઉપર છે.

<u>માતાનું અનુપમ પિતૃપદ.</u>

સંતતિની પરમશકિત તો મા છે. પિતા તો માની અપેક્ષાએ અકસ્માત માત્ર છે. સો પિતા અને એક માતાના પરિમાણને તુલાદણ્ડે જોખનાર પ્રાચીન આર્યોએ માતાને ગુરૂતર ઠરાવી છે. માતાનું પિતૃપદ અનુપમ છે. વિશ્વની ૮૩લાખ ૯૯હજાર હસોહ્ હ યોનીમાં તો બચ્ચું માતા સિવાય અન્ય જનેતાને ઓળખતું પણ નથી. મનુષ્ય યોનિમાંજ પિતાને જરા અગત્યનું સ્થાન અપાયું છે: પણ તે એવુંજ ! માતા અને એની સંતતિ માટે જગતમાં ધુમવાનું અને સંસાર મન્દિરના બહિર્ખંડમાં એના રક્ષણ માટે ખડે પગે ઉભું રહેવાનું કામ પિતાનું છે, જ્યારે નિજમન્દિરમાં બિરાજતી સંતાન દેવતાની પરમ ધાત્રી, પરમ શકિત તો માજ છે, મનુષ્યેતર યોનિઓમાં નિપેક્ષાત્તર કાળથીજ માદા નરને પડતો મુકે છે, અને ક્ષણ પુર્વેજ સંવનન પરિશીલન માટે જે રમ લાલસા તેણે બતાવી હતી તેને સ્થાને હવે જરા પણ પાસે આવવાની હિમ્મત કરનાર નરનો જાન લેવા ...ને તૈયાર બને છે:-અને મનુકુલમાં પણ સંતાનજન્મની મદદ્દે પિતા ...નારની અંતર દશા કંઇ બહુ મહાનુભાવના પોષક તો નથીજ હોતી.

કાર્યમાં પુરૂષનું સ્થાન ગૌણુ છે. સંસારમંદિરમાની પોતાની અલ્પતા અને ગૌણુતાને ઢાંકી દેવા, પુરૂષ જગતને આંગણુ સાહસ શૌર્ય અને કીર્તિનો વૈભવ કમાવા કમર કસે છે પણ શુરને ઘેર કે કાતરને ઘેર વિદ્વાનને ઘેર કે પામરને ઘેર–સંસારમન્દિરની પરમ શકિત તો **મા** જ છે.

<u>માતૃપદની અવજ્ઞા.</u>

પિતા ગમે તેવો હોય પણ જો માતામાં મહત્તા હોય તો સંતતિનો ભાવિ ઉત્કર્ષ સિધ્ધજ છે, સમાજનો ઉત્કર્ષ સાધવાનો ઉપાય માતાનો ઉત્કર્ષ સાધવો એ છે, માતાની ઉણપ એ માનવતાની અવદશા લાવનાર છે. સર્વ દેશના પ્રાચીન ઇતિહાસમાં સસત્વ માતાનું સ્થાન અનુપમ મનાતું આવ્યું છે. જ્યારે રોમન સમાજ સંસ્કૃતિને શિખરે હતો તે કાળે જે ગૃહમન્દિરમાં ગર્ભવતી સ્ત્રી રહેતી હોય તેને સહુ પુષ્પથી વધાવી લેતા. પ્રાચીન એથાન્સમાં એવી એક ઉદાત્ત પ્રથા હતી કે દેવદ્વાર અને રાજદ્વારથી ત્રાસેલા જો કોઇ પણ ગર્ભવતીના અંતઃપુરમાં શરણુ પામતા, તો ત્યાં આચાર્ય કે અમાત્યનો દણ્ડ નિઃસત્વ થઇ પડતો. મધ્યકાલીન યુરોપના ચક્રવર્તિ કલાધરો જ્યારે સૌન્દર્ય અને પવિત્રતાને મુર્ત કરવા ચ્હાતા ત્યારે ગર્ભવતીનું ચિત્ર કે શિલ્પ બનાવતા, પ્રાચીન આર્યસમાજ સસત્વા સ્રીને અન્તર્લીન પાવક શમી જેવી પુજનીય ગણુતા. સંતાનના ઉત્કર્ષમાં માતાનું સ્થાન અગત્યનું મનાતું એની આ ઇતિહાસો સાક્ષી પુરે છે.

અર્વાચીન સમાજની અધોગતિનાં મુળમાં માતાની અવજ્ઞા છે. જે ઉદાત્ત માતૃપદે દેવતાઓનાં મુકુટરત્નનો પ્રકાશ રેલ્યો તેજ માતૃપદની મહત્તા સમાજે આજે નષ્ટ કરી દીધી છે. "માનવ મંજરીયે મ્હોરતી માનૃતા" આજે દારૂણુ વાસના અને અજ્ઞાનના વડવાનળમાં ભસ્મસાત બની રહી છે. એ પદની પ્રાપ્તિ પ્હેલાં સ્રીઓ ઉપર જે ગુલામી, કૃત્રિમતા અને અસાહ્યતા લગ્નને નામે લદાવ છે તેને પરિણામે એ પદની મહત્તા જાતેજ ભુલી ગઇ છે, 'એ પદની પવિત્રતા સ્રીહૃદયમાથી પણુ નષ્ટ થવા પામી છે. સ્રી જનનો ઉત્કર્ષ એ તો મનોરાજ્યનો વિષય થઇ પડયો. "સ્રીઓ પ્રમાણમાં કુટુમ્બ બન્ધનથી

મુક્ત થાય, સ્વતંત્ર થાય.. ...કુટુમ્બની મુર્ખ ઇચ્છાઓ અને કલેશ-માંથી છુટી......શક્તિમતી બને, ઉત્સાહિની બને, બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે...જીવન ઉન્નત કરે......" પણ ક્યાં સ્વપ્નને અન્તે આંખ નથી ઉઘડતી ? આ પણ સરસ્વતિચન્દ્રનું સ્વપ્નજ છે. એવાં સ્વપ્ન તો બહુ પ્રાચીન છે. વેદોના ઋષિ કહેતા કે ઘરમાં વહુ આવે એતો મહારાણી આવી. सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्वांभव । ननांदरि सम्राज्ञो भव सम्राज्ञी अधिदेवृषु ॥ આ સ્વપ્નને ખલાસ થયે પણ હજારો વર્ષ વીતી ગયાં ! આજે તો સ્ત્રી વડે પકડેલાં દોરથી પણ હલકી બની છે.

સ્ત્રીઓ ઉપરના આ બંધન, આ મુર્ખ ઇચ્છાઓ, આ કલેશ, આ નિરુત્સાહ એ બધું દેખાડે છે કે આજે આ માતૃપદની મહત્તા, ગંભીરતા અને પવિત્રતા સમાજના હૃદયમાંથી નષ્ટ થઇ છે. પણ તેથી કંઇ સ્ત્રીઓ માતા બનતાં અટકી નથી. સંસારનો ચાલુ છે. માત્ર પિતૃત્વ અને માતૃત્વ અવિવેકી પાશવાચારનાં આકસ્મિક પરિણામ બન્યાં છે, અને આ પરિસ્થિતિનાં દારૂણ પરિણામ સંતતિ ભોગવે છે, કારણ સંતાનોત્પત્તિ એનો સંસારનો અન્ય સાધારણ ક્ષુદ્ર બનાવ મનાઇ ગયો છે, માતાનો જીવનરસ જલદીથી શોષી લેનાર વારંવાર ઉથલો લેનાર વ્યાધિ બની રહ્યો છે. એટલે વિના વાંકે જન્મી પડેલાં બચ્ચાંઓને અનેક ગેરહન્માફ થઇ રહ્યા છે. અને સર્વવ્યાપી અજ્ઞાન અને વ્હેમ કે આપખુદીના પરિણામો એને ભોગવી લેવાં પડે છે. ક્યાંક બાળવયની માતાઓ છોકરાં ઉછેરવાના વિષમ વિષયના મુળાક્ષરો શીખવાનો પ્રયોગ પોતાનીજ સંતતિ ઉપર કરતી જણાય છે. ક્યાંક બહુ જંજાળી માવરો નિદાન એક જંજાળ ઓછી કરવાના હેતુથી છોકરાંઓને "વાડે પડીને" ઉછરવાની ફરજ પાડે છે. ક્યાંક બહુ છોકરાંનાં ભાગવતથી હારેલી પોતાના નિત ખટરાગથી કંટાળી માતૃપદનો અધિકાર ફળિયાં પાડોશી કે શેરીને સપુર્દ કરી ભવિષ્ય ઉપર બહીકની નજર માંડી સંખ્યા ગણુનીજ પરવા૨તી નથી. ક્યાંક કુટુંબ કલેશ કે પરિસર પ્રકૃતિથી વાસેલી અનિચ્છાએ પણ

ત્રાસ વધતો અટકાવવા પોતાનાં છોકરાંઓનેજ નમાયાં જેવાં ફેરવી મુકે છે, તો ક્યાંક મુર્ખ અને અજ્ઞાન માઓ જાતની કંટાળેલી સંતાનને શાપ દેતી હોય છે.... .....

<u>વિશ્વની પ્રતિષ્ઠા</u>

આજના બાલવર્ગના હૃદયમાંથી આનન્દનાં ઝરણાં સુકાઇ જવાનાં કારણો આ સ્ત્રીજનની ક્ષુદ્રતા છે. સ્ત્રીઓના જીવનમાંથી રસ સુકાયો ત્યારથીજ બાલહૃદયનો આનન્દ હરાઇ ગયો છે. સ્ત્રીઓના જીવનમાં કૃત્રિમ બંધનો પડયાં ત્યારથીજ બાલદુનિયાની પ્રફુલ્લતા નષ્ટ થઇ. સ્ત્રીજનની ઉદાત્ત પદવી સમાજ ભુલી ગઇ ત્યારથી સંસાર વૃક્ષે વસંતને બદલે અકાલ શિશિર બેઠી. સ્ત્રીજનની પદવી ખંચવી લેનારે મહા પાતક કર્યું છે. જો ફરી આપણી પ્રજાને નિર્ભય બનવુ હોય, શુર બનવું હોય, મહાન બનવું હોય તો સ્ત્રીજનની મહત્તાને અનુકુલ સ્થાન એને મળવું જોઇશે. ત્હમારાં સંતાનને જો પામરતામાંથી ઉગારી નરેન્દ્ર સમાં બનાવવાં હોય તો એની જનનીને સમ્રાજ્ઞી કબુલ કરવી પડશે. **सम्राज्ञी अधिदेवृषु** સ્ત્રીઓની પ્રતિષ્ઠાએ વિશ્વની પ્રતિષ્ઠા છે એમ નહિ પણ સ્ત્રીઓજ વિશ્વની પ્રતિષ્ઠા છે. પુર્વના ઋષિઓને એજ કબુલ હતું.

**स ह प्रजापतिरीक्षांचक्रे हंतास्मै प्रतिष्ठां कल्पयानीति** પછી પ્રજાપતિને જણાયું કે આ (સર્વભુવનાસારતમ)ની યોગ્ય પ્રતિષ્ઠા કલ્પવી જોઇએ. એટલે **स स्त्रियं ससृजे** એણે સ્ત્રીને નિર્માણ કરી. એની સંતતિ એ મનુષ્યને વીરવ્રતની પ્રતિષ્ઠારૂપ હતી. માતાનો ઉપકાર કબુલ કરતાં ઋષિઓ કહેતા **इलासि मैत्रावरुणी वीरे वीरमजीजनत्। सा त्वं वीरवती भव यास्मान्वीरवतोकरत्॥**

# સમકાલીન સાહિત્યમાં આપણે.

સ્કાઉટિંગ—તેના ઉદ્દેશો અને કાર્ય પધ્ધતિઃ લેખક, હર્ષવંતરાય લાલશંકર ધોળકીઆ. કિંમતરૂ. ૧–૦–૦ પૃ.૨૫+૧૨૭(સચિત્ર.)

ગુર્જર સાહિત્યમાં આવાં પુસ્તકોની તદન ન્યુનતાજ છે. સ્કાઉટીંગ સંબંધી આ પુસ્તક સારી માહીતી પુરી પાડે છે, ખાસ કરીને અંગ્રેજી ભાષા જેઓને ઉપલબ્ધ નથી તેઓ તથા અન્ય અભ્યાસીઓ આ પુસ્તકથી બાળવીર પ્રવૃતિમાં સારી રીતે રસ લેતા થઇ શકશે એમ સંપુર્ણ ખાત્રી છે. રા. ભાઇ હર્ષવન્તરાયે આ પુસ્તક બહુ સારી મહેનત કરી પ્રગટ કર્યું છે એજ એમને આ પ્રવૃતિમાં કેટલો રસ છે એ બતાવે છે, પુસ્તકના જુદાં જુદાં પ્રકરણો જે લક્ષથી લખાયાં છે તે લક્ષ સંપુર્ણ રીતે તેમાંથી સધાય છે. જુદા જુદા વર્ગની કસોટીઓ બાળવીર કવાયત, સૈન્ય વ્યવસ્થા પર્યટનો અને પડાવો, હર્ષનાદો, રમતો, અને તે સંબંધી સાહિત્યની માહિતીથી પુસ્તક વધારે ઉપયોગી થઇ પડશે. નવાં ટ્રુપ ઉભાં કરવામાં પરિશિષ્ટ ઔ માં આપેલી 'યાદી' બહુજ કામની છે.

આ પુસ્તક દરેક બાળકે પોતાની પાસે રાખવું જોઇએ, અને સ્કાઉટીંગના ઉચ્ચ આદેશોને ખીલવવા યથા શક્તિ પ્રયત્ન કરવો જોઇએ.

આવાં વિશેષ પુસ્તકોનો આપણાં માહીત્યમાં દિન પ્રતિદિન ઉમેરો થાય એ ઇષ્ટ છે. આનું પ્રથમ પંક્તિનું પુસ્તક લખવાનું માન આપણા લેખકને છે. (ગાં. ઝ. અં.)

ચાતુરનો ચિતો. બારવટીઓ બાબરઃ પ્રકાશક તથા લેખક નારદલાલ જેશંકર પેટા-અમરેલી, મુલ્ય ૧–૦–૦ પૃ. ૧૨+૧૨૨.

બજારી દેખાવ તેની ચોપડીને ધુત્કારી કાઢવામાં આપણા ટીકાકારો ઘણે ભાગે તૈયાર હોય છે, ઉપર લખેલ પુસ્તકમાં વડોદરા

રાજ્યને પજવનાર એક બ્હારવટીઆનું વર્ણન છે. બ્હારવટું અહિંજ હતું અને છે એવું નથી, પશ્ચિમના દેશમાં પણ બ્હારવટાંના દાખલા મોજુદ છે. આવી એક સંસ્થાનો પરિચય પ્રગતને થવોજ જોઇએ ઘણાયે ભોળા લોકો બ્હારવટીયાની યુક્તિઓના ભોગ થઇ પડતા હશે. આ પુસ્તકમા બ્હારવટીઆનાં જીવન સાથે તેની લુંટફાટની જુદી જુદી યુક્તિઓ આપી છે તેથી આવા ભોળા લોકો જરૂર ચેતે. ઉપરાંત સાધારણ રસ પણ પુસ્તકમા છે.

કહેવું જોઇએ કે ભાષા બરાબર સંસ્કારવાળી નથી છતાં સામાન્ય વર્ગને તરત સમજાય તેવી છે. આવાં પુસ્તકો સામાન્ય લોકો માટેજ હોય છે. અને સાધારણ રીતે 'મુંબઇની શેઠાણી' કે એવાં પુસ્તકો વાંચવા કરતા લોકો આવાં પુસ્તકો તરફ દોરાય તો સારૂ.

દેવાંગના-(નાટક) ભાગ ૧. લે. મારકંડ રતનલાલ ધોળકીઆ.

પુસ્તક પુરૂં થયા વગર તેનો પરિચય આપી શકાય તેમ નથી.

## જ્ઞાતિસમાચાર.

રા. રા. શિવપ્રસાદ શંભુશંકર માંકડ નાસિક પોલીસ ટ્રેઇનીંગ સ્કુલની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ, અમદાવાદમાં સબ ઇન્સ્પેક્ટર ઓફ પોલીસ નીમાયા છે. આત્મસંરક્ષણના જમાનામાં. આપણા ભાઇઓ હજીપણ 'ખરચી' ને ભુલતા નથી તે ખરેખર મગરૂર થવા જેવું છે અમે ઇચ્છીએ છીએ કે આપણા બીજા જ્ઞાતિ ભાઇઓ પણ આવા દાખલાઓને અનુસરી આ દિશામાં આગળ વધે.

રા. બા. રમણભાઇ મ. નીલકંઠને સરકારે 'સર' નો ઇલકાબ આપ્યો છે.

ઓ. સર લલ્લુભાઇ શામળદાસ મ્હેતા, ઇગ્લંડથી પાછા આવી ગયા છે. તેમને લગતી નીચેની બીના ભાવનગરથી જણાઇ છે.

મહેરબાન લલુભાઇ સાહેબ વિલાયતથી આવ્યા બાદ અહીં આવતાં, તેઓને અહીંની નાગર જ્ઞાતિએ માનપત્ર આપ્યું હતું.

તા. ૧૫-૧-૧૯૨૬ને રોજ તેઓને જ્ઞાતિએ માનપત્ર આપ્યા બાદ જ્યારે ટીફીન લેવાનું હતું, ત્યારે તેઓએ એવી ઇચ્છા દર્શાવી હતી કે જ્ઞાતિ અનુગ્રહ કરે તો તેઓ પ્રાયશ્ચિત કરવાને તૈયાર છે. તા. ૧૭-૧-૨૬ને રોજ સવારમાં તેઓ અહીંની જ્ઞાતિના મુખ્ય પટેલ દેશાઇ રણછોડદાસની ડેલીએ ગયાં હતા. ત્યાં પાંચેયે પટેલીઆઓ હાજરે

હતા. તેઓને તેઓએ જાહેર કર્યું હતું કે–" મેં અભક્ષ્ય ભક્ષણ કર્યું નથી. બની શકે તેવી ધર્મ સાચવવાની તજવીજ કરી છે. પરંતુ ખોરાક તો ત્યાંના નિવાસીઓના હાથનો રાંધેલો ખાધા વિના છુટકો ન હતો. તે મુજબ મેં કરેલ છે. પરંતુ માત્ર વનસ્પતિ આહાર, દૂધ અને પહુવા ઉપર હું રહ્યો છું. જ્ઞાતિ પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરે અને ત્યાર પછી મારો સ્વીકાર કરે તો પ્રાયશ્ચિત કરવાને તૈયાર છું. જ્ઞાતિ મારી ઉપર અનુગ્રહ કરશે એવી આશા છે." એવી મતલબની પટેલીઆઓને વિનંતિ કરી હતી. ને ઉપરથી પટેલીઆઓએ જ્ઞાતિના વૃદ્ધ પુરૂષોને બોલાવી તેમની સલાહ લીધી હતી. ૩૦ ગૃહસ્થો આવ્યા હતા તે પૈકી બે ગૃહસ્થોએ વિરૂદ્ધ મત આપ્યો હતો ૨૮ ગૃહસ્થોએ તરફેણમાં મતો આપ્યા હતા. ને ઉપરથી પટેલીઆઓએ નાગર બ્રાહ્મણો બોલાવ્યા. નાગર બ્રાહ્મણોએ તો મહેરબાન લલ્લુભાઇ સાહેબનો સંસર્ગ કરવો નહિ તેવો ઠરાવ પ્રથમ કરી નાખ્યો હતો. તેઓની સાથે એક પંક્તિમાં જમનારનો પણ સંસર્ગ કરવો નહિ, તેવો ઠરાવ કર્યો હતો અને તે ઠરાવ અમલમાં પણ મુકયો છે અને મુકતા જાય છે. ખરી રીતે લલ્લુભાઇનો સંસર્ગ થયો છે કે નહિ, તે પણ તપાસવાની જરૂર ધારતા નથી. તેઓને પટેલીઆએ બોલાવીને તે રીતે જુદા પડી ઠરાવ કરવા માટે અને તેનો અમલ કરવા માટે ઠપકો આપ્યો હતો, છતાં તેની તેઓએ દરકાર રાખી નથી. નડિયાદની નાગર બ્રાહ્મણની જ્ઞાતિએ રા. રંજિતલાલ હારલાલ પંડ્યાને પ્રાયશ્ચિત આપી જ્ઞાતિમાં લીધા છે. કાશીમાં માધોલાલ મુનશીના દૌહિત્ર ગિરિધરલાલજીને લીધા છે. વગેરે હકીકત કહી તેઓ પ્રાયશ્ચિત કરાવી તેઓ સાથે સંસર્ગ કરવાને ખુશી છે કે શી રીતે ? તેમ પટેલીઆઓએ પુછતાં, તેના જવાબમાં તેઓએ તે બન્ને જ્ઞાતિના પટેલીઆઓ પાસેથી પત્રો મંગાવવાની માગણી કરી તે સ્વીકારી. નડિયાદનો જવાબ આવી ગયો છે કાશીનો આવ્યો નથી. ઘણું કરીને એક અઠવાડીઆમાં જવાબ આવી જશે. અને એક અઠવાડીઆં બાદ તે જવાબો નાગર બ્રાહ્મણોને વંચાવી છેવટનો જવાબ મેળવશે. બાદ સઘળી હકીકત જ્ઞાતિ આગળ મુકશે. અને જ્ઞાતિ જે ઠરાવ કરશે, તે છેવટનો ગણાશે એ રીતે હાલમાં સ્થિતિ ઉત્પન્ન થઇ છે.

# નોંધ.

## આરોગ્ય વિજ્ઞાન

આ વખતનો અંક જોતાં સહજ જણાઇ આવશે કે આપણાં કૌટુમ્બિક જીવનને લગતા કેટલાક અગત્યના પ્રશ્નોની ચર્ચાને પ્રધાન પદ અપાયું છે. 'આપણા પદવીધર વિદ્વાનો' 'આપણી કરમાતી જુવાની' અને 'હમારાં બચ્ચાંઓની નજરે' આ ત્રણ લેખ પ્રસ્તુત વિષયને એવી રીતે ચર્ચે છે કે જે ઉપર મનન કરવાથી દરેકે દરેક વાંચકને જરૂર નવા વિચારો કે નવી દ્રષ્ટિ મળશે. પ્હેલા લેખમાં કેટલીક નિત્યાનુભવી ચર્ચાને અન્તે ગંભીર પ્રશ્ન પુછાયો છે. "પુસ્તક પંડિત કે સંસાર પંડિત ? આપણા ભાવિનો આધાર હવે આ પ્રશ્ન ઉપર રહ્યો છે." બીજો લેખ આરોગ્ય વિજ્ઞાનની નજરે આપણા રોજના ખાનપાનાદિ વ્યવહારની ઉપયોગિતા આંકે છે અને અન્નને ઔષધ કહેનાર પ્રાચીન આયુર્વેદનો શબ્દ પ્રયોગ કેટલો રહસ્યમય છે તે સમજાવે છે.

## ગપ્પા

આ નામનો લેખ ખરું ચતુરાઇથી લખાયો છે. રામાયણમાંની વાતો વાંચી નિશાળિયા મંડળે ઉઠાવેલી શંકાઓના જવાબ રૂપે આ લેખ લખાયો છે, એમ અમને લેખક લખી જણાવે છે. આજની સાચ્ચી હકીકતો પણ અપરિચિત શૈલિથી કહેવાય તો ન માનવા જેવી લાગે છે. તો પુર્વનો ઇતિહાસ જે વાણિમાં બોલે છે તે વાણિની અપરિચિતતા એ ઇતિહાસ વિષેની આપણી નાસ્તિકતા માટે કેટલી જવાબદાર છે એ કોયડો આ લેખક કુશલતાથી રજુ કરે છે.

## હોળી

ગયે વર્ષે આ વિષય ઉપર એક લેખ આવી ગયો છે છતાં આ લેખકે બીજી રીતે આજ વિષયને સફળતા પુર્વક ચર્ચ્યો છે માટે એને

# નાગરિક

ત્રૈમાસિક.

શ્રીકરાચીવડનગરાનાગરમંડળ તરફથી

નાગરિકની પૂર્તિ રૂપે બ્હાર પડેલ.

# શક્રોદયઃસ્તોત્ર.

( મૂળ અને ગુજરાતી ભાષાંતર સહિત )

ભાષાંતર કર્તા. 'માર્કંડેય.'

સેંકડો વર્ષ થયાં નવરાત્રિમાં ઉત્તમ પ્રેરક તત્ત્વ થઇ પડેલ આ સ્તોત્રનું ભાષાંતર, મૂળને અનુસરી, કરવામાં આવ્યું છે. મૂળને બદલે ભાષાંતર ગાવામાં તેવીજ અસર આવી શકે છે.

"મૂળ કૃતિ, સમશ્લોકી ગુજરાતી ને દ્યોતક ટીકાઃ એ ગુણત્રયી 'નાગરિક' જ્ઞાતિપત્રની પોતાની પૂર્તિમાં મહુકાઇને મારૂ શક્રોદય સ્તોત્ર સુગમને ઉપયોગી બનાવે છે." કૌમુદી. પુ. ૩. અં. ૨.

કિમ્મત. ૦-૧-૦ ટ. ખ. ૦-૦-૬.

[જન સમાજને પુરતો લાભ મળે માટેજ પડતર કિમ્મત રાખી છે.]

લખોઃ—નાગરિક કાર્યાલય.

---

# વિજ્ઞપ્તિ.

નાગરિકની આર્થિક સ્થિતિ સારી થાય માટે અમે નાગરિકના ગ્રાહકોના આ વર્ષે ત્રણ ભાગ પાડ્યા હતા. રૂ. ૧૧-૦-૦ ના પોષક થનારા નીચે મુજબ છે

રા. રા. દોલતરાય હિમ્મતરામ ઝાલા. રા. રા. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ. રા. રા. જયાશંકર પ્રાણશંકર ઢેબર. રા. રા. છગનલાલ ગણપતરામ રવાડી. રા. રા. ડૉ. બિહારીલાલ સી. નાગરજાની. રા. રા. છોટાલાલ ગજ્જારામ માંકડ. રા. રા. ડૉ. ચુનીલાલ રાજારામ માંકડ. રા. રા. ચુનીલાલ લક્ષ્મીશંકર માંકડ. રા. રા. ડૉ. પ્રભુરામ મંછારામ વોરા. રા. રા. ડૉ. એમ. બી. મજમુદાર. રા. રા. ડૉ. શિવપ્રસાદ ટી. બક્ષી રા. રા. મગનલાલ દુર્લભજી માંકડ.

ઉદારદિલ બંધુઓને પોષક થઇને નાગરિકની જનગુની આર્થિક ચિન્તા ટાળવા માટે વિનંતિ છે.

તંત્રી, નાગરિક.

# ' ના ગ રિ ક '

(ત્રૈમાસિક)

તંત્રીમંડળ.



ઉદ્દેશો,

૧. ધાર્મિક, નૈતિક, સામાજીક, જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગરજ્ઞાતિને લગતા વિષયો ચર્ચાવા.

૨. સતત અભ્યાસ અને શોધક વૃત્તિથી, જ્ઞાનિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસંયોગ કરવો.

૩. નાગરજ્ઞાતિના જુદાં જુદાં સ્થળોને લગતા સમાચારો હકીકતો વગેરે દુર વસતા ભાઇઓની જાણ માટે પ્રસિધ્ધ કરવા.

ઉપરના ઉદ્દેશો પુરા પાડવા માટે, અમે વિદ્વાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઇઓને લેખો મોકલવા તથા આરક થવા વીનતીએ છીએ.

---

આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી, પારેખ-પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડે ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ, સ્ટ્રીટ, કરાચીમાંથી શ્રી કરાંચીવડનગરાનાગરમંડળ તરફથી પ્રસિધ્ધ કર્યું.

# અ નુ ક્ર મ

પુસ્તક ૨:    જ્યેષ્ઠ,
અંક ૩:    ૧૯૮૩:




'નાગરિક' ત્રૈમાસિક. વાર્ષિક લવાજમ અઢી રૂપિયા, પરદેશ પાંચ શિલિંગ, વિદ્યાર્થી-વાર્ષિક ૧-૦-૦ પોષક-વાર્ષિક. રૂા. ૧૧-૦-૦

સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી, નાગરિક, ૧૨, ગુલામહુસેન કાસમ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાંચી.


સૂચના:—આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યક્તિગત મતોની પ્રમાણે નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું:—    તંત્રી




જ્યેષ્ઠ, પુ. ૨
૧૯૮૩ અં. ૩

## ક્ષમાયાચના.

પ્રેસની ફેર બદલીને લઇને કોર્ટમાં જાહેર કરતાં થએલી ઢીલ, તથા બીજાં થોડાંક અંગત કારણે ને લઇને અમે પ્હેલીજ વાર અનિયમિત થયા છીએ, તેને માટે ક્ષમા યાચીએ છીએ.

આ વર્ષનો છેલ્લો અંક બરાબર નિયમસર, ભાદરવા સુદ ૭ ને દિવસે બ્હાર પડશે.

નાગરિકને માટે ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. બે વર્ષ ટકી શક્યું તે પણ તેની ઉત્તમતાની સાબીતી છે. આવાં પત્રને ઉત્તેજન આપવાની આપની ફરજ ભૂલશો નહિ. અમારા અત્યારના દરેક ગ્રાહક, એક બીજો ગ્રાહક લાવી આપે તો અમારી ચિન્તા ટળે.

તંત્રી.

## रुद्राध्यायः ।

अथैकादशोऽनुवाकः ।

सहस्राणि सहस्रशः ये रुद्रा अधि भूम्याम् ।
तेषां सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥१॥

ભૂમિ ઉપર જે હજારો પ્રકારના હજારો રૂદ્રો છે તેનાં ધનુષ્યો (અમારાથી) હજારો યોજન (દૂર) અમે કરીએ. ૧

[1]अस्मिन्महत्यर्णवेऽन्तरिक्षे भवा अधि ॥२॥

આ મહાન સમુદ્ર રૂપ અન્તરિક્ષમાં રહેતા (જે) ભવો, ૨.

नीलग्रीवाः शितिकण्ठाः शर्वा अधः क्षमाचरा ॥३॥

નીલી ડોકવાળા તથા ધોળા કંઠવાળા ભૂમિની નીચે ચાલનારા (જે) રૂદ્રો, ૩

नीलग्रीवाः शितिकण्ठाः दिवं रुद्रा उपश्रिताः ॥४॥

નીલી ડોકવાળા તથા ધોળા કંઠવાળા આકાશમાં રહેતા (જે) રૂદ્રો, ૪.

ये वृक्षेषु सस्पिञ्जरा नीलग्रीवा विलोहिताः ॥५॥

નીલી ડોકવાળા તથા રક્તવર્ણના તૃણ જેવા રંગવાળા, વૃક્ષમાં રહેતા (જે) રૂદ્રો, ૫.

ये भूतानामधिपतयो विशिखासः कपर्दिनः ॥६॥

પ્રાણી માત્રના અધિપતિ, મુંડાવાળા તથા જટાવાળા (જે) રૂદ્રો, ૬.

---

૧. આ ઋચાથી દશમી ઋચા સુધીની બધી ઋચાઓ, પ્હેલી ઋચામાં વર્ણવેલ રૂદ્રનાં વિશેષણ છે.

ये अन्नेषु विविध्यन्ति पात्रेषु पिबतो जनान् ॥७॥

અન્ન અને પાત્રમાં પીતા જનોને જે રૂદ્રો, ૭.

ये पथां पथिरक्षय ऐलबृदा यव्युधः ॥८॥

માર્ગના રક્ષક, અન્નના ધારક અને શત્રુની સાથે લડનાર (જે) રૂદ્રો, ૮.

ये तीर्थानि प्रचरन्ति सृकावन्तो निषङ्गिणः ॥९॥

છરીવાળા તથા ખડ્ગવાળા તીર્થોમાં (જે) રૂદ્રો ફરેછે, ૯

य एतावन्तश्च भूयांसश्च दिशो रुद्रा वितस्थिरे ।
तेषां सहस्रयोजनेव धन्वानि तन्मसि ॥१०॥

જે આટલા છે અને જે એથી પણ અધિક દિશામાં રહેછે તે રૂદ્રોનાં ધનુષ્યો અમારાથી હજારો યોજન (દૂર) અમે કરીએ, ૧૦

नमो रुद्रेभ्यो ये पृथिव्यां येऽन्तरिक्षे ये दिवि येषामन्नं वातो वर्षमिषवस्तेभ्यो दश प्राचीर्दश दक्षिणा दश प्रतीचीर्दशोदीचीर्दशोर्ध्वास्तेभ्यो नमस्ते नो मृडयन्तु ते यं द्विष्मो यश्च नो द्वेष्टि तं वो जम्भे दधामि ॥११॥

જે રૂદ્રો પૃથ્વીમાં છે અને જેનાં બાણ અન્નરૂપ છે, જે રૂદ્રો અન્તરિક્ષમાં છે અને જેનાં બાણો વાયુરૂપ છે, અને જે રૂદ્રો આકાશમાં છે અને જેનાં બાણો વર્ષારૂપ છે તેને દશ (આંગળીથી) પૂર્વમાં, દક્ષિણમાં, પશ્ચિમમાં, ઉત્તરમાં અને ઉપર નમસ્કાર. તે અમારા ઉપર કૃપા કરો. તેવા હે રૂદ્રો, જેને અમે ધિક્કારીએ છીએ અને જે અમને ધિક્કારે છે, તેને તમારા ઉઘાડેલા મ્હોમાં મૂકુંછું. ૧૧.

इति रुद्राध्यायः ।

*આપણી રૂઢીમાં, આની પછી જે અગ્યાર મંત્રો બોલાય છે તે મૂળનો ભાગ નથી એટલે અહિં નથી આપ્યા. આવતા અંકમાં રૂદ્ર અને શિવ વિશે એક ચર્ચાત્મક લેખ લખવા વિચાર છે.

ઇન્દુપ્રસાદ શિવપ્રસાદ મ્હેતા.

# એક દ્રષ્ટિપાત.[1]

શિષ્ટ નાગરની શક્તિ જે ગવાઈ,
શું ચાઈ ગઈ શ્રેષ્ઠતા સ્વછંદ ગર્વપાશમાં.
રમ્યા રાજરંગ રાજ્વીની રાશમાં,
મ્હોરી આંગળે વસન્ત રાજ્વાસમાં;
સ્વર્ગભર્ગ ઓસરાયાં, શ્વાસ શ્વાસમાં, "હું પદ"ના હુતાશમાં-શિષ્ટ૦
સ્વર્ગંગાનાં વ્યોમથી, નિતરે નિર્મલ નીર,
જટા શંભુની ત્યજી પડે, અવનિ મલિન ખમીર;
જુઓ વાંચી પુરાણના પ્રકાશમાં,
દિવ્ય શક્તિ થતી લોપ નીતિહાસમાં,
સર્વ જ્ઞાતિઅંગ, સ્વાર્થના ઉમંગમાં, સ્વજ્ઞાતિના વિધ્વંસમાં-શિષ્ટ૦
વિચારવાણીકર્મમાં વિશિષ્ટતા પરખાય,
અગ્રસ્થાન વિરાજતા, જ્ઞાતિ દેહ સુહાય;
ફસ્યા બન્ધુઓ અનેક ફંદપાશમાં
દમામ ડોળે દટાયા "દેહવાસ"માં,
આત્મગૌરવ ધવાયાં વિત્તનાશમાં, વિલાસના વિકાસમાં-શિષ્ટ૦

૧ તા. ૧૫-૪-૨૭ શુક્રવારને દિવસે ભાવનગર નાગર છાત્રાલય ખાનામાં શ્રીહાટકેશ્વર પાટોત્સવ પ્રસંગે યુવકોએ ગાયેલું ગીત.

બર્છીયુગ પલટી ગયો, ન આવે કડછી કામ,
કર્મે કથળી કલમ તો, પાંખ વિહોણા રામ
જુઓ વાંચી જ્ઞાતિના ઇતિહાસમાં,
ઇષ્ટ સિદ્ધિ તો રીસાઇ પરિહાસમાં;
સંપ, સત્ય ને વિસારી વિપર્યાસમાં, એ સંસ્કૃતિહ્રાસમાં-શિષ્ટ૦
પ્રણાલિકાપુરપાટમાં, તરંગઘેલી નાવ,
નિર્બલ નાવિક સાંપડે, તારે શું ભવ પાર?
ભુલ્યા સ્વાંગને ભણેલ ખપ્યા દાસમાં,
ત્રાહિ ત્રાહિ પુકારતા પ્રકાશમાં;
કર રૂઢી સન્માની ગુરૂ ત્રાસમાં, પ્રમાણના દબાણમાં-શિષ્ટ૦
મનોદશાને ધર્મનાં. નાહક થાય લીલામ,
વિહિત વિધિને અવગણી, ભૂદેવ કરતા દામ
રચે પ્રપંચ ફંદ છંદમાં,
ગુંથી જાળ પ્રચારે દમદભમાં;
શુધ્ધ ભાવના, ભુલાવી પતિત પાશમાં, વેપારના વિલાસમાં-શિષ્ટ૦
પ્રેમલ જ્યોતિ દાખવો, ઉજ્જવલ ઉન્નતિપન્થ,
યુગનાં ચેતન રેડીને સિંચો સ્નેહ અનંત,
મળો જ્ઞાતિજનો ઐક્યના આવાસમાં,
ઉપહાસ ને ઉવેખી દિવ્ય શસમાં,
હાટકેશ સ્હાય યાચી, કે સુવાસમાં, સ્વજ્ઞાતિના વિકાસમાં.
શિષ્ટ નાગરિક નૂરને દીપાવી, અખંડ રહો ઉચ્ચતા અમારી શાસ્ત્રાસમાં

# સમુદ્રયાન

## વિશે સદ્‍ગતના વિચારો.

( સ્વ. કલ્યાણરાય જેઠા બક્ષીની જીવંત કારકીર્દિથી, તેમની અપ્રતિહત ગંભીર પ્રતિભાથી, તથા સચોટ વિચાર શૈલીથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. તેમના કેટલાક લેખો અને વ્યાખ્યાનો અમને રા. રા. જુગલતરાય પ્રેમશંકર બક્ષી તરફથી મળ્યાં છે. નાગરિકનાં કાર્યમાં આમ સહાનુભૂતિ બતાવી અમને આગળ વધવામાં મદદ કરીને તેમણે અમને તેમજ અમારા વાંચનારાને જરૂર આભારી કર્યા છે. તંત્રી.)

વિલાયતગમન સંબંધમાં સદ્‍ગતના વિચારો પોતે તે વિષયનો શાસ્ત્રાધાર અહિતનો બહુ ઉંડો અને વિચાર પૂર્વક અભ્યાસ કરેલ હોઇ તથા જામનગર નિવાસી પૂ. મહામહોપાધ્યાય શાસ્ત્રી હાથીભાઇ, મોરબીના સ્વ. મહામહોપાધ્યાય શાસ્ત્રી શંકરલાલજી, સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થજી વગેરે સાથે ચર્ચાના પરિણામે તેમની પણ સ્પષ્ટ સંમતિ મળતાં ઘણા ઉદાર અને ધર્મ તેમજ તર્કશક્તિ બન્ને દ્રષ્ટિથી અપ્રમાણ દ્રઢ થયા હતા. આ સંબંધમાં પોતાને જ્ઞાતિજનો સાથે સારો વાદવિવાદ તેમજ પત્રવ્યવહાર થએલ છે અને જ્ઞાતિજનો વ્યક્તિ તરીકે ઘણાખરા સદ્‍ગતના વિચારોને સંમતજ થયા છે. પરંતુ માનસિક અને નૈતિક બળ કોઇએ તેટલું નહિ હોવાથી તથા એક બીજાની શરમ વગેરે ખાનગી કારણોથી આવા પ્રસંગમાં ખુલ્લી

રીતે પોતાનો મત આપી શક્યા નથી એ સખેદ જણાવવું પડે છે. વળી સદ્‍ગતના વિલમાં જણાવ્યા પ્રમાણે આ સવાલનો પત્રવ્યવહાર તેમજ હકીકતનું પિષ્ટપેષણ કરવાથી મનદુઃખના પ્રસંગો ઉપસ્થિત થવા સંભવ હોય તે પ્રસિધ્ધ કરવાનું યોગ્ય ધારેલ નથી. પરંતુ પરમાત્મા જ્ઞાતિજનોને અંતઃકરણની માન્યતા તથા આચાર વિચાર એક રૂપ રાખવા અને વર્તન પ્રમાણેજ ખુલ્લા બહાર પડવા તથા પક્ષા પક્ષીથી તણાઇ નહિ જતાં ધર્મરક્ષણનો ખરો મુદ્દો અને સમયનો પ્રભાવ તથા શાસ્ત્રાધારનો સતર્ક શુધ્ધ નિર્ણય લક્ષમાં રાખી, ન્યાયી વૃત્તિથીજ આચરવા હિંમત આપે અને સદ્‍બુધ્ધિ આપે એવું ઇચ્છી સદ્‍ગતના થોડાક વિચારો આ નીચે આપવામાં આવે છે.

મૂ. પ્રે. બ. ]

જુનાગઢવાળા આપણા સદ્‍ગૃહસ્થ પરોપકારી રા. રા. લાભશંકર લક્ષ્મીદાસ " અહિંસા પરમો ધર્મઃ—" એ ધર્મસૂત્રનો ઉપદેશ કરવા ઇંગ્લાંડ જવાના હતા. તેમણે જુનાગઢમાં નાગર જ્ઞાતિ બંધુઓ તથા ધર્મગુરૂ બ્રાહ્મણોની સમક્ષ એક ભાષણ આપેલ તે સમયે પ્રમુખ સ્થાનેથી સદ્‍ગતે દર્શાવેલા અભિપ્રાયો નીચે મુજબ હતા.

## પ્રમુખે બતાવેલા વિચારોનો સાર.

જ્ઞાતિ સમક્ષ જ્યારે કોઇના વિલાયત જવાની વાત રજુ થાય ત્યારે સ્વાભાવિક રીતે પહેલો પ્રશ્ન એ ઉઠે કે-આપણામાં તો એ રહ્યો નહિ ના? શાસ્ત્ર પરત્વે આવા દોષની તુલના કરતી વેળા અનેક જ્ઞાતિ ભેદ તો મદદગાર થઇ શકતો નથી કેમકે તેમાં તો માત્ર ચાર વર્ણ કરતાં વધુ વિભાગનો પ્રસંગ મળી આવતો નથી એવું તે સ્થળનારાઓના કહેવાથી સમજાય છે. ચારમાં શ્રેષ્ટ જે બ્રાહ્મણ તેને સંબંધે શું થવું યોગ્ય. દી નિર્ણય કરવાનું કામ શુધ્ધ વિદ્વાનોનું છે, હું એ વિષયમાં આગ તો ધર્મશાસ્ત્રથી પ્રાતિકૂળ ગણાય. એમ કહેવાને કોઇ પ્રકારે સમયે નથી. વળી ધર્મશાસ્ત્રમાં ચાર વર્ણ વિભાગ કોને

પેટા જ્ઞાતિઓનાં જે જુથ વર્તમાન સમયે વિદ્યમાન છે તેમના વચ્ચેનો પરસ્પરનો ભેદ જાળવી રાખવાને શું વિશેષ કર્તવ્ય છે તેનો નિર્ણય તે તે જ્ઞાતિના સંભાવિત ગૃહસ્થો બહુમતે કરી શકે, એટલે તે વિષય મ્હારી શકિત ઉપરાંતનો છે. હું કેવળ એ વૃધ્ધ વિદ્વાનો તથા જ્ઞાતિના સંભાવિત ગૃહસ્થોએ ધ્યાનમાં લેવા જેવા જે મુખ્ય મુદ્દા મને સમજાય છે તે ગણાવી દઇને એમને વિનંતિ કરૂં છું કે એ અને બીજા જે કંઇ મુદ્દા તેઓ લગતા ધારે એ બધાનો એકંદર વિચાર કરીને કંઇ પણ નિશ્ચય ઉપર આવે.

(૧) સમુદ્રપાર જવાના દોષમાં વિલાયત જવાનો દોષ આવે છે એવું હું સમજુ છું, ને ખરૂં હોય તો જાપાન, દક્ષિણ આફ્રિકા વગેરે સ્થળે જનારા કરતાં આપણે વિલાયત અને અમેરિકા જનારા તરફ ધર્મને નામે વધુ સખ્ત થાઇએ છીએ તે શાસ્ત્ર સમ્મત છે કે કેમ? એ વિચારવાની બાબત છે.

(૨) ભારતવર્ષની પવિત્ર ભૂમીમાં વસનારા આર્ય લોકો કોઇ પણ અપવિત્ર ભૂમીમાં વિચરે તે દોષરૂપ છે, એ કહેવામા જ્યારે આ દેશમાં આર્યધર્મિ રાજ્યસત્તા હતી અને સ્વતંત્રતા તથા સ્વ સંતોષથી આર્યોજ આ ભુમીમાં વસતા હતા એ વેળા જે અર્થ રહ્યો હતો તે અર્થ આ સમયે જ્યારે જે અનાર્યોથી બીજી ભૂમી અપવિત્ર મનાતી અને જેમનો સહવાસ આર્યોને માટે દૂષિત મનાતો હતો તેઓ આ ભુમિ ઉપર આવી વસ્યા છે ને તે એવા સંજોગોમાં કે આપણે એમના સહવાસથી બચી શકીએજ નહિ ત્યારે લાગુ પાડી શકાય કે કેમ?

(૩) જ્યારે વિદ્યાહુન્નર આદિ જ્ઞાન આપણે એમને આપવાની સ્થિતિમાં હતા અને એમનાથી સંપાદન કરવા જેવું આપણે કંઇ ન હતું. તે વેળા આપણે જે દ્રષ્ટિથી એની જોડેના સહવાસ સંસર્ગની કિંમત કરતા તે હાલ જ્યારે સૃષ્ટિક્રમમાં ઇશ્વરેચ્છાથી એમનાથી આપણે ઘણું જાણવા મેળવવાની સ્થિતિ આવી લાગી છે, ત્યારે પણ કાયમ રાખવી એ વ્યાજબી અને વિવેકવાળું છે કે કેમ ?

(૪) આંતર્ શુદ્ધિ અને બુધ્ધિના ઉચ્ચ સંસ્કારો જેથી ઉદ્ભવે તેવાં વર્તન માટે પણ આપણે મુકાબલે જેમનાથી વધારે સારા ઘડા મળી શકે તેમ છે તેઓ પુરાતન કાળમાં કેવા હતા એ ક્યાનેજ વળગી રહીને તેમનાથી મળતા લાભથી આગ્રહપૂર્વક વિમુખ રહેવું અને આપણે પ્રશંસનીય ધર્માચરણની ગણનામાં મુકવું યોગ્ય છે કે કેમ ?

(૫) ટુંકામાં સમર્થ ધર્મશાસ્ત્ર નિપુણ વિદ્વાનોના બોધ પ્રમાણે પણ આપણું કર્તવ્ય કેવળ શું હતું ? તેમાંજ બુધ્ધિને રોકી રાખવાનું છે કે વર્તમાન અને ભવિષ્યની ભણી લગાડવાનું છે ?

આટલું ઉપોદ્ઘાત રૂપે આપની આગળ રજુ કરીને મ્હારે આપ સમક્ષ મ્હારો પોતાનો મુખ્ય નિશ્ચય સ્પષ્ટ કરવો જોઇએ કે જેનાથી આપણું આર્યપણું કંઇઅંશે પણ ઓછું થાય અથવા વર્ણ ધર્મોમાં ન્યુની હાનિ પહોચે તેવું કશું કોઇપણ પ્રકારના વ્યવહારિક લાભ માટે આપણે સ્વીકારવું નહિ જોઇએ. એ વાત પણ ના કહી શકાય તેવી નથી, કે સમુદ્ર ઓળંગીને જનારાથી આપણે પોતે સાધારણે જે નિયમોનું પરિપાલન આપણા વર્ણ તથા નાતિ ધર્મ સંબંધે આવશ્યક માનીએ છીએ તેમાં વધુ ઘટુ પણ સ્ખલન તો પડેજ પડે. મ્હારૂ કહેવું એવું છે કે કેટલાએક સહવાસ, સંસર્ગના જે નિયમો આ દેશમાં રહેવા છતાં તુટે છે તેવા દોષ વિલાયત કે એવે સ્થળે જનારાનો વિચાર કરવા ટાણે જુદા તારવી નાખવા જોઇએ. કેમકે એ કાંઇ ત્યાં જવાનુંજ પરિણામ નથી અને બીજું ત્યાં ગયા તે સર્વની મન, વચન તથા કર્મની શુધ્ધતા અગર મલિનતા એક સરખી ગણી કહાડવી નહિ જોઇએ. ગમે તેવા ઉચ્ચ પુરૂષાર્થ માટે ગમન કરે અને ચાહે તેટલો આગ્રહ આપણા નિયમો પાળવાનો રાખે તો પણ કંઇ પ્રાયશ્ચિત આપવું ન પડે તેવો કોઇ રહી શકે એ તુરત વેળા નો સંભવ બહાર જણાય છે પરંતુ તેટલા માટે ને ઉચ્ચ ધર્માગ્રહી પુરૂષને અને કેવળ ઉચ્છૃંખલ ધર્મના અનાદર માટે ગમન કરનારાને સરખા ગણી કહાડવા એ ન્યાય નથી અને ન્યાય ન હોય તેને ધર્મ પણ કહેવો કઠણ છે.

વિલાયત વગેરે જનારાના કેવળ એક બીજાથી નિરાળી ગણનામાં રાખવા યોગ્ય હું ત્રણ વર્ગો પાડી શકું છું.

(૧) ખાનપાનાદિમાં સર્વથા જે પદાર્થોને આપણે ત્યાજ્ય ગણીએ છીએ તેના સેવનનો જેને એવો ભાવ લાગ્યો હોય કે તે એ પરદેશમાં ચાહીને પોતાના કામમાં લે અને દેશમાં આવ્યા પછી જેને એ છોડવાની વૃત્તિ ન હોય.

(૨) એવા ત્યાજ્ય પદાર્થો પ્રતિ જેનો ભાવ નહિ છતાં એ પરદેશમાં જે શરીરસંરક્ષણ માટે જરૂર પડવાથી અથવા જરૂર છે એવી માન્યતાથી પોતાના કામમાં લાવે પરંતુ દેશમાં આવ્યા પછી અંતઃકરણપુર્વક પશ્ચાત્તાપથી તેનો ત્યાગ પાળવાને જે આચકી રહેવા માગે છે.

(૩) એવા ત્યાજ્ય પદાર્થોથી સ્વધર્મ પાલનનાં પોતાના આગ્રહને લઇને જેઓ પરદેશમાં પણ તેવું પોતે ગ્રહણ કરેજ નહિ.

આમાંથી તે કોઈપણ પ્રકારથી પ્રાયશ્ચિત્તથી જેને પંક્તિ આપી શકાયજ નહિ તેવા કોને ગણવા ? અને પ્રાયશ્ચિત્તથી શુધ્ધ કરી શકાય તેવા કોને ગણવા ? એ પ્રથમ નિરાકરણ થવું જરૂરનું છે.

જેને પ્રાયશ્ચિત્તથી શુધ્ધ કરી શકાય તેમના પ્રાયશ્ચિત્તનું પ્રમાણ મુકરર કરવામાં જેમ ઉપરના વર્ગની ભિન્નતા છે તેમ તે પ્રત્યેક વર્ગના પરદેશગમન કરનારાના હેતુપરત્વે ત્રણ પેટા વિભાગ પડે છે તે એ કેઃ—

(૧) કેવળ શોખથી જનારા.

(૨) વિદ્યા, કળા, હુન્નર સંપાદન કરવા અર્થે એટલે સારા પણ સ્વોન્નતિના હેતુથી જનારા.

(૩) પરમાર્થ યાને ધર્મકાર્ય માટે જનારા

એ મ્હારે સમજાવવું પડે તેમ નથી કે ભાઇ લાભશંકર ઉપરમાં મેં ગણાવેલા મુખ્ય ત્રણ વર્ગમાંથી ત્રીજા વર્ગમાં અને પેટા વિભાગમાંથી પણ ત્રીજામાં આવે તેમ છે. અને એ પ્રમાણે જે ભાઇ કેવળ ધર્મપરાયણ થઇને પરદેશગમન માથે લે તથા ત્યાં આગ્રહ

૩

વિલાયતગમન પ્રસંગમાં આધાર તરીકે ગણી શકાય તેવા કેટલાક દાખલા મહુંગતે સને ૧૯૧૬ મા એક પ્રસંગે જ્ઞાતજનોને કરેલ એક અપીલમાં ટાંકયા હતા અને તે અપીલની નકલો ચોતરફ જ્ઞાતિ ભાઇઓમાં મોકલી હતી તે દાખલાઓ નીચે મુજબ —

(૧) શ્રી જ્યોતિર્મઠના શંકરાચાર્ય સ્વામિ કૈલાસાનન્દજીએ સં. ૧૯૨૯માં ઠરાવ આપીને ચિત્પાવન બ્રાહ્મણ ગ. કૃષ્ણરાવ ગોપાળ દેશમુખ તથા નારાયણભટ બાપુભટ કાલેને, વિલાયત જઇ આવેલાને પ્રાયશ્ચિત્ત આપીને પાછા જ્ઞાતિમાં લેવાનો નિર્ણય કર્યો છે.

(૨) શ્રી ગોવર્ધનપીઠાધીશ્વર શંકરાચાર્ય સ્વામી મધુસુદન તીર્થે સં. ૧૯૬૮માં 'દ્વીપાન્તરગમનવ્યવસ્થા" નામનું ચોપાનીયું સંસ્કૃતમાં શાસ્ત્રાધારો આપીને પ્રસિધ્ધ કર્યું છે તેમા પણ એવોજ નિર્ણય કર્યો છે કે- વિલાયત વગેરે રહી આવેલ બ્રાહ્મણ પ્રાયશ્ચિત્ત કરીને પોતાની જ્ઞાતીમાં પુનઃ પ્રવેશ કરવા યોગ્ય થાય છે.

(૩) શ્રી શારદામઠ (દ્વારિકા) પીઠાધીશ્વર શંકરાચાર્ય સ્વામિ માધવતીર્થજીએ પણ પ્રશ્નોરા ગૃહસ્થ પાર્વતીપ્રસાદ (વિશ્વનાથ વિઠ્ઠલજી રાજ્યવૈદ્યના જ્યેષ્ઠ પુત્ર)ને પ્રાયશ્ચિત્ત આપીને એવોજ અભિપ્રાય આપેલો છે.

(૪) ધર્મશાસ્ત્રની દ્રષ્ટિમાં **સમુદ્રયાન બધાં** સરખાં પાતક ગણાય છે એટલે આફ્રિકા, જાપાન વગેરે સ્થળોએ જનારાને વગર **પ્રાયશ્ચિત્ત** નાતમાં રાખીને વિલાયત જઇ આવેલા સામે તે કારણથી વાંધો લેવો એ ન્યાય વા ધર્મ એક નથી.

મહુંગત આનંદમાં આ ઉપરથી ચાગીર કહેતા કે આપણે નાગરો સર્વ જ્ઞાતિમાં શ્રેષ્ટ હોવાનું માનીએ છીએ તેથી આફ્રિકા જાપાન વગેરે સ્થળે જનારા માટે પ્રાયશ્ચિત્તની પણ જરૂર નથી ગણી પણ વિલાયત એ બ્રીટીશ શહેનશાતનો દેશ હોઇ આપણે તેમના સામેજ મોરચા માંડીએ છીએ. એ એકજ ગણતરી વિના બીજી કોઇ રીતે વિલાયત જઇ આવનાર પરત્વે તો આપણો વ્યવહાર આજથી કરી શકે તેવું નથી.

(મહી) મ. પ્રે. બ.

(૫) શ્રી કાશીમાં રા. બા. શ્રીશચંદ્ર બસુએ સને ૧૯૧૦-૧૧ માં ન્યાય કોર્ટથી નિર્ણય કર્યો છે કે સમુદ્રયાનને પાપ માનવામાં આપણે શ્રુતિ ધર્મથી ઉલટા ચાલીએ છીએ અને તે ન્યાય કોર્ટના ઠરાવમાં શ્રુતિસ્મૃતિપુરાણાદિ બન્ને પક્ષના આધારોની તુલના કરવામાં આવી છે.

(૬) સને ૧૯૧૨માં શ્રી કાંચીમાં આખા ભારત વર્ષના વિદ્વાનોની પરિષદ થઇ હતી તેમાં ૩૧ પંડિતોનો મત થયો કે જેણે પ્રાયશ્ચિત કર્યું હોય તે વિલાયત જઇ આવનાર કન્યાદાન તથા યજ્ઞોપવિત દેવાનાં કાર્ય કરી શકે છે. જ્યારે માત્ર ૧૧ પંડિતોનો વિરૂધ્ધ મત પડયો.

(૭) સને ૧૯૧૪મા નિઝામાદીમાં એવીજ પરિષદ મળી હતી તેમાં ૭૫ પંડિતોએ મત આપ્યા કે તેવાં કાર્ય તે કરી શકે છે જ્યારે માત્ર ૧૦ પંડિત વિરૂધ્ધ મતના નીકળ્યા.

(૮) બીજી નાતના બ્રાહ્મણો જોડે પાયશ્ચિત પછી તેને બ્રાહ્મણ સ્વીકારીનેજ આપણે વર્તવું પડે છે ને વરતીયે છીએ ને સુરત વાળાએ વિલાયત જઇ આવનાને પંગત આપી તેની જોડે પણ આપણે વ્યવહાર બંધ કરી શક્યા નથી.

[ઉપર પ્રમાણે ત્રણ ફકરાઓ વાંચી મનન કરવાથી વિલાયત ગમન સબંધે સદ્દગતના વિચારો કેવા હતા અને તે સબંધમાં કેટલી મુદાસર કારણો સહીત દલીલ કરવામાં આવી છે, તે સહેજે સમજી શકાય તેમ છે ને તાથે અમારી આગ્રહપુર્વક જ્ઞાતિજનો પ્રત્યે વિનંતિ છે કે વિલાયતગમન અને બીજા નાના મોટા જ્ઞાતિ સંબંધના સવાલોનો ઉદાર અને વ્યવહારિક દ્રષ્ટિથી ચર્ચા કરીને તેમજ કોઇપણ અમત કે ખાનગી કારણો લેશ પણ લક્ષમાં નાખ્યા વગર ચોકસ નિર્ણય જેમ બને તેમ તરત સહુ ભાઇઓએ કરવો.

જ્ઞાતિનું બંધારણ તદન શિથિલ થઇ ગયું છે. સહુ કોઇને "હું શાણો" એવું મિથ્યાભિમાન થતું જોવામાં આવે છે અને પરિણામે જ્ઞાતિના પુરૂષોના વિદ્યાભ્યાસ, ઉદ્યોગ, લગ્નવ્યવહાર, પરદેશ

ગમન વગેરે બાબતોમાં સ્વચ્છંદી વર્તન થવા માંડયું છે. અને પરિણામે નીતિ કે પ્રતિષ્ઠાનું પણ ભાન નથી રહ્યું, અને પોતાના વચનનું ગૌરવ ભૂલાવા માંડયું છે. અને વિવેકભ્રષ્ટની ચોતરફ અવનતિ થાય એ દશા આપણી થવા બેઠી છે. એ ખેદમય સ્થિતિ જોઇ સાંભળી કોઇપણ સમજુ સહૃદય સજ્જન સાંખી શકે તેવું નથીજ.

આપણી જ્ઞાતિ ભરનિદ્રામાં છે, પોતાની નીતિ, પોતાની રહેણી કરણી, પોતાની આજીવિકા, પોતાની સંતતિ, પોતાનું અસ્તિત્વ તમામ પ્રત્યે ભરનિદ્રા વશ આપણે છીએ. ડોકટર જોન હંટરના નીચેના શબ્દો અત્યારે નજરે તરી આવે છે:—

Sleep! This sleep of the spirit, how frightfully common it is! We see it in a thousand forms. We see it in an apathy towards all serious things and serious duties, see it in a disregard of the ideal-side of common realities and activities; see it in the neglect of religious culture; see it in a life whose time is more and more given up to the gratification of inordinate ambition to society and to amusement; see it in a deepening insensibility to the needs of the personal soul and the responsibilities of moral being; see it in the disposition that looks out with unconcern upon the evil that is in the world; see it in the decay and absence of interest in the work which has in view the uplifting of man, and the triumph of the order and will of God in our human life.

(વસન્ત સં. ૧૯૭૫ કાર્તિક.)

ટુંકામાં જ્ઞાતિ બંધુઓ, જાગૃત થાઓ! આપણાં ધીંગાં માતબર ગણાતાં કુટુંબો મોટા મોટા શહેરમાં હતાં તે ક્યાં ગયાં? આપણા પૂજ્ય વિચારશીલ, અનુભવી મુરબ્બીઓ ક્યાં છે? આપણે છિન્ન ભિન્ન થઇ ગયા છીએ, આપણે ઉદર-નિર્વાહની કેવી કેવી મુશ્કેલીઓ ભોગવવી પડે છે અને તે તથા બીજા કારણોથી દીકરા દીકરીનાં સગપણ લગ્ન વ્યવહારનો વિષય કેટલો બધો દુર્ઘટ થઇ પડ્યો છે? આ બધું શું સુચવે છે? તે દશાનો વિચાર સહુ કરો એવી મારી નમ્ર પ્રાર્થના છે.

(સહી) મૂ. પ્રે. બક્ષી.

# હુતાશની.
## (ત્રિકાળનું વિહંગાવલોકન.)

શ્રી શંકરે કામદેવને બાળી નાખ્યો તે પુર્વ દરેક પર્વ દરેક પુરૂષે પોતાની પટ્કામાદિ મનની દુર્વૃત્તિનો વિનાશ કરવો એ આ પર્વનો આધ્યાત્મિક હેતુ.

નવપરિણીત યુગલને, બ્રહ્મચારી યજ્ઞોપવિતધારી બટુકને, જન્મેલા બાળકને પ્રથમ હુતાશની મંગલકારી હોઇ તેની પુજા વિધેય કરી છે. સકળ જગતની તેને વંદ્ય દેવી ગણી છે. તે એનું આધિદૈવિક સ્વરૂપ.

શિયાળાની બધી શરદી તોડી નાંખવા ગોમયનો ધુપ કરવો અને તેણે કરીને મચ્છર વગેરે જન્તુઓનો વિનાશ કરી વસંત ઉજવવી એ એનું આધિભૌતિક સ્વરૂપ.

"ગઇ કાલ"ની હુતાશનીમાં આ બધાં સ્વરૂપ ઉપર પુરતું લક્ષ અપાતું. ભાભી, નણંદ, દેરૈયાં, કાકી, ભત્રીજડાં, ભાભી ભાણેજડાં વગેરે શ્વસુર પક્ષના સગાંઓનોજ વધુ ઉપર એ જાતનો હકક રહેતો. પિયરમાં તો ગ્રન્થી દ્રઢ હોયજ. આ સમજાય તેવું છે. "ભાભીના ભાવ મ્હને ભીંજવેરે લોલ" એ આ વખતની રસિક નિર્દોષ ભાભીએ દાગડા અને કાંકરથી શીયાળાની શરદીને કફનું મૂર્ત સ્વરૂપ આપી મુક્કા ફગવાથી તેને છુટ્ટો પાડી, તાપમાં શેકી, રાગડા તાણી ગાયન ગાઇ તેને બ્હાર ફેંકી દેવાનો એ સર્વનો હેતુ હતો. બધી રમતોં મર્દાનગીને સરાણે ચ્હાડાવવા માટેજ હતી. ઘણું ખરૂં ચોરેલાં છાણાંજ વપરાતા, જેથી Sparta ના જેવીજ ચોરશામાં હિંમત દાખ-

વવાની કેળવણી મળતી. ત્યાંના કિશોરે ચોરેલ કોઇ ન્હાના જાનવરનો અને તે જાનવરે તેનું કાળજું કોરી ખાધા છતાં પણ પેલા કુમારનાં મુખ ઉપર દુ:ખનો એક ભાવ ન જણાયો એ વાતને સહુ કોઇ જાણે છે અને સંભારે છે. આપણી પ્રણાલિકાઓ આપણે જાળવી રાખીએ અને સાત્વિક શ્રધ્ધાથી વાળીએ તો એવોજ જ્વલંત આપણો ઇતિહાસ થાય.

હવે આજની હોળીમાં આ બધું કેટલે અંશે જળવાય છે તે જુવો. આધ્યાત્મિક સ્વરૂપ તો આત્મા હોય તેજ કેળવે ને? આધિદૈવિક સ્વરૂપ ધરડેરાંઓએ મહા મહેનતે જાળવ્યું છે તે તેમની સાથે અસ્ત થશે. ઘરમા નિર્દોષ કિલકિલાટ અને રંગ તો સુધરેલી ભાભી, કાકી કે મામીને 'પસંદ ન આવે' અને તેને આવે તો ભાઇ, કાકા કે મામાનું 'માથું ફાટી જાય' ભુલમાં એક છાંટો ઉડે તો શરદી થઇ જાય. ભલા હોય તો સંયુકત કુટુંબજ શાનું હોય કે લ્હાવા મળે? બારકા કદાચ ઘરનાં વડીલોને ખુશી કરવા ખાતર શુકન માટે આવે તો 'ચિનોઇભલી દેવી'ને અર્પણ થઇ જાય. ખજુર તો પેટમાં ચોંટે ધાણી તે કાંઇ ખાવાની ચીજ છે? હુતાશનીના ધુમાડાથી આંખમાં પાણી આવે એટલે રમતો અસભ્ય. હુતાશની વખતનાં સ્તોત્રોની જગ્યાએ ગાળાગાળી અને મદોન્મત્તને ઉત્તેજે એવા રમતોને બદલે સિનેમાને શોભે એવા કલહ. જાણું તે કોણ ચોરે? ૧૦ વર્ષથી ન્હાના એટલાં તો ફીકલાંઓ અને ત્યારથી ૧૫ સુધી અભ્યાસની ચોપડીઓના ઢગમાં દટાવાનું ૧૬ વર્ષથી તો ગૃહસ્થાશ્રમી છોકરો એટલે ચાર ફુટની ઉંચાઇ, ભારે મહલ મોઢું ચાર ઇંડે ધોતીયું અને પાનની પટી. આમાં કોણ કોનો વાંક કાઢે! મ્હોટાં શહેરમાં ના ઘરમાં છાણાંને બદલે કોલસા વપરાતા હોય એટલે તે તો **न चोरहार्यं** અને **न भ्रातृभाज्यं** જ્યાં ગોમયનો ધુપ કરવાનો ઉદેશ ત્યાં હોળીમાં લાકડાંના ઢગ અને કોલસાનાં ગાડાં હોમાય જેનો કંઇ અર્થ નહીં. પરિણામે બીજું કાંઇ ન કરતાં ગોએ આરસામાં પોતપોતાનું મુખ જોઇ લેવું અને સમજી લેવું.

હવે ચાલો ભવિષ્યમાં આવતી કાલની હુતાશની કેવી થશે? મેદાનમાં એક મજીવાનો કિલ્લો કરવામાં આવ્યો છે. અંદર ખુરશી

ટેબલોની મનોહારી ગોઠવણ થઇ રહી છે. ને શમીયાણાની સન્મુખ વિજળીના વાળાનો અને કળાથી ગોઠવેલો એક કાળો સમુદ્ર હોળીની ગરજ સારશે. આસપાસ પાણીનો છંટકાવ થઇ ગયો છે. કર્તાહર્તાઓ Silken suits, felt અને cycle સહીત આંટા મારે છે, સત્કાર સમિતિ આવકાર આપવાને ચાર પગે થઇ રહીછે, પ્રતિષ્ઠિત ગૃહસ્થોને આમંત્રણ પત્રો મોકલવામા આવ્યાંછે. અમલદારો પણ ચુકાયા નથી. શહેરના વડા ગોરા અમલદારને પ્રમુખ સ્થાને સ્થાપવામાં આવ્યા છે જોત જોતામાં તો શમીયાણો ભરાઇ ગયો અને સભા મંડળના પ્રમુખ ભાષણ આપવા ઉઠયા આર્યપર્વની ઓળખાણ પાવની ભાષામાં શરૂ થઇ. બધો પ્રાશ્ચાત્ય શિષ્ટાચાર જળવાયો. છેવટે બાનુઓ અને ગૃહસ્થોનો વધુ વખત ન રોકતાં, પ્રમુખ મહાશયના મડમ સાહેબને હુતાશની પ્રકટાવવાની વિનંતિ કરવામાં આવે છે. Switch દાબતાંની વારજ ઝગઝગાટ રોશની પ્રકટી તેને તાળીઓના ગગડાટ, ગુલાબ જળના છંટકાર Hip Hip Hurra ના નાદ સાથે વધાવવામાં આવી. નાસ્તાને ખુબ ન્યાય કરી હારતોરા લઇ સભા ખલાસ થઇ. Switch off કરવામાં આવી અને ક્લાકમાં તો બધું ઠેકાણે પડી જતાં ત્યાં નિર્જન શ્મશાન તુલ્ય શાન્તિ પ્રસરી રહી, આગળ પડતા લોકો ઉપર અમલદારોનાં કૃપાકટાક્ષો વર્ષ્યા અને તેમના ખિસ્સામાં અથવા તો છાતી ઉપર બિલ્લાના રૂપે એ કટાક્ષો અમર થયા,— આર્ય સંતાનો, આવું જોવા તૈયાર ન હો તો ચેતી વેળાસર પાછાં પગલાં ભરો.

# ધર્મ

## (કેટલાક પ્રશ્નોત્તરો.)

સવાલ—ધર્મ શેમાં મનાય છે? દેશકાળ પ્રમાણે શું હોવો જોઈએ?

જવાબ—(૧) જે પોતે માનેલાં ધર્મનાં ટીલાં-ટપકાં કરવામાં સંભાળ રાખતો હોય પછી ભલેને અંતર મેલું હોય એટલે માત્ર ' દેખાવ-ડોળ-આડમ્બરમાંજ'

(૨) જ્ઞાતિના રિવાજોને બધા દેખતાં વધારે પડતું નામ આપે પછી એકાન્તમાં એકલા અરે ઘરમાં ગમે તેવું વર્તન વિરૂધ્ધ રખાતું હોય—' માત્ર ડોળ. '

(૩) મંદિર, ઉપાશ્રયમાં દર્શન માટે દેવ કે ગુરૂના દર્શન માટે દોડતો હોય અને તે પવિત્ર જગ્યા બહાર ગમે તેવાં કાળાં ધોળાંમાં લપટાવવા બહાદૂરી માનતો હોય—માત્ર ડોળ.

(૪) બાળ વિધવાને પણ ફરજ્યાત વૈધવ્ય પળાવવા પછાત ન રહે પછી ભલેને તેનો ગર્ભપાત કરાવવા સીધી રીતે મદદ આપે. વિધુર ૫૦-૬૦ વર્ષે પોતાને છોકરાંનાં છોકરાં હોય છતાં પોતાની પૌત્રી જેવડી કન્યા સાથે પરણે-અરે પોતે તો પુનર્લગ્ન કરે-અને પછી ભલેને વરસ વરોળમાં તે કન્યા રંડાય. તેવાજ પુરૂષ તેની બાળ વિધવાનાં પુનર્લગ્નની વિરૂધ્ધ મત આપે જ્ઞાતિઓ-આ પ્રમાણે ચલાવે—માત્ર ડોળ.

(૫) ભંગી ઢેઢને અડતાં અભડાય પણ તેથી ગદું કામ કરનારને-જેવા જે ખાટકી તેની સાથે વ્યવહાર રાખે-ભંગી, ઢેઢ, અન્ય ધર્મ સ્વીકારે પછી તેને અડકાય તે વખતે તેજ ધંધો કરતો હોય કે

તેવો બીજો ગંદો ધંધો કરતો હોય છતાં તેને અડકવામાં બાધ ન ગણાય-રેલ-સ્ટીમરમાં તેના સંસર્ગની જરાય અડચણ નં ગણાય.

(૬) દારૂ છાનો પીવાય—દવામાં હરહમેશ-છુટથી-પીવામાં આપત્ ધર્મ ગણાય-માત્ર નજીવા રોગમાં પણ તેમજ અભક્ષ્ય ચીજનો દવા તરીકે-તાકાત આપવા માટે ખોરાક તરીકે-કોડલીવર ઓઇલ,-મીટ-એક્સ્ટ્રાકટર.-એવાં-લેવામાં બાદ નહિ પણ અગાઉ વખતે અન્ય શુધ્ધ બ્રાહ્મણ જેવી કે પોતાના વર્ણના પેટા ભાગનુ અનાજ રાંધેલું ખાવા માટે જ્ઞાતિ બહિષ્કારની સજા—

(૭) જે ત્રાજવામાં તેલ તોળાય તેમાંજ ખોળ તોળાય છતાં અજીઠું ન ગણાય-તે મુજબ જે ત્રાજવામાં ગાંઠીઆ, ભજીયાં, બુંદીના લાડુ જોખાય તેમાંજ પેંડા, બરફી, શીખંડ, દહીં જોખી લેવાય અને તે શુધ્ધ બ્રાહ્મણને પણ ખપે. આવાં અનેક કૃત્યોને જ્યાં સુધી ડોળ રાખી ચલવી લેવાય ત્યાં સુધી સત્ય, નીતિ, સહૃદયતાને અરે પ્રભુનેજ ધર્મ-અરે આડમ્બરને નામે દગોજ દેવાય છે.

## ઉપરનું ગળે ન ઉતરે તેનુંજ નામ ધર્માન્ધપણું.

સવાલ—પ્રાયશ્ચિત કોનું અને તેની વિધિ શી ?

જવાબ—જાણી જોઇને જે કૃત્ય ન કર્યું હોય-ફરજ્યાત કરવું પડયું હોય-પ્રાયશ્ચિત્ત કર્યા બાદ ફરી તેવું ન કરવાનો નિશ્ચય હોય તેનુંજ પ્રાયશ્ચિત્ત હોય. બાકી સવારે પ્રાયશ્ચિત્ત કરી સાંજે તેનું તે કરે તે નજ ગણાય, હાલ તો પ્રથા એવી છે કે અમારા માટે ઘટે કરો પછી ગમે તેમ ચલાવાય તેની પરવા થોડી.

સવાલ—દેશકાળ પ્રમાણે ધાર્મિક રિવાજોમાં ફેરફાર કરવા જોઇએ શું ? શાસ્ત્ર તેમ ફરમાવે છે ?

જવાબ—હા. ખુશીથી ન કરો તે પરાણે થોડે થોડે થતાજ જાય છે. જો મમતને વળગી સમયાનુસાર થોડો પણ ફેરફાર ન કરો તો પરિણામે અચાનક એટલે સુધી ફારફેર થાય છે કે કંઇ ધોરણ ન રહેતાં તદન અણધાર્યું વિપરીત પરિણામ આવે છે. દ્રષ્ટાન્ત—નાની બાળ વિધવાને પુનર્લગ્ન માટે છુટ નથી મુકાતી પરિણામ ગર્ભપાત

કરવા-કરાવવા મદદ કરવી પડે છે એટલુંજ નહીં પણ અન્ય ધર્મી સાથે વટલી ગયાના દાખલા પણ નજરે આવે છે.

સવાલ—કયા ફેરફાર અવશ્ય તુરતમાં કરવા જરૂરના ધારો છો?

[૧] એકલા બાહ્યાચારને ન વળગતાં અથવા બાહ્યાચારના થોડે ઘણે ભોગે પણ-સત્ય-નીતિને-વળગવું. ચારિત્ર્ય સુધારી શુધ્ધ ચારિત્ર્યવાળાજ ખરા ધર્મીઓ સમજાવતાં શીખવવું

[૨] પ્રાણિ સર્વમાં પ્રભુ કે આત્મા માની સહુ સાથે સપ્રેમ વર્તવું, એકલા બાહ્યાચારનેજ વળગવામાંજ ધર્મ ન માનવો.

[૩] આડમ્બરને દૂર કરી દેશકાળ પ્રમાણે છુટ મુકતા જવી દ્રષ્ટાંત-પરદેશ ગમન, અંત્યજ જોવાને માત્ર અડકાઇ જવાય તે માટે ચલાવી લેવું, તેમને ખોરાક આપવો તે નીચે ધૂળમાં કે પાત્રમાં કે કાગળ ઉપર ન નાંખતાં તેના વાસણ કે છેડામાં નાંખવાનાં ન અચકાવું વગેરે.

[૪] અંગ્રેજી દવા ટીંકચર જેવાની છૂટ રાખવી-પણ બેંદી-કોડલીવર ઓઇલ-દારૂ-મીટ એકસ્ટ્રાકટ લેનાર પાસે જનોઇ બદલવું કે તેનું પ્રાયશ્ચિત જરૂરનું જણાવવું.

[૫[ હાથ પગ વાળા-સુરત બ્રાહ્મણ-બાવા-અને ભિખારીને આપવામા ધર્મ ન ગણતાં-લૂલાં-લંગડા-અપંગ અતિ વૃધ્ધ-નાચાર રોગીઓને દાન સુપાત્ર દાન આપવું.

હા-કથા કરાવો, શાસ્ત્ર શ્રવણ કરો તે વખતે ધર્મક્રિયા કરાવતાં શુધ્ધ બ્રાહ્મણને મહેનતાણાનાં રૂપ તરીકે દાન આપો એ જુદું. પણ તેમને નીરૂદ્યમી બનાવવામાંજ પુણ્ય ન સમજવું

[૬] ગાયત્રી મંત્રનો માત્ર જાપમાંજ ઉપયોગ ન કરતાં તેના શબ્દાર્થ પ્રમાણે હરવખત 'તમારી બુધ્ધિને પ્રેરતા રહો' માત્ર પાંચ પચાસ બ્રાહ્મણ પાસે જપ કરાવી પુણ્ય મેળવાય છે એમજ સમજવાનું નથી.

[૭] જ્ઞાતિના પેટા ભાગો જેમ બને તેમ દુર કરી શાસ્ત્ર મર્યાદા ચાર વર્ણની છે તેટલે સુધી તો કરો' આમ તેમ અરે નેથી ખરાબ વર્તનની છુંટ મુંગા મુંગા ચલાવાય છે તેને બદલે વિદ્યાર્થીને-એકલા

ઠુંક પગારના નોકરીયાતને-એકલા માંદા સાજાંને માટે અન્ય બ્રાહ્મણથી કે અન્ય પેટ તડથી ચલવવા જાહેર છુટ આપો.

[૮] હરેક બાબતમાં પોતાના અંતર આત્માને ગુરૂ માનો.

[૯] બાહ્યાડમ્બરને છોડી-કામ-ક્રોધ-લોભ-મોહ-મત્સર-અદેખાઇ સ્વાભિમાન-સમુળો અંતઃકરણમાંથી નાશ કરી દયા, ક્ષમા, સત્ય, નીતિ ધીરજ-અહિંસા-સંતોષ-બ્રહ્મચર્ય-સાદાઇ-કરકસરતાને હૃદયમાં સ્થાપન કરો.

[૧૦] જમાના પ્રમાણે વ્યવહારીક ખરચો-લગ્ન-વગેરે સારા કે માઠા પ્રસંગે ઓછાં કરી તે બદલ નિરાશ્રિત દુઃખી અપંગ માટે ફંડમાં ભરવાનું શરૂ કરો.

(૧૧) બાળ વિધવાને-અક્ષય યોનિવાળીને-કે છોકરાં વગ-રની નાની વિધવાને પુનર્લગ્નની ચ્ચોક છુટ મુકો, ફરજ્યાત વૈધવ્ય કહાડી મરજ્યાત શુધ્ધ વૈધવ્ય પાળે તેને પુષ્ટી આપો.

(૧૨) વિધુરો માટે કરાવો કે તેનાથી બીજી વાર ગમે તો વિધવા સાથે પુનર્લગ્ન થાય અથવા પોતાથી ૧૫, બહુ તો ૧૭ વર્ષથી નાની કન્યા સાથેજ પરણાય પણ ૧૭ વર્ષની ઉમ્મરની કન્યા, જે કદાચ તેને ત્યાંજ પેદા, દીકરી થઇ હોત વળી જાતિની દીકરી તે પણ પોતાની દીકરી ગણી તેવડી અથવા તેથી મોટી કન્યા સાથે લગ્ન ન થાય.

(૧૩) ધર્મના ઝઘડા વાદવિવાદ છોડી પોતપોતાના ધર્મમાં શાળને લઇ સદા દાખલ થયા હોય તેને દૂર કરી બીજાના ધર્મમાંથી જે સારૂ લાગે તે ગ્રહણ કરો.

(૧૪) સુર્ય ચંદ્ર ગ્રહણ વખતે નાહી, ધોઇ, ધર્મ ધ્યાન ખુશીથી કરો પણ તેમાં આભડછેટ માની અંતઃકરણ વિરૂધ્ધ, જમાનામાં બીજાની નજરે મુર્ખ ન બનો, છાનું નજ ચલાવો. છુટછ રાખો કુદરતી બનાવ સમજાય છતાં ધર્માંધપણે વળગવા જેવો હવે વખત નથી. આપણાં જ્ઞાન, કેળવણીને લજાવે છે.

# કન્યાકેળવણી.

દીપોત્સવી, ૧૯૮૨ મુંબાઇ.

સરસ્વતી,........

ત્હને અને ચિ. ઉર્મિને નૂતનવર્ષનાં મ્હારાં અભિનંદન. જેમ આજનું પ્રભાત આનંદમાં વ્યતીત થયું તેમ જીવનનાં સારાંય પ્રભાતો પસાર થાય એવી મારી તમ સારૂં ઇશ્વરપ્રત્યે વિનંતિ છે.

તારો પત્ર હું હમણાંજ વાંચી રહ્યો, અને પછીજ આ પત્ર, ત્હારા પત્રના વસ્તુને આધારે લખવા બેઠો છું. આમાં માત્ર ત્હારાં વસ્તુની વિવેચના અને મતદર્શનજ તને નજરે ચડશે

આ વસ્તુમંથનથી આપણે આપણી ફરજો સમજતા થશું જ્ઞાની થશું......

તારો, અને તારાં માતુશ્રીનો, ચિ. ઉર્મિલાનો વિવાહ રો. હરિભાઇના હરિશ્ચંદ્ર સાથે કરવાનો વિચાર મેં જાણ્યો. દલીલમાં તેં કહ્યું કે હરિશ્ચંદ્ર જેવો સારો અને ભણેલો યુવક અન્ય કોઇ આપણી નાતમાં ખોળ્યો મળવાનો નથી. એ વાત તદ્દન સાચી છે.

હવે પત્ર પર આવું છું.

પણ તારા વિચારને આચારમાં મુકતાં પહેલાં તું તને પોતાને પુછી જો કે ઉર્મિ, હરિશ્ચંદ્રના તેના સમોવડ કોઇપણ યુવકના જીવન પથમાં મદદગાર થઇ તેની સુખદુઃખસંભાગિની થઇ શકે એવી વિદ્યા કોઇ સમયે તેને આપવામાં આવી છે ? આત્મગત પુછી જો. ખાત્રી પુર્વક કહું છું કે તને જવાબ નકારમાંજ જડશે. તો એવી અધુરી

ઉર્મિને હરિશ્ચંદ્ર જેવા ગર્ભ તેજસ્વીની જોડે જોડી તું શો સાર કાઢશે? આશા ભગ્ન કલ્પાણી છે. પણ સ્વહસ્તેજ એ ઇમારતનો પાયો એવો નંખાયો છે કે જરાક તેઓના જીવનમાં અસંતોષના પંરો ઉદ્દભવે કે ઇમારત ધરણી ભેગી થાય, એવી દશામાં કે તેનો જીર્ણોદ્ધારેય કદાચ ન કરી શકાય. ત્હારો વિચાર હાલ તો આચારમાં મૂકાશે તો પરિણામ શું મળશે ? ... ..........

મ્હને ઝાંખું ઝાંખું દેખાય છે........શે ત્હને કહું

આપણી દેખીતી ભૂલથી તે બન્નેને આજન્મ તેમના જીવનમાં અધુરાશ લાગશે, અને તે તેઓને સાલશે."

નવાં વર્ષની શરૂઆતમાંજ તને પ્રશ્નપરંપરા પછી ત્હારી ખબર લેતો હોઉં એવું જાણી માઠું લગાડીશ માં, મારી મીઠી સરૂ !

હરિભાઇ મ્હારા મિત્ર છે. તેઓ સાચી કેળવણીના ભકત ઉપાસક છે. તેથી એતો હરિશ્ચંદ્રને આવતાં આવતાં અધુરાં માર્ગમાં જરૂર પાછાંજ ઠેલશે. હરિશ્ચંદ્ર છો મોટો થઇ જાય તેની એને તમા નથી. અને કેમે કર્યું એતાંજ સંબંધી આપણે થવું હોય તો પછી જાગ્યા ત્યાંથી સવાર, તે સિદ્ધાંતે તારી આશાની સિદ્ધિ થાય એવા પ્રયત્નો આદર.

મારો પોતાનોજ અનુભવ તને શું કહે છે? જ્ઞાન વગરનું જીવન એટલે નીરસ જીવન નહીં ! ત્હને મ્હેણું નથી મારતો તારો અનુભવ પૂછું છું.

સ્નેહ સાથે જ્ઞાન એ દમ્પતિ જીવનને સંસારસાગરમાં જીવન નૌકાને સુમાર્ગે તારનારૂં સુકાન છે.

જો સ્ત્રીઓ જ્ઞાનહીન હોય તો. તેઓ નિર્જન અરણ્ય સમાન છે. વટવૃક્ષ વગરનું ઉજ્જડ મેદાન છે, લોચનહીન પ્રાણીસમાન છે.

કયા પ્રકારનું જ્ઞાન સ્ત્રીઓને આવશ્યક છે તે પ્રશ્ન જેટલો ગંભીર છે તેટલોજ વિચારવો અઘરો છે.

સ્ત્રીઓને કેળવણી એવા પ્રકારની મળવી જોઇએ કે જે તેઓનાં ભવિષ્યનાં જીવનમાં તેમની માનસિકને શારીરિક, નૈતિક ને સંસારિક

વૃત્તિઓને પોષી જીવનને સર્વ રીતે ઉન્નતિકર થઇ પડે. એવી કેળવણી નીચેના વિષયોમાંથી મળી શકે.

**ધર્મ.** દરેક પ્રજાનાં દરેક યુગનાં મુખ્ય ધર્મપુસ્તકો છે તેની તારવણી કરી તેમાંથી ધર્મનું વ્હોળું જ્ઞાન ટુંકમાં સ્ત્રીઓને અપાય તો સ્થૂળ જગતના સ્થૂળ વ્યવહારમા ધર્મને બ્હાને અનેક ભૂલો થતી અટકે. સત્યાસત્ય પાળવાની, સ્વતંત્ર લેખાતી ઇશ્વર સ્મરણ કરી તેને પાળવાની ઉચ્ચતમા શકિતઓ આવે અને આત્મરૂપી સ્વામીને છોડી પથરાને પૂજવા ન જવું પડે. સ્વાત્માનાં સ્વરૂપને જીવન મિત્રને ઓળખાણ થાય.

**ભાષાજ્ઞાન.** સ્ત્રી સંસ્કૃત જાણે એટલે સ્ત્રીમાંથી દેવી બને એવી મારી માન્યતા છે. મુળ ઉન્નત ભાષા તો એજ છે. તે સન્નારીઓના લક્ષણ સુચવે છે. તેમને સંસ્કારી બનાવે છે. કુટુમ્બને બુધ્ધિ શાળી ને વિનાદ બનાવેછે. ફુલ નહીં તો ફૂલની પાંખડી, ઘણું નહીંતો થોડું પરંતુ દરેક સ્ત્રીને સંસ્કૃતનું જ્ઞાન હોવું જોઇએ. તને ખબર હશે કે પહેલાં મેં તને તે ભાષા શીખવવાની કેટલી અફલ માથાકુટ કરેલી ખબર ! વળી દુઃખી થશે.

પહેલા તું પોતેજ મ્હને કહેતી " પ્રેમલ, આવડા મોટા નવીન ભાઇ પણ આવ્યા ને બદલે ' આઇવા ' બોલે છે. ત્યારથી મેં ત્હને ગુજરાતી શીખવવા માંડયું. તેમાં તું રસ લેતી થઇ. ફાયદો એ થયો કે આપણે એકએકના વિચારો સુભાષામાં સચોટ વ્યકત કરી કેટલીક જીવનની મુશ્કેલીઓ દૂર કરીએ છીએ. સંસાર સુધરવાનો હતો તો એનાથી સુધર્યો. બાળકોના મનપર સંસ્કાર માતૃભાષા વડે બરાબર પાડી શકાય. પરભાષાથી બાળકો સંસ્કાર પામતાં તેં જવલેજ જોયાં હશે. દરેક સ્ત્રીને પોતાની દુનિયાની આજુબાજુની બાહ્ય અને આંતર પ્રવૃત્તિઓ અને ખામીઓ તો સમજવી જોઇએ. આ બધા વાસ્તે માતૃભાષાનું જ્ઞાન તો પૂરેપૂરૂં દરેક સ્ત્રીને હોવું જોઇએ.

મેં જ્યારે Adenથી મારા આવવાનો તાર કર્યો ત્યારે તેંજ 'સાંગાતું ઓડકું' કર્યું હતું. મેં લખ્યું "હું આવું છુ." તું સમજી બીજું કાંઇ. પીળા કવરને જોઇનેજ તેં માઠા સમાચાર ધારી લીધા.

ત્યાં વાંચી દેનારૂં પણ તારા જેવુંજ હશે. કેમી વગર સમજ્યે તે ક્રિયાને આરંભી હતી. તે વખતની તારી દયાજનક સ્થિતિ જોઇ હું બહુ દુઃખી થાત.

એ આખો પ્રસંગ સંભારતાં ત્હને હવે હસવું નથી આવતું ? રાજભાષાનું જ્ઞાન સ્ત્રીઓને શ્રેયસ્કર છે. સાધારણ જ્ઞાન પણ અનાવકારદાયક નથી.

દુનિયાની સર્વ સંસ્કૃતિના ઇતિહાસ રાજભાષામાંજ લખાયલા હોય છે.

બીજા વિષયો પણ છે. ઇતિહાસ ભૂગોળ, બાળઉછેર, ગૃહવ્યવસ્થા ભરત સીવણ, સાદું પાકશાસ્ત્ર, સંગીત, ચિત્રકળા વગેરે. આમાંથી દરેક સ્ત્રીને થોડું પણ પૂર્ણ જ્ઞાન હોવું જોઇએ. બાકી તેમાં પારંગત થવાની આગાહી કોઇ રાખતું'ય નથી. અને એવું ઇચ્છવું'ય અયોગ્ય છે સામાન્ય ગણિતજ્ઞાન પણ ખાસ જરૂરી છે. "મ્હારી સ્ત્રીનું ગણિતજ્ઞાન" મેં તને એ વાર્તા વાંચી સંભળાવી હતી ને વિચાર કરી જો કે એવા વિદ્વાન લેખકને એ લખવાનો પ્રસંગ શા માટે પ્રાપ્ત થયો હશે.

દમ્પતિજીવન એ સૌભાગ્યનું સ્થાન છે. ને સ્થાન પર અસ્થિર જીવનપાયો સ્થિર રાખવા સારૂં બન્નેને એકબીજાની રસવૃત્તિઓ પારખવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ.

અને તેમ કરવાનો રસ્તો "દિવ્ય જ્ઞાન" તેજ જ્ઞાનથી સર્વ સ્થળે એક સામટો થઇ સમસ્ત સૃષ્ટિને દર્શન દે એવા દિવ્ય પ્રેમને સુપંથે પડાવ છે.

સ્ત્રપતિના ભાવો મનોગત ઉત્પન્ન થતી લાગણીઓ–ઉર્મિઓને ન સમજી શકે એવા સ્ત્રીનું અને તેના પતિનું જીવન વ્યર્થ છે

પુરૂષનું પણ તેવુંજ છે. પરસ્પર એમ હોવુંજ જોઇએ. એક હાથે તાળી ન પડે પણ આ ઠેકાણે પુરૂષપાત્ર જેવું જોઇએ તેવું ઉત્તમ છે

ભણેલા વરને ત્હારી પુત્રી વરાવતાં પહેલા તું આત્મગત પૂછી જો કે તારી પુત્રી ભણેલી છે?.........બસ.

હરિશ્ચંદ્રને ઉર્મિલાનું જોડું વિહરતું જોવું હોય તો દીધેલી શિખામણનો ઉપયોગ કર. ભલે તે મોટી થઇ જાય, હરિભાઇને કાને મેં એ વાત ક્યારનીએ નાંખી દીધી છે. અને તેને તે પસંદ છે. વચનથી બંધાઇ ચુકયા છે. ધીમે ધીમે નાવ તરાવ અને ધારેલ કિનારે તારી પુત્રીનો બેડો પાર ઉતાર

એટલું યાદ રાખ કે તું અને ત્હારા જેવી અન્ય સ્ત્રીઓ જ્યારે ઉપરોક્ત વિચાર આચારમાં મુકશો ત્યારેજ ઉગતી પ્રજા આપણા કરતાં સારૂં નાગરિકત્વ ભોગવશે, દેશને ઉન્નતિને પંથે પાડશે. હાલની પ્રજાને B. A. M. A. વગેરે ઉપાધિઓની જરૂરીઆત નથી, એ વાત નિર્વિવાદ છે. પાછળથી સ્ત્રીઓમાં (અને પુરૂષોમાં પણ) એવું જ્ઞાન બેતારૂં બની જાય છે. સોએ પચ્ચીસ પોતાની ફરજો સમજે છે અને અદા કરે છે. અને એ પચ્ચીસમાંથી કોઇ એકાદ સ્નેહી લાગણીઓ વાળી મૃદુલા બ્હેન જેવી પોતાની પંચોતેર સખીઓને નાગરિકમાં 'વર થવાના ફાયદા' 'વહુના ઉપયોગો' જેવા લેખો લખી તેમની દયાજનક સ્થિતિવાળા સંસારનું ભાન કરાવી તેમને જાગૃત કરવા મથે છે.

પત્ર ઘણો લાંબો થયો ખાસ ફુરસદે લખવા બેઠો હતો. શુભદિનથી શુભકાર્યનું માનવ જીવનને આંગણે આરોપણ કર એવા આશીર્વાદ સાથે હું વિરમું. છું એજ.

તા. ક–ઉર્મિલાને આ પત્ર વંચાવજે.

લી૦
ત્હારોજ
પ્રેમલ.

ચુનીલાલ હરિલાલ અંજારિયા.

# હાય, દુર્દૈવ !

તેનું ધ્યાન સામેની સુંદર મૂર્તિ તરફ નહોતું. તે કોઇ બીજી તરફ જોઇ રહી હતી, પરંતુ જેને તેણી જોઇ રહી હતી. તે ઇશ્વરનાં ધ્યાનમાં મગ્ન હતો સામેની સુંદર ચતુર્ભુજ વિષ્ણુમૂર્તિનું પાન કરી રહ્યો હતો બન્ને હાથ જોડી ઘણાજ પ્રેમથી તેની સ્તુતિ ગાઇ રહ્યો હતો.

શાન્તાકારં ભુજગશયનં, પદ્મનાભં સુરેશં,
વિશ્વાધારં ગગનસદૃશં, મેઘવર્ણમ્ શુભાંગં.
લક્ષ્મીકાંતં કમળનયનં, યોગિભિર્ધ્યાનગમ્યં.
વન્દે વિષ્ણું, ભવભયહરં સર્વલોકૈકનાથમ્.

સ્તુતિ પૂરી થઇ શ્રધ્ધા અને પૂર્ણ ભક્તિભાવથી તે સુંદર મૂર્તિને ચરણ સ્પર્શ કર્યાં, અને નમી નમીને પ્રણામ કર્યાં, તેનાં ચરણો પર હાથ મુકી પોતાનાં પાપોની ક્ષમા યાચવા લાગ્યો. ગજવામાંથી કંઇક કાઢી ઉંબરાંપર નાંખતો ફરી નમન કરી, મનમાં કંઇક ભણતો ત્યાંથી ચાલતો થયો. સાથે કંઇક લેતો પણ ગયો. તે બીજું કંઇ નહીં માત્ર એક શિક્ષિત સુંદરી ભોળી બાળાનું સુવહૃદય...તે નિષ્ઠુરને શું ખબર કે, તેની સહજ સુંદરતાએ, શ્રધ્ધાના સ્રોતે, બ્રહ્મચર્યનાં તેજે, તથા ગમ્ભીર સુખદ હાવભાવે કોઇ નવોઢાનું હૃદય આકર્ષ્યું છે. તેણી ભોળી હતી અજ્ઞાન હતી પ્રેમની કિંમત, તેનાથી ઉત્પન્ન થતાં સુખ દુઃખથી તે અજાણી હતી. પોતાની શિક્ષિતા માતા દ્વારાએ તેને

સારી કેળવણી મળી હતી, તેણી એક લેખિકા હતી. વર્તમાન પત્રો તથા માસિકોમાં તેણીની કોમળ આંગળીઓ દ્વારા લખાયેલ સુંદર ભાવમય લેખોને ઉચ્ચિત સ્થાન મળતું. પરંતુ તે બધા ધાર્મિકઃ તેણી શુધ્ધ વૈસ્નવ ભકત હતી, તેણીનું કુટુંબ પણ પરમવૈસ્નવ ભકત હતું પૈસાપાત્ર એટલે કે તે કુટુંબ ગર્ભશ્રીમંત હતું પ્રતિદીન સાયંકાળે વિષ્ણુ ભગવાનનાં દર્શને તેણી જતી. પર્દાપ્રથા રૂપી ઝેર તેનાં કુળમાં નહોતું પેઠું. તેણી હજુ કુમારી હતી. પરંતુ પેલા નિષ્ઠુર વિષ્ણુ ભકતે પોતાની સુંદરતા શ્રધ્ધા અને ગમ્ભીરતાથી તેણીનું હૃદય મોહી લીધું હતું.

બાળા-નહીં! તે સમયે તેણી ચૌદ વરસની હતી. સુલોચના પૂર્ણ યૌવના તો નહિ પરંતુ તેમાં પ્રવેશ કરતી હતી. જીવનમાં નવા સ્તંભમાં તેણી પદાર્પણ કરી ચુકી હતી. બાલ્યસુલભ, ચંચળતા એ તેણીનામાંથી અલોપ થતી જતી હતી. યુવાવસ્થાનું હૃદય ચંચળ હોય છે, તરસ્યું હોય છે. તેણી તે અનુભવી રહી હતી. પરંતુ વ્યકત કરી શકતી નહોતી. વ્યકત કરવા માટે તેણી પાસે શબ્દો નહોતા. જે દિવસે તેણીએ શ્રધ્ધાળુ યુવાનને જોયો ત્યારથી તેણીનુ મન તેના તરફ ખેંચાવા લાગ્યું. લાખ ચેષ્ટા કર્યા છતાં મનમાંથી હટાવી ન શકી.

(૨)

બીજે દહાડે સુલોચનાએ માતાને આગ્રહ પૂર્વક મંદીરે આવવા અનુરોધ કર્યો. માતાએ પણ હા કહી. તેણી મનમાં ઘણી ફુલાઇ. સુલોચના ઘણા ઉત્સાહથી જવાને તૈયાર થઇ. શું ભકિત વશ થઇને ? ના, તેણીને તૃષા લાગી હતી, તે છીપાવવાને પરંતુ તેનું પરિણામ શું થતુ? છીપાવવાને બદલે વધારે અને વધારે વધતી જતી હતી. થયું પણ તેમજ. તેણીએ ફરી તે યુવકને એવીજ રીતે શ્રધ્ધા પુર્ણ જોયો. તેના સામે તે જોઇ રહી. પરંતુ યુવકને શું ખબર કે, તેના ઘરમા ચોર પેઠો છે. તે બિચારો તો ભકિતમા મશગુલ હતો.

ત્રણ ચાર રોજ લાગલગાટ તેણી આવી તે યુવકનું પૂજન સતૃષ્ણ નેત્રથી જોયા કરતી હતી. રોજ મંદીરે આવવા માતાથી અનુરોધ કરતી. માતા હા કહેતી અને સુલોચનાનો આગ્રહ પોતાના

પતિપાસે કહેતી. યુવક નિયમસર મંદીરમાં આવતો અને તે સમયે સુલોચનાનો આખો પણ તેને ખોળી લેતી.

આજ પાંચમો દીવસ છે. હૃદયના તાર દ્વારા શ્રધ્ધાપૂર્ણ યુવકને કોઇએ સંદેશો પહોંચાડયો. કે તને કોઇ જોઇ રહયું છે. તેની આંખો પણ ચિત્તનો ચોર શોધવા લાગી. તેણે જોયું તો કોઇ અનિર્વચનીય સૌન્દર્ય યુકત એક દિવ્ય પ્રતિમા પોતાને જોઈ રહી છે. બન્નેની મળી દૃષ્ટોદૃષ્ટ. પોતપોતાના સંદેશા એક બીજાને ચક્ષુઓ દ્વારા પહોચાડયા. કોઇ જોઇ ગયું હોય એમ બન્નેના મનમાં વિચાર આવતા શરમાઇ ગયાં. પ્રેમના હાથનો પહેલો પ્રયોગ સમાપ્ત થઇ, બીજા અંકનો પ્રારંભ થયો.

* * * *

મંદીરે હંમેશાં જવાનું થાય છે. બન્નેનાં નેત્રો મળે છે. નેત્રોથી સંદેશા પહોંચે છે સુલોચનાનાં માત પિતા આ બધું જાણે છે. છતાં અજાણ્યાં રહે છે.

(૩)

સવારના લગભગ આઠ વાગ્યા હતા, પિતાએ પોતાના કમરામાંથી બુમ મારી "સુલુ બેટા પાન લાવ, માતાએ કહ્યું બેઠકમાં કોઇ આવ્યું છે. તારા પિતાએ પાન માગ્યાં છે. પાનદાનમાં પાનસોપારી રાખી સુલોચના બેઠકમાં લઇ ગઇ, કમરાના ઉમરામાં ઠોકર વાગતાં લચકાણી અને પાનદાની હાથમાંથી પડી ગઇ. પિતાએ તથા આવનાર બન્ને વ્યકિતઓ જેમાં એક મન્દીરનો નવયુવક હતો તેઓએ જોયું, પિતાએ કહ્યું. પાન કેમ પડી ગયાં, જરા જોઇને ચાલીએ. આવનાર વ્યકિતમાંથી એકે પુછયું. "આ મારી પુત્રવધુ કે ? હજુ અબોધ બાલિકા છે." સુલોચના આ સાંભળી ત્યાંજ સ્થિર થઇ ગઇ આશ્ચર્યમાં ડુબી ગઇ. તેણીને પોતાની તૃષા વધતી જણાઇ પોતાની આ વર્તણુકથી શરમાઇ ગઇ. અને દોડી પડી ઘરમાં ચાલી ગઇ.

યુવકનાં હૃદયપર આ ઘટનાથી શું અસર થઇ! તે તે જાણે પરંતુ તેને માટે તે ઘટના, આશ્ચર્ય, ઉત્સાહ તથા ગભરાટ માટે ઓછી નહોતી. નાટયપ્રયોગનો બીજો અંક પણ સમાપ્ત થયો.

(૪)

રાત્રીનો સમય લગભગ બારેક વાગ્યાનો હશે. આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. દુર્ભેદ્ય અન્ધકારનું સામ્રાજ્ય ચારેકોર છવાઇ રહયું હતું એવે સમયે જયારે સંસારમાં સૌ પ્રાણી માત્ર નિદ્રાધીન થયાં હતાં ત્યારે એક કુમારી યુવતી બિછાનામાં પડી પાસાં બદલી રહી હતી. આંખ મિચાતાં તેણીએ એક ભયંકર સ્વપ્ન જોયું તેની ભયંકરતાથી તેણી એટલી બધી ડરી કે, હૃદય રડવા લાગ્યું. શરીર કંપવા લાગ્યું. અને ઉંકારા કરવા લાગી. તેની માતા પાસેજ સુતેલી હતી તેણે પુછ્યું શું છે ? શા માટે ઉંકારા કરે છે ? ''

એટલામાં કોઈએ આવી દ્વાર ખડખડાવ્યું અને બહારથી સુલોચનાના પિતાને બુમ મારી. આટલી મોડી રાત્રે કોણ હશે ! તેના પિતાએ જઇને દ્વાર ખોલ્યું. તો એક સ્મશાન જવાના વેશમાં આવેલ પુરૂષ જોયો આવનારની આંખો આંસુથી ભરપૂર હતી. તે બોલ્યો રામપ્રસાદનો પુત્ર વિષ્ણુપ્રસાદ રાત્રે દશ વાગે ગુજરી ગયો. સુલોચનાનો પિતા આ ખબર સાંભળી ત્યાંજ ઢગલો થઇ બેસી ગયો. શું થયું તે પુછવાની હિંમત પણ તેનામાં ન રહી. આવનારે પોતેજ કહ્યું કે સાંજે પાંચ વાગે તેને કોલેરા થયો, હું આપને ચેતવવાને આવ્યો છું. એટલું કહી તે ત્યાંથી ચાલી ગયો. સુલોચનાનો પિતા ત્યાં બેઠો રોયા કરતો હતો. અંદરથી સુલોચનાની માતા દોડી આવી. તેણે બન્ને જણાની વાતચીત સાંભળી હતી તેણી પણ રોઇપડી. સુલોચના પણ નીચે ઉતરી આવી તેણીએ સાંભળ્યું કે, જે યુવક ગઇ કાલે સવારે આવેલ અને જેની સાથે વિવાહ સબંધ નકકી થયો હતો, એજ યુવક એના હૃદયનો સ્વામી હતો. ને નિર્દય નિષ્ઠુર કાળના પંજામાં સપડાઇ ગયો, અને હવે તે આ સંસારમાં નથી. કોણ જાણતું હતું કે સવારે મહેમાન બની આવેલ તે રાત્રીએ અચાનક કાળના મુખમાં ગ્રસિત બનશે? સુલોચના કંઇપણ બોલ્યા કે પુછયા વગર ત્યાંથી ચાલી ગઇ, અને બિછાના પર પડી તેણીનું હૃદયું ભરાઇ આવ્યું. તેનાં મુખમાંથી માત્ર એટલાજ શબ્દો સરી પડયા. '' હાય દુર્દૈવ '' !

[ હિંદી ઉપરથી.

# ધી પીપલ્સ ઇન્સ્યુરન્સ કું. લીમીટેડ

## ...ત્ય વગદાર ડીરેકટરોના આશ્રય નીચે સ્થપાએલી.

## વધુ વીગતો નીચેને ઠેકાણેથી મળશેઃ—

| | |
|---|---|
| સીંધના ચીફ એજન્ટઃ—<br>**અમીરચંદ મહરા**<br>રજુમલ શીવતમલ બીલ્ડીંગ,<br>મેરીઅટ રોડ, કરાચી. | હેડ ઓફીસ,<br>૧. ચેંબરલેન રોડ, લાહોર. |

(૧) હીઝ હાઇનેસ ટીકા અરદમાનસીંગ સાહેબ ચીફ ઓફ બગારીઆન

(૨) લાલા દુણીચંદ, બાર–એટ–લૉ, લાહોર.

(૩) બાબા ગુરદત્તસીંહ પ્રોપ્રાયટર, ગુ. એમ. સ્ટીમશીપ કુંપની, અને કોમાગાટા મરૂ. અને પ્રમુખ શીરોમણી અકાલી દળ, અમરતસર.

(૪) મૌલવી જાફરઅલીખાન, માલીક 'જમીનદાર.'

(૫) સરદાર મંગલસીંગ, મેનેજીંગડાયરેકટર અકાલી ન્યુસપેપર્સ અમરતસર.

(૬) શેખ સીરાજદીન પીરાશા, વાઇસ પ્રેસીડન્ટ પંજાબ પ્રાંતીક કોંગ્રેસ કમીટી, લાહોર.

(૭) સરદાર અત્તારસીંગ, બાર–એટ–લૉ, રહીશ ગુજરાનવાલા.

(૮) પંડીત પ્યારેમોહન દત્તાત્રય બી. એ. એલ. એલ. બી. લાહોર.

(૯) સરદાર શાર્દુલસીંહ કવીશ્વર, મેનેજીંગ એજન્ટ (એકસ ઓફીશીઓ)

શેર હોલ્ડરોનો લાભ—(૧) મુડી સલામત વ્યાજ (૨) સારો નફો (૩) સીધો વહીવટ (૪) કરકસર ભરેલો કારોબાર.

વીમો ઉતારનારા માટેઃ— પસંદ પડે તેવી યોજનાઓ (૨) પ્રીમીયમ મધ્યમસરના (૩) લાગણી ભરેલો વર્તાવ (૪) તાત્કાલીક ધ્યાન.

એજન્ટોને— (૧) ઉદાર કમીશન (૨) બોનસની ગેરંટી (૩) કાયમી સ્થાન (૪) મફત તાલીમ.

## કમજોરનો કટ્ટો શત્રુ અને તાકાતનો સમુદ્ર

હિંદુસ્તાનને અત્યારે કેવા માણસની જરૂર છે ?

### મજબુત અને બળવાન

તે કેમ થવાય ? તેનો એકજ ઇલાજ અને તે દુનીઆમાં પ્રખ્યાત થએલ

## લાલવાણીઝ નરવેન્ટાઇન

### મનુષ્યને તાકાત આપે છે.

બીમારીનો કુદરતી ઇલાજ છે. મગજનું ફરવું, આંખોને અંધારા આવવાં, કમરનો દુખાવો, નસોની બીમારી-કમજોરી, કબજીઆત, વીર્યનું કમજોર થવું, લોહી કમજોર થવું, અને કમી થવું, છાતીની કમજોરી, મોંનુ સુકાઇ જવું અને મોંમાંથી ખરાબ વાસ આવવી, સાંધાનું દુખવું, બદનની કમતાકાત, મગજની કમજોરી, ઘણો પસીનો આવવો વગેરે વગેરે દરદો ઉપર અકસીર ઉપાય.

આજકાલ હજારો મનુષ્યો હીંદની સખત ગરમીથી તથા મનના સખત બોજાને લીધે બદહજમી, તાવ અને બીજા દરદોથી પીડાતા દર્દીને 'આ એકજ આરોગ્ય બતાવનો સંદેશ'

બચ્ચાં અને પુરૂષો સ્ત્રીઓ અને બાળકીઓની અશક્તિનો આ કુદરતી ઇલાજ છે

બધા વેપારીઓ પાસેથી મળી શકશે. અથવા,

સોલ એજન્ટસ

**જે. તીરથ એન્ડ કંપની,**

દવા વેચનાર, બંદર રોડ,—કરાચી.

# આપણા લગ્નોત્સવો.

[ હમણાંજ પોતાનાં કુટુંબનાં લગ્નમાંથી, પરવારેલ એક ગૃહસ્થે પોતાના નિવૃત્ત થએલા વડિલને લખેલ પત્રનો નીચેનો ભાગ આ લગનગાળાને વખતે સુયોગ્ય ગણાશે. તંત્રી. ]

લગ્ન પુરાં થઇ ગયાં. નિર્વિઘ્ને અને નિવૃત્તિએ થયાં એમ કહું ? મ્હારી કમાણીમાંથી આવું સામાજીક કરજ પતાવવાનો આ પહેલોજ વખત આવ્યો છે તે તો ત્હમે જાણો છો. મ્હારી કમાણી વિશે પણ ત્હમને પુરતી માહિતી છે, એટલે આ પ્રસંગે મ્હારા મનમાં સ્ફુરાવેલા વિચારો ત્હમને જણાવું તો અયોગ્ય નહિંજ ગણો. વળી છેલ્લાં પાંચ વર્ષ થયાં અમ્હારી દુનિયામાંથી, ત્હમે રસ લેવો બંધ કર્યો છે, એટલે પણ આ પત્રથી ત્હમને અમ્હારી સ્થિતિનો વિચાર આવશે.

આજથી ચાર મહિના પ્હેલાં જ્યારે ધીરૂભાઇએ ચિ. શશિનાં લગ્ન માટે કાગળ લખ્યો ત્યારેજ " મ્હારાથી આ વર્ષે પ્હોંચાય તેમ નથી માટે આવતે વર્ષે રાખો તો ઠીક " એમ મ્હેં તેમને લખેલું. પરંતુ તેમનાં દાદીનાં મનને ન દુભાવવા માટે હોય કે ગમે તેમ તેમણે આ વખતેજ લગ્ન કર્યાં.

હવે આજે લગ્ન સમાપ્ત થઇ ગયાં. હજી ચિ. શશિ પોતાની જવાબદારી ઉપાડી શકયો નથી ત્યાં તો તેને પત્નીની ચિન્તા વળગી. હેમુકાકાના મગનભાઇનાં લગ્ન પ્રસંગે ત્હમે કહેલાં વચનો મ્હને હજી યાદ છે અને તેથીજ માનું છું કે મ્હારી સ્થિતિ ત્હમે સમજશો.

આજે લગ્ન સમાપ્ત થઇ ગયાંછે. હિસાબના ચોપડા તપાસી હમણાંજ મ્હેં અસરાઇ ઉપર મુકયા. રૂા ૭૫૮) તો કો-ઓપરેટીવ બેન્કના જમે થયા છે. રૂ. ૨૦૦ વધાવાના આવ્યા તેમાંથી એક પાઇ પણ શિલ્લકમાં નથી. રૂા. ૧૫૦) નથુમાનાના ચોપડામાં મ્હારે નામે ઉધાર છે. એટલે હવે આવતા પાંચ વર્ષ સુધી મ્હાગથી ઉંચું નહિં જોવાય ત્યાં વળી ચિ રમૃ તૈયાર થશે. તે વખતે કદાચ સમાજ સામે બંડ કરૂં તો ના નહિં. આ વખતેજ કરત, પણ ન બની શકયું. પણ આવી સ્થિતિમાંથી ન બચાય તેવું સાવ નથી. લગ્નોત્સવમાં જે ખર્ચ આજે આપણે કરીએ છીએ તેમાથી આર્થિક દ્રષ્ટિએ ઘણો ઘટાડો કરી શકાય તેમ છે. કંઇક લંબાણને ભયે પણ બધી વાત લખી હૃદયનો ભાર ઓછો કરવાનું ધારૂં છું.

આપણા લગ્નોત્સવના બે ભાગ પાડી શકાય. શાસ્ત્રીય ક્રિયાઓ અને રૂઢીવશ પડેલા અન્ય રિવાજો અને લાગાઓ. લગ્ન એટલે વરવહુનાં જે જીવન જુદી દિશામાં વ્હેતાં હોય તેને એકજ દિશામાં વહે તેવી રીતે જોડવાની ક્રિયા, અને સામાન્ય જીવનથી પર, જે શાશ્વત તત્ત્વ અહર્નિશ અનુભવાય છે તેની દયામય અને કડક નજર નીચે આપણાં જીવનને વ્હેવડાવવાનાં હોય છે માટે તેની સાક્ષીએ જીવનનાં અતિ અગત્યના કાર્યો કરવાં તેમાં સહુ વિચારનારાઓ એકમત થાય છે. એટલા માટે શાસ્ત્રીય ક્રિયાઓ પોલીસની ડ્રીલના જેટલી ચોકસતાથી કરવી જોઇએ. અને આ ક્રિયાઓ કરાવનાર બ્રાહ્મણોને પોષણ આપવા માટે જે દક્ષિણા વગેરે આપવાનું હોય છે તેમાંથી કંઇ પણ ઓછું કરવું તે અનિચ્છનીય છે એટલુંજ નહિ પણ ક્રિયા શાસ્ત્રીય રીતે ન કરવી એમ છે. એટલે ગૃહસ્થ અને બ્રાહ્મણ વચ્ચે સંબંધ જાળવી રાખવાને માટેજ નહિ પણ જીવનના અતિ અગત્યના પ્રસંગને સાંગોપાંગ ઉતારવા માટે તેમને પ્રસન્ન રાખવા તે આપણું કર્તવ્ય છે

શાસ્ત્રીય ક્રિયા વિશે એકજ શબ્દ કહેવાનો છે. આપણા ચમન પંચોળી જેટલા સંસ્કૃત શબ્દો બોલ્યા તેમાંથી અર્ધા પણ હું સમજ્યો નથી. તો ચિ. શશિ અને તેની પત્ની શું સમજ્યાં હશે? ગુજરાતીમાંજ

ક્રિયા કરાવવામા વાંધો નથી એટલુંજ નહિં પણ જો લગ્નની ગંભીરતા અને પવિત્રતા જાળવવી હોય તો ગુજરાતીમાંજ ક્રિયા કરવી જોઇએ. આથી કરીને બીજી સગવડ થવાનો પણ સંભવ છે. નાગર બ્રાહ્મણોજ કામ કરાવે અને કોઇ પણ નાગર ગૃહસ્થથી એ ન થઇ શકે એવું આજે છે, પણ તે લાંબો કાળ નભે તેમ નથી તે ત્હમે પણ જોયું હશે. એટલે સહૃદયતાથી લગ્નક્રિયા સમજીને કરાવવા ઇચ્છનારા માટે આ સગવડ ઘણીજ સફળ નીવડે એમ લાગે છે. ખરી રીતે જોતાં, જ્ઞાતિના ગંભીર પુરૂષો, પરવધુ લગ્નક્રિયાના શબ્દોનો અર્થ ન સમજે એવી રીતે એક પણ લગ્ન થવા દે તે તેમના ધર્મ અદા કરવાનો કસુર બતાવે છે તે તો ઠીક પણ તેઓ દરેક એવાં લગ્ન દીઠ સામાજીક પાતક વહોરે છે એમ કહેવું પડે છે

આપણા લગ્નોત્સવમાં બીજું તત્વ લગ્નમાં માણનારી વ્યકિતઓ અતિભારે કિંમતી કપડાંલત્તાંના ઠાઠમાઠ કરે છે તે છે. આ તત્ત્વ વરના બાપને કે દીકરીના બાપને ભારે પડે તેમ નથી, છતાં, એટલું ચોકકસ કે આપણા યુવકો અને યુવતિઓના પ્હેરવા ઓઢવાના શોખ મુળથીજ નિયન્ત્રિત હોય તો સારૂં. સુખદુઃખમાં એકરૂપ રહી શકાય એવાજ પહેરવેશ રાખવા જોઇએ. વિવિધતાથી (Variety) સુખોપભોગની ચપળતા વધે છે તે બરાબર: પણ તેની સાથેજ મનુષ્ય સહજ ચંચળતા (Flippancy) પણ વધે છે. અને આવા લગ્નસરાના પ્રસંગે કુટુમ્બના કમાનાર પુરૂષને પડતી પૈસાની તાણની વાત તો જુદીજ છે.

આવા પ્હેરવેશના ઠાઠમાઠ ઉપરાંત. નગારાં, ત્રાંસાં, શરણાઇ, બૅન્ડ, વગેરેના ખર્ચો પણ આપણા લગ્નોત્સવોમાં થાય છે તે પણ બહુ બાધક નથી. નાયિકા બોલાવી, પોતાના તથા મ્હેમાનોના સંગીત શોખને તૃપ્ત કરવામાં કંઇ ખાસ અર્થ જાગતો નથી.

સગાંવ્હાલાંને આવે પ્રસંગે તેડાવી તેમને એકાદ વખતનું પણ ભાડું આપવું તે બધાંથી ન બની શકે એવું છે. છતાં તે વાત સગાંઓએ અંદર અંદર સમજી લેવા જેવી છે અને વર કે કન્યાના બાપની સ્થિતિ ન હોય તો ભાડું સગાંઓ પોતાની મેળેજ ન વીરકારે તે દેખીતું છે. એટલે તેને વિશે પણ બહુ લખવા જેવું નથી.

આપણા લગ્નોત્સવોનું એક તત્ત્વ જમણવારોનું છે. અત્યારે, નવ ટંક કરતું હોય એવું કોઇ નથી. ત્રણ ટંકે બધા આવી ગયા છે. હવે નશીબ જોગે બન્યું છે એવું કે અત્યાર સુધીના આપણા સમાજ સુધારકોએ આ જમણવારો વિરૂધ્ધ બહુ લખ્યું છે. મ્હારો પોતાનો અનુભવ તો મ્હને કહે છે કે જમણવારનું ખર્ચ અમુક રીતે જરૂરનું છે તેમજ તે એટલું બધું નથી થતું કે લગ્ન કરનાર ઉપાડી ન શકે. અલબત્ત, આખી નાતને જમાડવાની ફરજ હોય તો તે અનિચ્છનીય છે. પણ લગ્ન જેવા ઉત્સવ પ્રસંગે પોતાના ઓળખીતા પાળખીતાની તથા સગાંવ્હાલાંઓની સાથે જમવું તેમાં કંઇ વધારે પડતું નથી લાગતું ઉલટું, સામાજીક ઓળખાણ વિકસાવવા અને લગ્ન કાર્યનો ભાર એક પુરૂષ ઉપરથી ઉતારી ઘણા વચ્ચે વ્હેંચવા માટે આ તો જરૂરનું છે. મ્હને એમ ચોક્કસ લાગે છે લગ્ન વખતનાં પ્રમાણસર જમણ ખર્ચથી લગ્ન કરનારને જરાપણ બોજો નહિં લાગે. ઉલટું, પોતાનાં સગાંવ્હાલાંને હળવામળવાથી તેનું મન હંમેશાં પ્રફુલ્લ રહેશે. આથીજ દોઢ કે બે દાયકા પ્હેલાં જ્યારે નવ નવ ટંક સુધી આખી નાત જમાડતા ત્યારે જમણખર્ચ ભારે પડતું હશે. અત્યારે સમય બદલાઇ ગયો છે. જમણખર્ચ એટલું બધું નથી લાગતું છતાં, લગ્ન કરનારની કડ ખર્ચના ભાર તળે ચગદાઇ જાય છે આમજ જ્યારે બાબત છે ત્યારે તેના ઉપાય આપણે બીજે જોવા જોઇએ.

મ્હને તો લાગે છે કે આવી બાબતમાં, આપણી નાતોએ કરેલા લાગાઓજ તોફાન મચાવે છે. અમુક વખને સામા પક્ષને અમુક આપવુંજ જોઇએ. વહુને આટલું સોનું આપવુંજ જોઇએ, આટલાં લુગડાં તો વહુને કરવાંજ જોઇએ વગેરે ધારાઓનો અર્થ એક કાળે કદાચ હશે તો પણ આજે તો નથી લાગતો લગ્ન પ્રસંગે ગોરને શું આપવું તેના ધારાની જરૂર છે અને તે સમજાય તેમ છે. બાકી વહુને ૨૫ કે ૫૦ તોલા સોનું આપવુંજ જોઇએ એમ નાત કરાવે તે

આજે તો ક્રૂરતાજ લાગે છે. ખરૂં પૂછો તો મ્હને આજે બેતાલીશમું ચાલે છે છતાં મ્હારી આંગળીએ વીંટી પણ નથી. આટલાં વર્ષમાં ૧૫-૨૦ રૂપિયાની વીંટી હું મ્હારે માટે ન લેઇ શક્યો તે આજે પુત્રવધુ માટે ૫૦૦) રૂ. નું સોનું લઉં એ ન્યાય ક્યાંનો ? મ્હારા ઘરમાં આવવું હોય તો મ્હારી અને મ્હારા પુત્રની જે સ્થિતિ તેજ મ્હારી પુત્રવધુની હોવી જોઇએ. કદાચ વર અકાળે મરી જાય એવી અમંગળ શંકાથી આટલા બધા રૂ. નાં ઘરેણાં વહુને આપવાં તેમ દલીલ આજે થાય. પણ આ લગ્નથી ચિ. શશિનું મોત નજીક આવે માટે મ્હારી પુત્રવધુને મ્હેં ૫૦૦ રૂ૦૦નાં ઘરેણા આપ્યાં નથી મ્હારૂં મોત દશ વર્ષ નજીક આવ્યું છે અને હવે બાકીનાં વર્ષો જીવીશ તે પણ મરી ગએલ જેવીજ કરજદારની જીંદગી જીવીશ એમ મ્હને તો ખાત્રી છે. વર અકાળે મરી જાય એવુ ધારીને, સસરાને કરજદાર બનાવી જીવતો મારીને, સમાજ આજે પુત્રવધુનાં સુખનો બંદોબસ્ત કરે છે. કેટલી પરસ્પર અસંબધ્ધતાઓનો બનેલો આ આપણો સમાજ છે ! અમ્હે અમ્હારા ઘરમાં સારામાં સારા પ્રસંગે જેવાં કપડાં પ્હેરતા હઇએ અને જેવાં ઘરેણાં પ્હેરતા હઇએ તેવાં, અમ્હારાથી બને તેટલાંજ અમ્હારી પુત્ર વધુને આપીએ એજ મ્હને તો યોગ્ય લાગે છે

નાગરગૃહસ્થો એટલે ક્રિયા કરનારાઓની સંસ્થા જુદી છે. હક્કો બરાબર મચવાય અને તેઓ સંતોષ પામે, ક્રિયા બરાબર કરાવે એટલા માટે તેના લાગાના નિયમો નાત કરે તે જરૂરનું છે. બાકી વરવાળાએ કન્યાવાળાને અને કન્યાવાળાએ વરવાળાને શું આપવું ને ખરી રીતે જોતાં તેમની બે વચ્ચેનો પ્રશ્ન છે. વરવાળા આપી શકે તેટલું સ્વીકારવા કન્યાવાળા ખુશ ન હોય તો સંબંધ ભલે તોડી નાખે. વર વાળાએ તે સહન કરવું વધારે સારૂં છે." પણ આવાં વ્યક્તિગત કુટુમ્બોના હક્કોનું રક્ષણ કરવા(?) નાતને વચ્ચમાં માથું મારવાની કાંઇજ જરૂર નથી લાગતી. વહુને આટલું આપવુંજ અથવા વરને આટલું આપવુંજ એવા ઠરાવો બનાવીને આપણી

નાતોએ, આપણાં લગ્નોને આજે પવિત્રતાનાં ઉચ્ચ સિંહાસનેથી ઉતારી, ગુજરાતી વેપારના પાટલા ઉપર બેસારી દીધા છે. લગ્ન પછી વર મરી જશે તો વહુનું શું થાશે કે એવા પ્રશ્નો વિચારવાની નાતને જરૂર છે પણ તેના ઉપાય બીજા છે. વહુને પાળી ન શકે એવો વર હોય તો કુંવારા રાખવાનો નિયમો નાતે ઘડવા જોઈએ. તેને બદલે અત્યારે તો શક્તિ વગરના ને આળસુ બનાવવાનો ધંધો આપણી નાતના નિયમો કરે છે. મ્હને તો લાગે છે કે આ સગાંને આટલું આપવું અને આ સગાંને આટલું આપવું એવા નિયમો કરી વ્યક્તિગત કુટુમ્બોની સ્વતંત્રતા ઉપર હાથ નાખવાની નાતને જરા પણ સત્તા નથી. હા. જો તેનાં પરિણામો હમેશાં સુખરૂપ આવતાં હોય તો તો ઠીક. પણ અત્યારે જ્યારે જોઈ શકાય છે કે આવા નિયમો સારાં ને બદલે ખરાબ વધારે કરે છે ત્યારે એને વળગી રહેવાથી શો ફાયદો ?

છતાં, નાતને વિધવાઓ માટે પ્રતિબંધ કરવોજ બીજા હોય તો રસ્તાઓ છે. આજે જુનાગઢની નાત પાસે, ૯૦૦૦૦ રૂ. નાગરનિરાશ્રિત ફંડમાં છે. એવાં ફંડ ઉભાં કરી, દરેક લગ્ન પ્રસંગે લગ્ન ઉજવનાર પોતાની ઇચ્છાથી લગ્નમાં જેટલું ખર્ચ કરે તેનો પાંચમો ભાગ કે એમ આવાં ફંડમાં આપે એવો નિયમ નાત કરી શકે છે. આજે ઘરેણાં બહુ તો ૭૦૦નાં આપે છે. તેમાથી મહિનાના રૂ. ૪) પણ વ્યાજ ન આવે તે રકમ વિધવાને મદદ કર્તાં કેમ થાય ?

જરૂર ઉપરાંતનાં ઘરેણાં આપવાનું જેમ યોગ્ય ,નથી' તેમજ કપડાંનું તથા બીજી વસ્તુઓનું.

મ્હારા લખવાનું તત્ત્વ ત્હમે ગ્રહણ કરી શકશોજ એમ ધારી, ન્હાની વાતોમાં પેસીને પત્ર લંબાવતો નથી.

જયસુખલાલ મોહનલાલ.

# આપણી સ્ત્રીઓ.

## (તેઓનું સમાજમાં સ્થાન)

સ્ત્રી કેળવણી, આજના સામાજિક સંસ્કૃતિવિચારકો તથા પ્રવતકોને માટે અગત્યનો વિષય થઇ પડેલો છે. સમસ્ત જગતનો વ્યવહાર નૈતિક અને રસિક બને તે માટે જેટલી સંભાળ અને જવાબદારી પુરૂષ ઉપર રહેલી છે, તેથી વશેષ સ્ત્રીઓ ઉપર રહેલી છે. પરંતુ જે દેશમાં સ્ત્રીઓને રસોઇ કરવામાં તેમજ પતિની ગુલામગીરીમાંજ પ્રવીણ બનાવવામાં ધ્યાન અપાયેલું છે, ત્યાં ઉચ્ચ આદર્શનો ખ્યાલ મગજોમાં ક્યાંથી આવે ? ગમે તે દેશનો જુનામાં જુનો ઇતિહાસ તપાસી જુવો, તરતજ તમો જોઇ શકશો કે મહાપુરૂષને ઘડનાર સ્ત્રી જાતિજ છે. જે-દિવસથી સ્ત્રી ગર્ભવતી થવાના ચિન્હો માલમ પડે છે ત્યારથી પુત્ર વીસેક વર્ષનો થાય ત્યાં સુધી સ્ત્રી તેનું જીવન ઘડયા કરે છે; તેથીજ વીરત્વની છાપ જન્મથીજ પડે અને નેપોલિયન બોનાપાર્ટ, મહાન સિકંદર તથા શિવાજી જેવા વર્ષો વીતી જાય તો પણ જગત ભુલે નહિ તેવા વીરો જન્મ પામે. એમ વિદ્યાના નિયમિત સંસ્કાર વિના મહા પુરૂષો જો સ્ત્રીઓ ઉત્પન્ન કરી શકે, તો જ્યાં નૈસર્ગિક ભાવનાને યોગ્ય શિક્ષણ આપી અનુકૂળતા પ્રમાણે ખીલવવામાં આવે તો ભાવિ પ્રજા ખચિત વધારે સારી થાય. વખત જતાં પ્રજા જીવન વધારે ચંચળ અને ઉત્સાહી બનતું જાય છે, એવા સમયમાં જો સ્ત્રીઓ ઉપર યોગ્ય લક્ષ આપવામાં આવે તો અનેક પ્રકારની વિંટમણાઓ આપણા સામાજિક રાજ્યદ્વારી અને ધાર્મિક પ્રશ્નોમાં, ઓછી થતી જશે.

બારિકીથી જોઇએ તો જે ગુણની પુરૂષમાં ખામી છે તે સ્ત્રી પૂરી પાડે છે. પ્રેમ, ઉત્સાહ, આશા અને મૈત્રી જેની જરૂર પળે પળે પડે છે તે સ્ત્રી વિના કોણ આપે? અથવા અન્ય કોઇ આપે તો તે સ્ત્રીની તુલનામાં ઉભી શકે ખરૂં કે ? આવા કેટલાક અનુપમ ગુણોને લીધે Washington Irving જેવા વિચાર કે સ્ત્રી પુરૂષ રૂપી દ્રઢ થડને પ્રફુલ્લિત વેલાની માફક વિંટાઇ પરસ્પર જગતના જંગલને દીપાવે છે, એમ કહ્યું છે. પુરૂષ કરતાં સ્ત્રીમાં બુધ્ધિ, ચાતુર્ય અને સામાન્ય તીવ્રતા વિશેષ હોય છે. પરંતું એ સર્વેની ખીલવટ કેટલાક બાહ્ય વિષયો ઉપર અવલંબી રહેલ છે, તેથીજ આપણે તેમને અવકાશ આપી વધારે દ્રઢ બનાવવાની આવશ્યકતા જણાય છે. જ્યારે જ્યારે સંયોગોની અનુકૂલતા પ્રાપ્ત થયેલી છે, ત્યારે સ્ત્રીઓ પુરૂષને નીચું જોવડાવે તેવી રીતે બહાર પડેલી છે. Annie Bisant જેવી સંસ્કારી બાઇઓ તો શું પણ પુરૂષો પણ કેટલા મળી શકે ? તેની વિચારસૃષ્ટિ મનોબળ, આત્માનું તત્ત્વ દર્શન અને આકર્ષણ ખરેખર અજાયબ જેવું છે. લગભગ પંચાસી વર્ષની વયે વકતૃત્વશકિત, નયનજ્યોતિ અને પ્રવૃત્તિમય જીવન આપણા દેશમાં સ્ત્રી જાતિમાં તો અદ્વિતીય કહી શકાય. અત્યારે પણ ફકત પાંચેક કલાક નિદ્રા લે છે, બાકી આખો દિવસ વિવિધ પ્રવૃતિઓમા જાય છે. કોંગ્રેસમાં લખાણ ચાલુ હોય છતાં ભાષણો તરફ પુરતુ લક્ષ અને તરતજ ઊઠી વિરૂધ્ધ પક્ષની દલીલો તોડી નાખવી એમાં સાવધતા અસાધારણ જોઇએ છતાં પણ Bartle Massey જેવા વિચારકો પણ દુનીયામાં હોય છે. છે. "સ્ત્રીઓએજ દુનીયાંનો દાટ વાળ્યો છે. તેમનો સદંતર નાશ કરવો જોઇએ. સ્ત્રીઓને ગર્ભધારણ અને પુત્રજન્મ સિવાય બીજું કંઇ આવડતું નથી, તેમાંયે પણ બહુ ધાંધલ અને અવાજ કરે છે. હું તો કહું છું કે જો એ બન્ને અમને (પુરૂષને) સોંપી દેવામાં આવે તો વધારે સારી રીતે તેમજ ધીરજથી બચિત કરીએ."

કેળવાયેલા વર્ગમાં સામાન્ય રીતે ત્રણ ચાર ચોપડીઓ આપણી બાળાઓને ભણાવીએ છીએ, અને મનમાં સમજીએ છીએ કે અમારી

છોકરીઓને અમે ભણાવી છે, અને તેઓને સારી રીતે લખતાં વાંચતાં આવડી ગયું છે. આવા ટુંકા વિચારથી તેઓની બુદ્ધિનો ઈષ્ટ વિકાસ વયે પહોંચતાં અસંભવિતજ નીવડે છે. કઇંક લખત વાંચતાં આવડયું, અને મનનું વલણ કુદરતી રીતે અમુક વિષયોનું બારિકીથી નિરીક્ષણ કરવા તરફ થયું, તેવામાં તેમના માબાપ અને સગાં વ્હાલાં જીંદગીની ધોંસરી તેની નાજુક અને કોમળ ગરદન ઉપર મુકવા આતુર બની રહ્યાં હોય છે. ગૃહિણી અને એટલે આપણાં ચાલી રહેલા હિંદુ સંસારના વ્યવહારિક ક્રમ મુજબ અનેક પ્રકારના બંધનથી સુંખલિત બને છે, અને સંપત્તિમય જીવનના લ્હાવાનાં સ્વપ્નાઓ જે ઝીલતો અબળા આત્મા પોતાની નિર્મળ મનોસૃષ્ટિમાં કલ્પના કરી રહ્યો હતો, તે હવે નાનાં તેમજ મોટાં પ્રકારનાં દુખનાં દ્રષ્યે નીહાળી પોતાનો તિરસ્કાર હૃદયમાંજ જણાવી નીરસ અને યુવાવસ્થાના સ્પૃહણીય વિલાસથી વિમુખ અંતઃકરણ થતું જુવે છે. અને જીંદગીના દહાડા કાઢવાનેજ હવે જીવન નિર્માણ થયું હોય તેમ પોતાને લાગે છે. દુનિઆની અંદર પુરૂષ કરતાં સ્ત્રી લેશ માત્ર ઓછી આવશ્યક નથી આપણી દરેક ધાર્મિક ક્રિયા પતિ પત્ની સાથે મળીને કરે છે, અને વિધુર તથા વિધવાને કેટલીક ધાર્મિક ક્રિયાઓનાં અનુષ્ઠાન માટે અધિકારહીન ગણીએ છીએ. અને કદાચ કરવામાં આવે તો તેનું પુણ્ય ફળ પ્રાપ્ત થતું નથી. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને ઘોડિયાંમાં રમતાં બચ્ચાંઓની સ્થિતિમાં પળમાત્રમાં પોતાના પતિવ્રત અને પ્રભા-વથી, મુકી દેનાર અનસુયા હતાં. યમરાજ જેવા પ્રખર અને સાવધ કાળ હણનારને સાવિત્રીએ છેતર્યા હતા. આપણા રાષ્ટ્રીય પુનરૂધ્ધાર માટે જ્યારે દેશમાં કોંગ્રેસના પ્રમુખ માટે શોધ થતી હતી, ત્યારે અંતે સર્વાનુમતે પ્રતિનિધિઓની દ્રષ્ટિ Mrs. સરોજિની નાયડુ ઉપર પડી અને પોતાની ઉચ્ચ શક્તિની સહ્યોગે અપેક્ષા રાખેલી શક્તિ કોંગ્રે-સનો કાર્યક્રમ સુઘડ રીતે ચલાવવામાં દાખવી. એવા અનેક દ્રષ્ટાંતો આપણા સ્મરણમાં વખતો વખત આવ્યા કરે છે. છતાંય જ્યારે આપણે ઘેર પુત્રી જન્મ થાય એટલે કહીશું કે 'પાણો પડ્યો.' તેઓને

માટે 'રાંડ' શબ્દ મોટી થાય ત્યાં સુધી વહાલમાં વપરાય છે. અને તેઓની બાલ્યાવસ્થાના નાના નજીવા પ્રસંગોમાં તેના લગભગ સમોવડિયા ભાઈ સાથે પક્ષપાત શરૂ થાય છે. ખાવા પીવામાં અને બીજી ઘણી બાબતોમાં એનથી ભાઇને મુકીને ન ખવાય, અને ભાઇ કદાચ સારી ખાવાની ચીજ ખાઇ જાય અથવા પોતાને પ્રિય ચીજ અથવા રમકડું રાખી મુકે તો એનથી તકરાર થાયજ નહિ, કારણ કે ભાઇને માટે એને તો ભોગ આપવોજ જોઇએ. નિશાળે બેસાડવામાં પણ છોકરીને ભણાવવાની શી જરૂર છે ? રસોઇ કરવી, ભરત તથા સીવણકામ જાણી લેવું અને ગૃહકામ આવડે એ તેઓનું ભણતર. પુત્રને વાસ્તે પાંચ વર્ષની વય થાય એટલે આજુબાજુમાં સારી નિશાળ ગોતવા માંડીયે, રોજ નિશાળમાંથી આવે કે તરત પુછીએ, આજે કેટલામો નંબર પૂરાવ્યો ? અને કચાસ માલુમ પડે તો બે પાંચ રૂપિયા ખર્ચીને માસ્તરને કલાક રોજ ભણાવવા રાખીયે. પુત્રીને બનતાં સુધી તો નિશાળે મોકલીએજ નહિ, કારણ કે જો ભણશે તો કામકાજ કરશે નહિ અને પહેરવેશ વગેરેમાં ફેશનમાં લપટી પડશે. ઘરમાં કોઇ ભણેલું હોય તો, ચાર ચોપડી તો ભણાવવીજ જોઇએ એમ આગ્રહ કરી નિશાળે બેસાડે. જે સંભાળ પુત્ર માટે લેતા તેમાંની કંઇ પણ પંચાત પુત્રીને માટે કરતા નથી. ગમે તે ભણે અને ગમે તેટલામો નંબર રાખે તેની આપણને પરવા નથી. કોઇ મે'માન આવવાનો હોય અથવા તો કોઇ ખાસ પ્રયોજન માટે બાળાઓને નિશાળે જવા દેવામાં આવતી નથી. અને ગૃહકાર્ય માટે રોકવામાં આવે છે; છોકરાને એક દિવસ માટે પણ નિશાળ પડાવાય નહિ. આખા દિવસનું ભેમન બગડે માટે કોઇપણ જાતનો અંતરાય તેમના અભ્યાસક્રમમાં આવવો ન જોઇએ. આમ સંસાર રથના બે અગત્યનાં અંગો વચ્ચે કેટલો તફાવત? જન્મથીજ સમાજ કન્યા અને કુમાર વચ્ચે કેવો અયોગ્ય ભેદ રાખી રહ્યો છે ? છોકરાને માટેજ લાલન પાલન, સારી કેળવણી, માબાપનો વારસો અને ઉજળા ભવિષ્યનું બહોળું ક્ષેત્ર સરજાયેલું મનાય છે. જન્મથીજ 'પથરો' ગણાતી નિર્દોષ કન્યા પરાધીનતા, રિવાજો

અને શરમના ખોટા ખ્યાલો, કુટુંબના કર્કશ બોજ પળે પળે અનુભવ્યા કરે છે. પરિણામે જીવન વિષમય ગાળવું પડે છે અને હૃદયના વિશુધ્ધ અંકુરોને ફુટી બહાર નિકળવાનો અવકાશ મળતો નથી

બાલ્યાવસ્થાથીજ પુત્રની જેટલી સંભાળ રાખીએ છીએ તેટલીજ પુત્રીઓ માટે રાખવાનો નિશ્ચય કરવો જોઇએ. આપણી પાસેથી તેઓનો સત્કાર લેશમાત્ર ઓછો થવો ન જોઇએ. બચપણથીજ તેઓમાં ઉલ્લાસ ચેતન અને ભવિષ્યની પોતાની સમાજમાં ભરવાની તક માટે શક્તિનું સિંચન થવું ઘટે છે. પંદર સોળ વર્ષ સુધી જો તેઓની કેળવણી તરફ બરાબર લક્ષ આપવામાં આવે તો આપણા સામાજીક જીવનમાં અનેરો ફેરફાર માલુમ પડશે. અને તેની છાપ વંશપરંપરા પડવા માંડશે. પરિણામમાં અત્યાચાર, અનીતિ અને ક્રૂરતા મદગુણની પ્રચંડ જ્વાળાથી ભસ્મ થઇ જશે. જગતને સચોટ આવો ગુણનિધિ અબળાઓમાં રહેલો તેમ છે ભાન કરાવનાર મહાન Carlyle નો શિષ્ય Ruskin હતો. તેને મન તો નારી 'Queen of the Garden' જ હતી. સામાન્ય આપણી માન્યતા એવી હોય છે કે સ્ત્રીઓને જે વિષયો આપણે શીખીએ છીએ તેનું શિક્ષણ જરૂરનું નથી. આ માન્યતા ઘણીજ ભૂલ ભરેલી છે. અલબત ઘણા ખરા વિષયોને માટે પુરૂષ વર્ગને જેટલો શ્રમ લેવાની આવશ્યકતા છે તેટલી જરૂરીઆત સ્ત્રીઓને નથી. પણ દરેક વિષયની સાધારણ સમજણ પડી શકે તેટલું જ્ઞાન તો હોવું જોઇએ. હિંદુસ્થાનનો ઇતિહાસ જાણવોજ જોઇએ. આપણા દેશ ઉપર કેવા રાજાઓ રાજ્ય કરી ગયા. યુગપલટાઓમાં પ્રજા જીવન કેવી સ્થિતિમાથી પસાર થતું ગયું વગેરેનો અનુભવ આપણા ભાવી જીવનની ઘટનામાં ઘણી સહાયતા આપશે, તો તેવા પ્રશ્નોમાં તેમની સલાહ ઘણી વજુદભરી નીવડશે. કેટલીક સ્ત્રીઓને રંગુન જાય તો આફ્રિકા અથવા વિલાયત જેટલું દૂર લાગે છે. હિંદુસ્થાનનું સવિસ્તર અને દુનીઆનું સામાન્ય ભૂગોળનું જ્ઞાન તેઓને મળે તે જરૂરનું છે, તેમજ હવા, ગ્રહો, ગ્રહણ. વરસાદ વગેરે વિષયો પણ ઓછા રસમય નહિ નીવડે. ઘણી સ્ત્રીઓ ગુજરાતી ભાષા સ્પષ્ટ રીતે બોલી અને લખી શકશે નહિ; તે માટે વાંચવા અને

લખવાની નિયમિત ટેવ પાડવી જોઇએ. ઉચ્ચાર શુધ્ધ થવા માટે સંસ્કૃત ભાષાનું વાંચન ઘણું લાભકારક નીવડશે. અંગ્રેજી ભાષાની ખાસ જરૂર હોય તેમ લાગતું નથી. આપણી પોતાની ભાષામાં સારાં પુસ્તકો દરેક જાતના વિચાર દર્શાવતાં મળી આવે છે. કવિતા અને સંગીત તો ખાસ સ્ત્રીઓના વિષયો થવા જોઇએ. કંઠની મધુરતા અને કોમળતા તેઓની નૈસર્ગિક બક્ષીસ છે, જો યોગ્ય ધ્યાન આપી ખીલવવામાં આવે તો ગમે તેટલા શાસ્ત્રીય સંગીત ગાનાર પુરૂષને હરાવી શકાય. આવી રીતે જો તેઓનાં આતુર જ્ઞાનતંતુઓને યોગ્ય કેળવણી આપી વિકસાવવામાં શ્રમ લેતા થઇશું તો જીંદગીમાં રસ દિનપ્રતિદિન વૃધ્ધિ પામતો જશે અને કેટલાકોને જીવન બોજારૂપ લાગે છે તેઓ એક નવુંજ બળ તથા પ્રોત્સાહન જોઇ આનંદમાં મગ્ન થશે.

જગતના ડાહ્યા પુરૂષોએ સ્ત્રીના હાથમાંજ સમાજજીવન આપેલું છે. માનવ જીંદગીનાં ઉંડાણો વિસ્મયશીલ છટાથી તથા સત્યથી અનેક દ્રશ્યોદ્વારા નીરખી નીરખીને જોનારો મહાન Shakespeare પોતાના એકેએક નાટકમાં સ્ત્રીને પ્રાધાન્ય આપી રહેલો છે. સ્ત્રી જાતિજ પોતાનો તેમજ પુરૂષના જીવનપંથનો નિર્ણય કરી રહેલ છે. Othello, King Lear વગેરેમાં પેતાના મનનું વલણ દર્શાવી, બન્ને વીર પુરૂષોને ભયંકર આધિમાં ગરકાવ કરી દે છે. ત્યારે આપણે હવે તેઓના વિકાસ માટે શંકા રાખતા નથી. ઐહિક અને સ્વર્ગીય સિધ્ધિ સ્ત્રીઓ વગર નહિ મેળવાય. સંન્યાસી થવાની જરૂર નથી. જવું તો બન્ને એ સાથે જવું, એમ નિશ્ચય કરી વર્ષોનાં અંધારામાંથી બહાર લાવી દરેક અધિકારને માટે લાયક બની તેઓને સ્થાને વિરાજમાન બનાવો.

કાન્તિલાલ મુગટરામ ઘોળકિયા.

# પુનર્લગ્ન

(૧)

નવું વર્ષ, ૧૯૮૦, કરાચી.

પ્રિય ચન્દ્રકાન્ત !

આજે મ્હારી લહરી પાસેથી સમાચાર મળ્યા. કેટલા સુંદર એ સમાચાર ! ! આપણી જ્ઞાતિનું આ રત્ન વિધિયે ત્હારે માટે નિર્માણ કર્યું એ ત્હારૂં મહદ્ ભાગ્ય સમજું છું. વિધિયે તો આમ કુંદન અને રત્નનો સંયોગ કરી મ્હેલ્યું હાલ્યું. હવે એ સંયોગને પૂરેપૂરો નિભાવી લે ત્યારે એની ખરી મોટાઇ ! ! અત્યારે તો મ્હારૂં હૃદય કૃતજ્ઞતાથી લચી પડે છે અને ઉપકારથી, આનંદથી નમ્ર બનતાં એ હૃદયનાં તને સંપૂર્ણ સ્નેહપૂર્વક અભિનંદન ! !

આવા સુંદર સંયોગથી શરૂ થતું નવું વર્ષ કેવુંયે સુખદ નીવડશે એની તો હું કલ્પનાયે નથી કરી શકતો. અભિલાષા તો બીજી શી હોય ?

લહરી પણ પોતાનો આનંદ આ પત્ર દ્વારા મોકલાવે છે. સ્વીકારજે.

અહિં નવોઢાનાં પ્રથમ ચુંબન પેઠે રોમાંચ ખડાં કરનારી મધુર, ગુલાબી ઠંડી પડવી શરૂ થઇ ચુકી છે.

ત્હને પુનઃ પુનઃ અભિનંદનો ત્હારા પત્રની રાહ જોતો,

સ્નેહાભિલાષી,

'સાગર.'

(૨)

નાગર ચકલો, દેવદિવાળી, ભુજ.

પ્રિય બ્હેન ઉષા !

ત્હને મ્હારાથી નવઃ વર્ષનોયે પત્ર નથી લખાયો, માફ કરજે. કારણ તો તું ક્યારનુંયે જાણી ગઇ હોઇશ ભણતર બધું પુરૂં કર્યા પછી ઘરનું બધુંયે કામકાજ શીખી લીધું તોયે મનને હૈયું ક્યાંય બેસતાં ન હતાં, વાંચવુંયે કેટલુંક. ત્યાં ગોરમાની મ્હેરબાની થઇ અને મ્હારૂં ગામ પાવન થયું. એક દિવસ સાવિત્રીની વાત વાંચતાં, સત્યવાનના મેળાપથી એને થયેલા આનન્દનું પાન કરતી હતી અને મ્હારા સત્યવાનને અંતરમાં શોધતી હતી ત્યાં બ્હારીમાંથી બ્હાર જોયું. અને ચમકી. શું એજ મ્હારા સત્યવાન ? અંતરાત્માયે હાયે પાડી દીધી. એક નજરમાંતો હૈયું એ આંખોમાંથી વહી ચાલ્યું. કેવાયે સુંદર વેશમાં એ મધુર કિશોરમૂર્તિ પોતાના કોઇ મિત્ર સાથે વાતો કરતી ઉભી હતી ? મ્હે તો જોયાંજ કર્યું. ના, મ્હારી આંખોથી મેં એમને ખુબ પીધા. તન્મય શી હું જોઇ રહી હતી ત્યાં બા ક્યારે મ્હારી પાછળ આવી ઉભી તેની ખબરે ન પડી. જ્યારે જાગીને બા સામું જોયું ત્યારે લજ્જી આંખ નીચે ઢાળું ત્યાં તો બાયે બધું વાંચી લીધું. અને માલમ કરીને મ્હેં બાને મ્હારી પ્રાર્થના સ્વીકારવા વિનંતિયે કરી દીધી. પછી તો ખુબ શરમાઇ. પણ ધાર્યું થઇ ગયું. બાયે પૂછા કરાવી. સમાચાર મળ્યા. એ પરદેશી છે. મેં પ્હેલેથીજ ધાર્યું હતું. અહિંના બધાં જ્હોતિયાઓને તો હું જાણતીજ હતી. અને બાયે મ્હારી ગોરમાની ગરજ સારી, મ્હારી પ્રાર્થનાનું ફળે આપી દીધું. કેવી મીઠી બા ! !

ત્હને આ અગિયાર દિવસમાં કાગળ ન લખી શકી ત્હેનું કારણ પણ એવીજ કંઇ નબળાઇ છે. હૃદય કલ્પનાની પાંખો ઉપર ચડી એમની પાછળ ઘૂમતું. કાન એમની વાતો સાંભળવા આતુર રહેતા અને સાર્થક થતા. હાટકેશ્વરમાં એમણે કરેલાં સુદર વ્યાખ્યાનનાં બાપુ બહુ વખાણ કરતા હતા. અને આમ બધી ઇન્દ્રિયો કોઇ

અજબ આકર્ષણથી ખેંચાયલી હોય ત્યારે કેમ કાગળ લખાય? તું અનુભવી છો અને સમજીને મને માફ કરીશ.

આજે તો એ મિધાવ્યા, પણ ત્યાં સુધીમાં કંઇ કંઇ સ્વર્ગો દેખાડતા ગયા. પોતાને ઘેર જવાનો સીધો રસ્તો મુકીને મ્હારાં ઘર પાસેથી જવું, જાણે ભુલથી ઉંચે જેવાઇ ગયું હોય તેમ મ્હારી બારી તરફ નજર કરવી. એતો ઠીક પણ એક વખત પેલી ન્હાની શેરીમાં વાતો સુધ્ધાં કરવાનો પ્રયત્ન એધૂર્ત કરી ગયા. બહ્યું, શરમથી કંઇ બોલાય? કાગળ લખવાની સૂચના આપી ગયા છે. પરણ્યા પહેલાં કાગળ લખાય? ત્હારી શું સલાહ છે? એનું એ ઘર છે, એનાં એ બાને બાપુ છે, પણ હવે કોણ જાણે કેમ એમની સામે ઊભું રહેવું અઘરૂં પડે છે. તેમાંયે બાયે મને પકડી પાડેલી. મ્હારાં હલન ચલન બધામાં ફેર પડી ગયો છે. આમ કેમ? આતુરતાના આનંદની લ્હેરમાંજ હું તણાઉં છું અને એજ લ્હેરોમાં હીંચતી,

ત્હારી
જ્યોત્સના

( ૩ )

શિવરાત્રી, ૧૯૮૦, કલકત્તા.

ભાઇ સાગર,

ત્હારાં અને લહરી બ્હેનનાં અભિનંદનોનાં ઘેરાં સંગીત વાહી ત્હારો પત્ર ભુજમાં મળ્યો હતો. અભિનંદનોના મધુર શીકરોથી મ્હારૂં હૃદય સિક્ત બની રહ્યું છે, અને એ અભિસિન્ચિત અને અભિષિક્ત હૃદયનાં કૃતજ્ઞતાદર્શક વંદન ત્હમને સાદર કરૂં છું.

પ્રત્યુત્તરને મ્હોડું થયું છે, ભુજમાં તો જવાબ આપવાની શક્તિયે ન્હોતી. મ્હારાં આત્મબળમાં મને શ્રદ્ધા હતી. પણ એક કિશોરીની સાધારણ દેખાતી આંખોથી એ આત્મા હું આમ ગુમાવી બેસીશ એ કલ્પેલું નહિ. અદ્‌ભુત કેવું આકર્ષણ ! ! અને એ અવશતામાં કંઇ કંઇ સ્વર્ગો દેખાયાં એનું તો વર્ણનજ શું હોય ? પત્ર લખવાનું કહ્યું તો છે, પ્રાર્થનાનું ફળ તો અધિકાર મળે ત્યારે !

બંધનમાં પડયો અને જવાબદારીઓ એ વધી. હવેથી નિયમસર અખાડામાં જવું શરૂ કરેલ છે. વિદ્યાભ્યાસ તો આનંદથી ચાલ્યો જાય છે. પણ આજ દિવસ સુધીના કસરત અભ્યાસ વિગેરેનો આજે કંઇ જુદો અર્થ સમજાય છે. હવે હેમલેટને બદલે રોમિયો જુલિયેટ ગમે છે, ગીતાને બદલે કાદંબરી ને શકુન્તલા આખા જીવનમાં કંઇ અદ્ભુત પરિવર્તન કરે છે હું તો દિગ્મૂઢ બની ગયો છું. હૃદય અને કલ્પનાનો ઓચિંતો આટલો વિકાસ કદી અનુભવેલો નહિં. આનંદજનક બનવાને બદલે કોઇ મધુર ચણચણાટ ઉત્પન્ન કરનાર એ થઇ પડયો છે.

સાંભળ્યું છે આવતા વૈશાખમાં વિવાહ છે, ત્યારે ફરી ભુજ જવાય. અત્યારે તો મ્હારો દેહ અહિં છે. બાકી બધું ભુજ છે. કલ્પનાની ચિત્રલેખા તો હૃદયને વિપલમાં શોણિતપુર 'ભુજ' મોકલી દે છે !

અત્યારે તો બધી સૌંદર્યની કલ્પનાઓને પ્રત્યક્ષ ઉપમેય મળ્યું છે. એ અણસુંઘાયેલી કળી, એ અણવીંધ્યું રત્ન, એ અણચાખ્યું મધ, કેટલાય ભવનાં પુણ્યોનું એ અખંડ ફળ કેવું હશે એની સ્હેજ સ્હાજ સમજાણ પડે છે.

સો પાનાં લખું તોયે મારી વાત લખી શકું એમ નથી. લહરી બ્હેન વાંચીને હસશે, પણ મને પણ લાગે છે કે હું સ્હેજ ગાંડો થઇ ગયો છું. એમને આ કાગળ ન વંચાવતો હો ! નહિં વંચાવેને !!

અનિચ્છાએ પત્ર પૂર્ણ કરતો, એના પત્રની, એ દિવ્ય લેખની આશાએ દિવસ કાઢતો અને વૈશાખની રાહ જોતો,

ત્હારોજ
ચંદ્રકાન્ત

(૪)

સંક્રાન્તિ, ૧૯૮૦, ભુજ.

પરદેશી !

ડરતે ડરતે કાગળ લખું છું, શંકાથી; બેશરમ ગણશો તો ? પણ તમારીજ આજ્ઞા હતી એ વિચારથી કંઇક ધીરજ આવે છે.

છતાંયે હૈયું તો કોણ જાણે કેમ થડક થડક થાય છે. કાદંબરીને પણ એવુંજ કંઇ થયેલું એના જેવાજ વિચારો પણ મને આવે છે. પણ આપની આજ્ઞા અને અંતરની પ્રેરણાનો વશ થઇ કંઇ લખું છું. માફ કરશો ?

કુમુદની પેઠે શું સંબોધનથી લખવું એવા વિચારોએ પણ મને મુંઝાવેલી આખરે આ જડયું છે. હજી આપનો હૃદય પ્રદેશ પર પારકો અજાણ્યો તેમજ પર ઉચ્ચતર છે. સંબોધન કેવું લાગ્યું તે જાણવાની આશા રાખી શકું ?

કુમુદનું સ્મરણ થતાં આ પહેલેજ પ્રસંગે પણ એક આશંકા થાય છે. લખું ? કુમુદ અને સરસ્વતિચંદ્ર આખરે જોડાયાં ન હતાં. આપ એના મનસ્વી નથીજ. છતાંયે કોણ જાણે કેમ હૈયું વલોવાઇ જાય છે ! ! આપ કચવાશો નહિં. અમે બૈરાંઓતો એવાં મુર્ખાંજ હોઇએ. હશે !

કેટલુંયે લખવાનું મન હતું કેટલાયે દિવસ થયાં ધરી રાખ્યું હતું. પણ બધું ભુલાઇ ગયું. હૈયાનું તાળું જાણે બંધ થઇ ગયું છે અને કુંચી ખોવાઇ ગઇ છે. ક્યાં જડશે ?

વધારે પડતું લખાઇ ગયું હોય તો માફ કરશો.

વળતા કાગળ માટે, ડરતે ડરતે, વિનંતિ કરું ?

તા. ક.—કુંવારે કાગળ લખાય ? એમ બ્હેન પણીને પૂછત. જાકારા સાથે ગાંડીનો ઇલકાબ મળ્યો હતો. આપ તો ગાંડી નહિં ગણોને?

આપની વિનીત,

જ્યોત્સ્ના.

( ૫ )

વસંત પંચમી, ૧૯૮૦, ભુજ.

દેવી !

ત્હારો પત્ર મળ્યો, ભગવાન મળ્યા. સાક્ષાત પરમાત્માનાં દર્શન થયાં કહું તો ચાલે. જીવનમાં બીજી વાર એમને સાક્ષાત જોયા એક વાર ન્હાનો હતો અને ખોવાઇ ગયા પછી ઓચીંતા આ મળી ગઇ હતી ત્યારે, અને આજે આમ નમસ્તસ્મૈ ! નમસ્તે ! !

તું આટલી બધી વિદ્વાન છો ? ભેળાં થશું ત્યારે કેટલો આનંદ આવશે ?

ત્હારી શંકાઓ વાંચી સ્મિત આવ્યું શંકુતલાને પણ એવીજ શંકા થયેલી ત્યારે સખીઓએ આશ્વાસન આપેલું, स्नेहः पाप शङ्की સ્નેહનું એ લક્ષણ છે. બાકી ભીરૂ હું દુષ્યંત પણ નથી અને સરસ્વતિચંદ્ર પણ મ્હારાથી બનશે ત્યાં સુધી નથી થવાનો. એની મુર્ખાઇ જાણ્યા પછી કોઇ એવું મનસ્વી થાય ખરૂં ?

હૈયાંની ચાવી અહિં ક્યાંથી ? પેલી ન્હાની ગલીમાં તો નથી પડી ગઇને ? બાકી અહિં તો હૃદયમાં કોઇ મધુરી વેદના થવા માંડી છે. એની દવા જો ત્યાં મળતી હોય તો ! કવિરાજે તો હૃદયમાં જ્યોત્સનાનું પ્રતિબિંબ ઝીલવા સલાહ આપી છે. ત્હારી મીઠી છબી ન મોકલાવે ?

પેલાજ કાગળમાં " તું " કરીને લખ્યું છે, એ અપરાધ માટે દંડ દેશો કે ક્ષમા?

કુંવારે કાગળ નહિં લખાતા હોય પણ આપણાં લગ્ન થઇ ગયાં છે ને શું? માત્ર ચોરીમાં ફેરા ફરેથીજ લગ્ન થતાં હશે ?

આંબાના નવા મોર સમા ત્હારા અક્ષરો માટે, અધીરો

ત્હારોજ
ચંદ્રકાન્ત.

તા. ક.—ત્હારાં આપેલાં સંબોધનો તો મધાંય દિવ્યજ હોય પણ " પરદેશી " તો અપુર્વ છે. એમાં મીઠાશ છે અને વળી પાંડિત્ય છે. આવાં સબોધનો જ્યાં જન્મ છે એ હ્રદય તો દિવ્યજ હશે ને !

( ૬ )

મહાશિવરાત્રી, નાગર ચકલો, ભુજ.

વ્હાલી ઉષા ! !

મ્હારે તો સોનાંનો સુરજ ઉગ્યો. એમનો પત્ર આવ્યો. મ્હારૂં હૈયું તો નાચી નાચી રહ્યું છે. ગાંડી તો નહિં થઇ જાઉં ને ? મ્હેં તો કેટલીયે વાર એ કાગળને ચુમ્યો, કેટલીયે વાર છાતીયે, આંખોયે દાબ્યો, સો વાર તો વાંચ્યો હશે, પણ હજી કો નથી વળતો.

અક્ષર તો જો ! કેવા મોતી જેવા છે ! અને કેવું મધુરૂં મધુરૂં લખે છે ! મ્હને દેવિ કરીને સંબોધી છે. અને વળી એક ઠેકાણે બીરૂ કહી છે ! કેવું મધુરૂં સંબોધન !! આથી કોણ ઘેલું ન થઈ જાય!

આખાય કાગળમાં એવી મીઠાશ નીતરે છે ! જાણે અમૃતનો કુમ્ભ !! મ્હેં દુનિયામાં ઘણીએ મીઠાશ અનુભવી બા મીઠી છે, બાપુના ખોળામાંયે કંઈ કંઈ મીઠાશ છે. ગોળ સાકર તો ઠીક, નીશાળમાં પહેલાં આવવાનીયે એક મીઠાશ છે. પણ આ મીઠાશ આગળ તો બધુંયે મોળું. વર આવા મીઠા થતા હશે ? હું તો કાગળ વાંચું છું ને ઘેલી થઇ જાઉં છું !! બાને બાપુ પાસે હૃદય નમેલું રહેતું પણ આથી તો થનગન નાચી ઉઠ્યું. છે વળી બીજો કાગળ આવશે ત્યારે લખીશ.

લી. ત્હારી ગાંડી બ્હેન
જ્યોત્સના.

( ૭ )

હોળી, ૧૯૮૦, કલકત્તા.

ભાઈ સાગર ! :

જગત્ ખાસ કરીને મારી આસપાસનુ આજે આનંદમાં છે. છોકરાંઓનાં આલ્હાદજનક તોફાન. મોટાંઓની ધમાચકડી બૈરાંઓના મધુર હાસ્યવિનોદ, રંગની ઉડતી સેરો, જગત જાણે આનંદથી રંગાઇ ગયું લાગે છે.

તું મશ્કરી કરીશ કે હવે તો મને જગત્ રંગીનજ જણાશે. ના, ના, તેવું કંઇ નથી. હું તો દિવસો દિવસ, મને લાગે છે, ડુબતો જાઉં છું. કોઇ અમૃતસાગરમાં મ્હારો નવો રંગ તો કંઇ એવો જામતો જાય છે કે મ્હારો મૂળ રંગ શું હતો એને હું ભૂલી ગયો છું. કુમાર સંભવમાં યૌવનને અનાસવાખ્ય આસવ કહ્યો છે. ખરેખર હું તો એ અનાસવ આસવના ઘેનમાં ઘેરાતો જાઉં છું. કોઇ મીઠી સ્વપ્ન સૃષ્ટિમાં ઉડું છું સંસારને સ્વપ્ન કહ્યો છે તે શું આવું મીઠું સ્વપ્ન! આવા સંસાર ઉપર વૈરાગ્ય કેમ આવતો હશે !

ના, ના, જીન્દગી સ્વપ્ન નથી. કલ્પનામાંજ જીવનને સુંદર જોઇ રહ્યો છું એવું કંઇ નથી. જાગીને જીવનના કર્તવ્ય જોઉં છું તો તેને સુંદર લાગે છે. મ્હારાં બધાં કર્તવ્યો કોઇ સૌંદર્યથી રંગાગેલાં મ્હને આકર્ષી રહે છે, મ્હારાં શરીર, મન, બુદ્ધિ, હૃદય, કલ્પના, આત્મા બધાનો કોઇ અદ્દભુત વિકાસ હું જોઇ રહ્યો છું. હું પોતે આટલો વિકસિત જોઇને આશ્ચર્ય પામું છું

કોણ જાણે કયાં જઇ એ ઘેન અટકશે, કેટલીક ઊંડે ડુબીશ, પાછો ઉપર આવી શકીશ કે નહિં કઇ ખબર પડતી નથી. છતાંયે મને બીજું કોઇ બચાવે એમ નથી ઇચ્છતો. એતો એજ દયાની દેવી પોતે ડુબાડે છે અને પોતે ઊગારશે; પણ હજુ વધારે ડુબવાની હોંસ રહ્યા કરે છે.

હમણાં હું એને કાગળ લખવા બેસું છું. શું શું લખીશ અને શું શું નહિં લખું !

મ્હારી પ્રેરણા એ છે, વિષય એ છે, લેખન એ છે, એજ એજ થઇ રહ્યું છે. અને એનેજ પાછું સમર્પણ છે. આ કેવો અદ્વૈતવાદ !
Love is God and God is Love

એનાં ગુણગાન ગાતો,

ત્હારો ઘેલો ભાઇ,
ચન્દ્રકાન્ત.

તા, ક.—મ્હેં એની છબીની યાચના કરેલી. ભિક્ષા મળી ગઇ છે. મ્હારૂં સર્વસ્વ એનાં ચરણોમાં નિવેદન કરૂં છું. રોજ એ પુષ્પ ચ્હડાવું છું અને અનિમિષ નયને એનું સૌમ્ય સૌંદર્ય પીયા કરૂં છું એનાં કૌમારનું પવિત્ર વર્ચસ્ મને ઉન્નત બનાવે છે એમ મારી–તું કહીશ કે મુર્ખાઇ ભરેલી–માન્યતા છે.

(૮)

રામ નવમી, ૧૯૮૦.

ઉપલી ! !

જરા અત્યારે લ્હેરમાં છું એટલે ઉપલી લખું છું. ખોટું નહિં લગાડે ને ! !

હ્રદયમાં કેમ ન હોઉં ? મને એનાં રોજ દર્શન થાય છે. કલકત્તાથી વીંટી આવી છે અને એમાં એ પૂરાયેલા પડ્યા છે. કોઇ ન દેખે મ્હારી આંખ દેખે. હવે હુંયે અહિં ભક્તાણી થઇ ગઇ છું રોજ ઠાકોરજીને બીજી વાર નવડાવું છું કારણ પાલખમાં એક મુર્તિ વધી ગઇ છે. એનેજ ચંદન ને પુષ્પ ને અર્ધ્ય મધુર ચડે છે,– હૃદય તો એ ચરણોમાંજ પડ્યું છે. ને પછી ? પછી તો કોઇ ન જુએ તેમ ગળે લટકારી દઉં છું પણ એક વાર બા જોઇ ગઇ હતી, જો કે બોલી કંઇ નથી.

આજ રામનવમી તો થઇ. ઉષાને અનિરૂધ્ધ મળી ગયા અને પરણીયે ગયાં. વૈશાખ મહિનાને પણ કેટલીયે વાર લાગે છે. આજે કાગળ છે, મ્હારો મસવાઇ ભાઇ કલક-તેથી આવવાનો છે. એટલે એના તરફથી શું ખબર મળશે એ જાણવાની. હા, પણ જે હૈયું અસ્થિર હતું તે સ્થિર થયું પણ સાટે ચણચણાટ વધ્યો. ભલા, વિવાહ આવતા વૈશાખમાં થવાના છે ખરૂંને ? આ મહા મહિને થાય તો ? પણ મ્હને તો મહા મહિનો પણ જુગજુદો લાગે છે.

લે હવે, કાગળ પુરો કરૂં છું કંઇ વૈસછા થઇ ગઇ હો તો પોતાને પુછી લેજે, વળતો કાગળ જલદી લખજે. હાલ તો જનક પેઠે અસમંજસ લાગ્યા કરે છે.

લી. ત્હારીજ
જ્યોત્સના

( ૯ )

અખાત્રીજ

બ્હેન !

આ કેવો કેર ! મ્હારૂં હૈયું ફાટી જાય છે. આંખોમાં તો આંસુ વિનાની લાહ્ય બળગે છે. ઓહ ભગવાન ! હું તો હજી પૂરૂં સમજી શકતી નથી. શકું છું તો માની શકતી નથી. આઠ દિવસ પહેલ[illegible] આ પત્ર મ્હારી પાસે પડ્યો છે. ત્હારી પાસે આવશે એ આનંદમાં ડુબી ગયો છું એમ લખે છે ને શું એ આમ ચાલ્યા જાય ! કેમ માની શકું ! મ્હને લાગે છે બધાં મ્હારી મશ્કરી કરે છે. શું

એ મને મુકે ? અને એવું સુંદર શરીર શું ઓચિંતું ચેતનાહીન બની શકે ? ખોટી વાત છે. સાચી ન માનતી હોં ! હું તો સોહાગણ છું. જો આ મ્હારાં સાસરાની માળા, ને આ રહ્યા એ મારી છાતી પર ઝુલે ! ! પણ બાનું મ્હોંયે પડી ગયું છે. એયે રોયા કરે છે. બાપુએ ગમગીન બની ગયા છે. શું સાચેજ એ ગયા ? કેમ બને ? હું હજી જીવી શકું છું તો પછી એ ગયા એમ કેમ મનાય !

મસિયાઈ ભાઇ આવ્યો એ પણ બા પાસે રોતો હતો. એના એ મિત્ર થાય, એ કંઇ ખોટું ખોટું તો ન રૂએ ! પણ શું એમના જેવા આમ દયાળુ મુકીને જઇ શકતા હશે ? મને મુકીને એ કયાંય જાય અને તે હવે વિવાહ પાસે આવી પહોંચ્યા ત્યારે ! ! શું તું માનશે ? ના, ના, કાલે તો એ આવવાના ને હું એને પરણવાની ! !

... ... ... ... ...

છોકરીયો બધી ગાગરે ન્હાય છે ને બા મને ન્હવરાવતી નથી, બાયે કેવી છે ! ! સારૂં મુહૂર્ત વહી જાય છે. પછી તો કાળ ચોઘડિયું છે ! એ કંઇ મારા ભવિષ્યનો વિચાર નહિં કરતી હોય ! હું આ લખીને એને કહેવા જાઇશ. ત્યાં સુધીમાં કાળ નહિં આવે. આ આ કાગળ હમણાંજ પુરો કરૂં છું.

સાંભળ ! મ્હારાં માસીબા ખરખરો કરે છે. ને ભાઇ શું કહે છે ! હાય હાય હાય ! !

આ બધાં આવે સૌથી સારે દહાડે ખરખરો શું કરતાં હશે ? ખમ, હું દોડીને ધમકાવી આવું !

મ્હારૂં મગજ ફરે છે............

(૧૦)

અશાડ સુદ ૧૧.

બ્હેન ઉષા !

આજે એ વાતને પંદર દિવસે થઇ ગયા. આજે આઠ દિવસ થયા તાવ આવ્યો હતો. બહુ તાવ, પણ હું શા માટે શું ભોગવવા ઉઠી છું ? પ્રભુ મને રીબાવી રહ્યો છે. હું એની કૃતિનું આખું

વર્તુલ જોવા નથી માગતી. મ્હારે મન એ તુટી ગયું છે મ્હને તો ભગવાનનાં પોતાનાં મગજનું વર્તુલ તુટી ગયેલું લાગે છે; નહિંતર આવું કરે ? મણિબાઇ બાપુ વાત કરે છે—ગામમાં કોઇકજ કેમ કોલેરાના થાય; ઓચિંતા બપોરે એક વાગે ઉલટી થઇ, પોતે તરત ચેતી ગયા. એને બોલાવ્યો, અને મન ખોલીને કંઇ કંઇ વાતો કરી. હજી એના બાપુ તો કામેજ ગયેલા હતા. બા બ્હાર કાંઇ બનાવતાં હતા, ત્યાં ધીમેથી મ્હારો ફોટો કાઢી, છાતી પર રાખી, થોડીવાર નજર સામે રાખી આંખોમાં પાણી ભર્યાં, પછી પોતાના ફિક્કા પડતા હોઠે ચુમ્યો. આંખમાંથી આંસુ ખેરવતાં ભાઇને આપી દીધો. ત્યાંતો એનાં બા આવ્યાં અને બાપુયે આવી લાગ્યા. અર્ધા કલાકમાં શીતાંગ વળી ગયાં. છેલ્લાં વખતે એનાં બા અને બાપુને પ્રણામ કર્યા અને ભાઇ કહે છે, 'દેવિ જ્યોત્સ્ના' એટલું બોલ્યા ! ! હા.. ..... ભગવાન ! !

મ્હને રોઇ લેવા દે, મ્હારૂં હૃદય સુનું થઇ ગયું છે, જગત્ મને અંધારૂં સ્વપ્ન લાગે છે. મ્હને દુખીને પ્હેલો કાગળ લખતી વખતે મેં કુમુદ અને મહાશ્વેતાના યાદ આવેલાં સત્યવાનની પેઠે એ જડયા હતા. પણ સત્યવાનની પેઠે એમને પાછા લાવવા માટે તપ ક્યાં ? અરે રે અભાગણી ! ! હવે આખી જીંદગી તપવાને તૈયાર છું.

જો, દુનીયાં કેવી કઠોર છે. આ લખું છું ત્યાં ફઇબા બીજું ઘર શોધવાની ઉતાવળમાં પડયાં કરે છે ! ! બા કંઇ બોલતી નથી. એ એ વાત માનશે તો? શું મ્હારે બે ભવ કરવા પડશે? નાગર જ્ઞાતિમાં તો પુનર્લગ્ન નથી ને ? અને શું ચોરીમાં ચાર ફેરા ફર્યેજ લગ્ન કહેવાતાં હશે ?

હું મ્હારાથી બનતું કરીશ. બાને સમજાવીશ નહિંતર જીભ કચરી નાંખીશ. હવે નથી રહેવાતું !

હું વધારે નથી લખી શકતી. શું લખું ? છાતીએ કંઇક ડચુરા જેવું લાગે છે.

લી. ત્હારી
જ્યોત્સના.

( ૧૧ )

વ્હાલી બ્હેન ઉષા ! !

આ ત્હને કે કોઇને દુનિયામાં છેલ્લો કાગળ લખું છું હું પોતાને મરી ગયેલી માનું છું. અને તુંયે મ્હારૂં સ્નાન કરી નાખજે.

આપણી નિર્બળતાઓ અગણિત છે. મ્હારા જેવી નિર્બળ તો કોઇ નહિં હોય. સાવિત્રી મોત જાણતાં છતાં પરણ્યાં હતાં. હુંયે સોગન્દ ખાઇ કહું છું કે મોત જાણવા છતાં પરણુત અને આખી જીંદગી એમના દિવ્ય સંયોગમાં ગાળત. પણ આ સ્થિતિ વિચિત્ર છે. મ્હારે મન હું પરણી ચુકી છું. મ્હારા હૃદયમાં એ દેવતાજ બીરાજે છે પણ બા સમજાવે છે કે તેથી કુંવારા રહેવાથી સમાજમાં અનિષ્ટ દાખલો બેસે અને કોઇ સ્વચ્છંદી એ માર્ગને અધમ બનાવી મુકે. હૃદય કેમે માનતુ નથી. બુદ્ધિ કામ કરતી નથી. અત્યારે તો જડ પત્થર જેવી થઇ ગઇ છું.

... ... ... ...

કાલે મ્હારાં શરીરનાં પુનર્લગ્ન છે, આત્મા તો ક્યારેય ઉડી ગયો છે. સાધારણ બીજા પતિતો મ્હારા દેહના છે એટલે એમનાં મ્હારાં ચૈતન્ય સ્વરૂપની વધારે ઉણપ નજરે રહે એમ નથી લાગતું. જે થયું તે એનાં સારાને ! !

જે સ્વપ્ન જોયું છે તેની મીઠી યાદમાં અત્યારે દાઝી મરૂં છું. મૃત્યુ મ્હને મોક્ષદ્વાર જેવું દેખાય છે, એ બધું ભૂલવાનું નથી. અને હું નથી જાણતી એની જ્વાળામાં શેકાતી શેકાતી હું ક્યારે ક્યાં છુટીશ ? અત્યારે તો મરણ પછી યે મને એ અંગીકાર કરશે કે કેમ એ શંકા છે. મ્હારી નિર્બળતાનો એ દંડ બરાબર છે. પણ હું શું કરૂં ? મ્હારા શરીરની એમને જરૂર ન હતી. મ્હારો આત્માતો એમની પાસેજ છે. કાલે સાંજના ગોધુલિક સમયે મ્હારી ચિતા સળગવાની છે. અત્યારે તો એ માટે તત્પર બનેલી, મુંઢસમી, કંઇ બોલાયું ચલાયું હોય તો તારી માફી માગતી.

જીવતે મરેલી
સખી.

# નાગરમિત્ર.

ઇશ્વરની આપણા દેશ ઉપર મોટી કૃપા જાણવી જોઇયે કે આપણા દેશની સત્તા માયાળુ અંગ્રેજ સરકારના હાથમાં છે એ રાજ્યના નીતિ ભરેલા નિયમમાંથી આપણે કેટલા બધા સુખી છીયે. એવા રાજ્યની રાજસ્થાનીમાં જનારની નાગરો નિંદા કરી હવે પછે જવાનો અટકાવ કરવામાં પ્રયત્ન કરે એ કેવી નાદાની તથા ગાંડાઇ છે ! જે રાજ્યનું અન્ન આપણામાના ઘણા લોકોના પેટમાં છે જે રાજ્યે આપણા દેશના કલ્યાણને અર્થે કોટયાવધિ દ્રવ્ય ખર્ચી આ દેશના લોકોને વિદ્યાનો લાભ આપ્યો છે અને આપે છે, જે રાજ્ય પોતાની પ્રજા ઉપર પ્રીતિ રાખી તેમનું સુખ વધારવાની નિરંતર ફિકર રાખે છે, જે આપણા લોકોને મોટા મોટા અધિકાર આપે છે, એવા રાજ્યના સુંદરને પવિત્ર ધામમાં જવાને કોઇપણ પ્રકારે બાધ ન છતાં મુર્ખત્વ તથા મમતાથી મહા પાતક છે એમ કહેવાથી આપણે કેવલ કૃતઘ્ની થઇએ છીયે એટલુંજ નહિ પણ આપણું સંરક્ષણ તથા પાલન કરનારનું આપણે મોટું અપમાન કરીયે છીયે તેની સાથે આપણી હાલની તથા પછેની પ્રજાને નિરંતર નીચી સ્થિતિમાં તથા દુઃખી રાખવાને આપણે પોતેજ સાધન થઇએ છીયે. મોટું આશ્ચર્ય એ છે કે જેઓએ વિદ્યાનો પુર્ણ લાભ લીધો છે, જેઓ સદાચરણ તથા દેશાભિમાન રાખવા ઉપર મોટા મોટા નિબંધ રચે છે, જેઓ માંહે માંહે અધિકારે ચઢલા છે, જેઓને ઇશ્વર કૃપાથી સત અસત વિચાર કરવાની શકિત મળેલી છે તેઓ પણ પોતાનું કર્તવ્ય કર્મ ભૂલી જઇ એ પાપ કર્મમાં પોતે ભાગ લેઇ પોતાના મોટા નામને માન તથા વિદ્યાને લાજ લગાડે છે !

નિષ્પક્ષપાત બુધ્ધિથી વિચાર કરવાથી ધ્યાનમાં આવશે કે મુર્ખ લોકોએ વિના કારણે ઇગ્લાંડ જવાની વાત ભારે કરી નાંખી છે. વસ્તુત: ઇગ્લાંડ જવામાં કાંઇજ દોષ નથી. અને શાસ્ત્રી રીતે તથા દેશની રૂઢી પ્રમાણે ઇગ્લાંડ જનાર અવ્યવહાર્ય થઇ શકતો નથી. દેશાટનમાં દોષ છે એમ કેવલ મુર્ખ તથા અજ્ઞાની હોય તે માને. આપણે પાણિયારાના મુનશી બની આપણી પ્રજાને દુઃખમાં નાખવાનો વિચાર હોય તો ઉપાય નહિં

નાગરો ઉત્તમ કહેવાય, નાગરો શાણા કહેવાય, નાગરો મુત્સદી કહેવાય, નાગરોએ નિરંતર રાજ્યાધિકાર ભોગવેલો એવું છતાં હાલના નાગરો હતવીર્ય થઇ ગયા પોતે પોતાના હાથે પોતાનો ઘાત કરવા બેઠા છે. પોતાની પ્રજાને જન્મપર્યંત દરિદ્રતામાં નાખવાનો પોતેજ પહેલો ઉપાય કરી મુકે છે. આ સઘળું થવાનું કારણ કુસંગ છે આખો ભૂગોલ તે આકા શેઠનો કુવો તથા લાખા પટેલની પોલની અંદર છે. અને બાવલી પર તેની રાજધાની છે. એમ માની વૃથા કાલ કાઢનાર તથા પ્રેતાન્ન ખાઇપુષ્ટ થએલા ભિક્ષુક બટોના કુસંગથી નાગરો નિસ્તેજ નિર્લજ તથા નિર્દય થયા. સંગતિદોષ આવ્યા વિના રહેતો નથી. નાગરોની આવી દુર્બલ સ્થિતિ જોઇને ઘણો ખેદ થાય છે. અને તેમના ઉપર ઘણી દયા આવે છે. ઇશ્વર તેઓને સદ્બુદ્ધિ આપો

આ ઉપર લખેલી સુચના સ્વજાતિ ઉપર પ્રીતિ ભાવથી તેઓના માત્ર સુહિતને અર્થે કરીયે છીયે તેમાં કદિ કોઇ કઠીણ શબ્દ બોલાયા હોય તો સુસજ્જનો એ ક્ષમા કરશે એવી આશા રાખીયે છીયે.

આ નિબંધમાં લખેલા વિચાર, દુરાગ્રહી, મમતી, તથા અવિવેકીને કોઇ ઉપયોગના નથી, કારણ કે તેઓ એ વાત ઉપર લક્ષજ આપવાના નથી, તેઓ શાન્ત વૃત્તિ રાખીને વાંચી જોઇ નિષ્પક્ષપાત રીતે વિચાર કરે ત્યારે તો તેઓના ધ્યાનમાં પણ ખરૂં ખોટું શું છે તે આવ્યા વિના રહે નહી. પણ એ શુભ દિવસ કયાંથી? ઘણા ખરા તો નિંદાના રૂપમાં એ ઉપર એની ટીકા કરી એનો અનાદર કરશે, કોઇ એમ કહેશે કે એવા માણસો ઉલટો અર્થ કરી નિંદા કરશે ત્યારે આ નિબંધનું કોઇ ફલ નથી, તેનો ઉત્તર એટલો છે કે અજ્ઞાની નિંદા કરે તેની ચિંતા નથી પરંતુ સારા ઉપદેશ કરી લોકોને ચેતાવવાનો સર્વે સમજુ માણસોનો ધર્મ છે, તેમા આપણા ન્યાત ભાઇયોનો વિનાશ થાય એવો સમય સમીપ આવી પહોંચ્યો છતાં એ પ્રસંગે મુંગા રહેવું એ વિવેકી તથા શુભેચ્છુ મિત્રોનું લક્ષણ નથી. તો એનું કલ્યાણ થાય એવો સદ્ઉપદેશ કરવો તથા સન્માર્ગ બતાવવો એ વધારે અગત્યનું કામ છે.

તેમ કરવામાં કદિ કોઇ અવિવેકી નિંદા કરે અથવા માઠું લગાડે તો તેની ચિંતા રાખવી નહિ.

બીજું યદ્યપિ હવડાં નાગરોનો અસ્ત થવા બેઠો છે, પણ ઇશ્વર કૃપાથી કોઇ સમયે પણ તેઓનો પાછો ઉદય કાલ આવશે ત્યારે આ લખેલા વિચાર પ્રસિધ્ધ થએલો હોય તો હવે પછીની પ્રજા તે ઉપર ધ્યાન આપી શકે. તથા પોતાના પૂર્વજો કીચે કાલે કેવી સ્થિતિમાં અને કેવા વિચારના હતા એનું અનુમાન જાણવાને તેઓના હાથમાં મોટું સાધન થઇ પડે.

એમ તો નથી કહેવાનું કે હવડાના સમયમાં નાગરો કોઇપણ જ્ઞાનિમાન, તથા વિવેકી નથી. કેટલાક નાગરો જ્ઞાનિમાન, વિચારવાન, તથા વિચક્ષણ છે. લોકોપયોગી સારા સારા કામો ઉઠાવવાના વિચાર કરવાની તેઓનામાં સંપૂર્ણ શકિત છે, પરંતુ મોટામાં મોટી ખોડ એ છે કે ન્યાતની જુલમી સત્તાની સામા થવાની તેમનામાં મુદલ હિંમત તથા શકિત નથી. તેઓ પોતાની ભૂલ પોતે સમજે છે. તે છતાં મુર્ખ લોકોમાં શાણા કહેવરાવવા એ લોકોના અવિચારોને અનુસરતા રહી અન્ય લોકોની આગળ યુકિત પ્રયુકિતઓ બતાવી પોતાના દોષને ઢાંકી દે છે. આવા ખોટા વેશનો બુરખો પહેરવાથી કેટલાક સાધારણ સમજના તથા અજાણ્યા માણસો છેતરાય પણ વિચારવાન લોકોની આગળ એ ખોટો વેશ ચાલી શકતો નથી. ખરૂં રૂપ શું છે તે તેઓ તુરત સમજી શકે છે.

નાગરોમાં ટંટો ફીસાદ ઉભો કરવાની અપકીર્તિ અમદાવાદના ગૃહસ્થો માથે ચોટી ચુકી છે. તેઓની અયોગ્ય વર્તણુકથી તથા ટુંકા વિચારથી અમદાવાદ તથા સુરતમાં બે પક્ષ થયા બન્ને પક્ષને સમાન ગણવાની પ્રાચીન રૂઢી માત્ર સુરતને વાસ્તે અમદાવાદે તોડી. ક્રોધાવેશથી પ્રથમ તો સુરતની આખી ન્યાતનો ત્યાગ કરી બેઠા. ત્યાંના સંસર્ગીને ધર્મશાસ્ત્રી ઉપર પગ મુકીને ખોટાં ખોટાં પ્રાયશ્ચિત્ત કરાવ્યા એ પાપીષ્ટ કામ કરાવવા કેટલાક ગૃહસ્થોએ આગેવાની કરી. વળી પાછી પાઘડી ફેરવી નાખી સુરતના બે પક્ષમાંથી એક પક્ષવાળા સાથે સંબંધ રાખવા લાગ્યા. એ સર્વ વાતનો યોગ્ય વિચાર કરવાથી સર્વ

સુજ્ઞ જનોના જાણવામાં આવશે કે અમદાવાદના ને સુરતના બન્ને પક્ષને સમાન ગણવા પ્રાચીન રૂઢી તથા વૃધ્ધોના લેખને માન્ય કરીને પોતાનું સ્વતંત્રપણું સંભાળી રહ્યા છે તેમના ઉપર કેટલાક ગૃહસ્થો માત્ર ઇર્ષા તથા દ્વેષ ભાવથી તેમનાથી ઉલટા ચાલી સગા વ્હાલામાં કજીઓ વધારે છે. ધર્મનું કિંવા શાસ્ત્રનું નિમિત્ત હવે લેશમાત્ર રહ્યું નથી.

નાગરોએ પોતાની મર્યાદા મુકી દીધી. નાગરો પોતાની સ્વતંત્રતા ખોઇ બેઠા. નાગરોએ દુરાગ્રહથી ખોટી મમત બાંધી પોતાની મેળવેલી પ્રતિષ્ઠાને હાની પહોંચાડી, નાગરોએ મિત્રોને શત્રુ માન્યા. અંતે કહેવાને ભારે દિલગીરી લાગે છે કે નાગરોએ પોતાનો વિધ્વંસ પોતાના હાથે કરવા કુસંપ કજીયાના નાશ કારણ વૃક્ષનું મુળ ન્યાતમાં રોપ્યું છે.

હે નાગર મિત્રો, કુસંપથી કલેશ વધે છે. કલેશ વધવાથી બુધ્ધિ ભ્રષ્ટ થાય છે, બુધ્ધિ ભ્રષ્ટ થવાથી મ્હોટો વિનાશ થાય છે.

હે નાગર મિત્રો, તમે પોતાની હાની પોતાને હાથે શા વાસ્તે કરો છો? જેઓની સાથે કાંઇ સ્નેહ સગપણ નથી, જેઓની સાથે કન્યા વ્યવહાર નથી, જેઓ તમારા શુભેચ્છુ તથા સુખ દુઃખના ભાગી નથી તેઓની સાથે સંબંધ રાખી રહ્યા છો અને સગા સંબંધીનો ત્યાગ કરો છો.

હે નાગર મિત્રો, હજુ વિચાર કરવાનો સમય છે. ગયેલો સમય ફરી હાથ આવવાનો નથી. હે પ્રિય મિત્રો, ભાઇઓ. તથા સ્નેહીઓ, ઇશ્વર ન કરે ને જો આ કલેશ રૂપી વૃક્ષનું મૂળ મોટું થયું તો તેની ડાળીઓ વંશપરંપરા વૃધ્ધિ પામી પરિણામે સ્નેહપાસ છુટી જશે. માટે એ નાશકારક પરિણામનો અટકાવ કરવાનો સુજ્ઞ તથા વિવેકી જનોએ ઘણોજ ઉતાવળથી વિચાર કરવો ઘટે છે.

હે નાગર મિત્રો, આ સંસાર સ્વપ્નવત્ છે, આપણો દેહ નાશવંત તથા ક્ષણભંગુર છે, આપણે મિથ્યા મોહ, મમત તથા તથા અભિમાન રાખી કેવળ કર્મ બંધન થઇયે છીયે. મનુષ્ય જાતિ

ઉપર એક બીજાએ પરસ્પર પ્રીતિ રાખી અન્યોઅન્ય સહાય થવું એ આપણો મુખ્ય ધર્મ છે.

તેથી વિરૂદ્ધ આચરણ ચાલવાથી આપણે ઇશ્વરની આજ્ઞાઓ તોડીએ છીયે. કાલ માથે ભમે છે. સંસારમાં સારી કે ખોટી કીર્તિજ રહેવાની છે; આ દુનિયામાં આપણે થોડા દિવસના મુસાફર છીયે. પશુઓને પણ પોતાની સ્વજાતિ ઉપર પ્રીતિ હોય માટે આપણે આપણી સ્વજાતિ પરથી પ્રીતિ ઉઠાવી દેઇયે તો પશુ કરતાં પણ આપણે નીચા કહેવાઇયે અને ઇશ્વરના મોટા અપરાધી થઇયે છીયે. કુકર્મનાં માઠાં ફલ ભોગવવા આપણી સાથે બીજું કોઇ આવનાર નથી આપણે પોતેજ ભોગવવાં પડશે.

માટે હે આર્યવર્ય નાગર મિત્રો, અંતે એટલીજ વિનય પૂર્વક વિજ્ઞપ્તિ છે કે તમે ધર્મશાસ્ત્રોને તથા તમારા વૃધ્ધોના નામને તથા પ્રાચીન રૂઢીને માત આપી તમારામાંથી કુસંપના વૃક્ષનું મુળ ઉખેડી નાખો. તમારા ન્યાતીલાને તમારા ભાઇવત ગણો, કોઇ મનુષ્યને જન્મ સુધી ખરાબ કરવાના દુષ્ટ સંકલ્પો મનમાંથી કહાડી નાખો, આપણા ન્યાત ભાઇઓનાં એક બીજાના સુખ દુઃખના ભાગી થાઓ હવડાં તથા આગલ ઉપર આપણી પ્રજાનું કલ્યાણ તથા અભ્યુદય થવાના રૂડા તથા ઉત્તમ માર્ગનો વિચાર કરી તે સિધ્ધ થવાનો સદુપયોગ કરવામાં સત્વર થાઓ.

સેવટ ઇશ્વર પાસે એટલું માગવું છે કે, નાગર મિત્રોનાં મન ઉપર અંધકાર તથા અજ્ઞાન વ્યાપ્ત થયું છે. તે દુર થઇ તેઓના ચિતમાં સદ્વિચારપ્રકાશ કિરણો ઉદય થાય, તથાસ્તુ.

તા. ૨૯ અકટોમ્બર, ૧૮૬૯. [પુર્ણ.

મા‍ર્કંડરાવ રતનલાલ ધોળકીઆ.

# નરનારીધર્મવિવર્તનવાદ.

સ્ત્રી જાતીને માન આપવું, વિદુષીઓને પૂજનીય ગણવી, સ્ત્રીઓના સુખ માટે પુરૂષોએ સ્વાત્માર્પણ કરવું શારીરિક મહાશ્રમમાંથી યથા શક્તિ તેને વિશ્રાન્તિ આપવી, તેમનું રક્ષણ કરવું તેમના પોષણ માટે અનેક પ્રકારની ચિન્તા તથા શારીરિક તપશ્ચર્યાને આનંદથી સ્વીકારવી, આ સર્વ તો આર્ય પુરૂષોના પરંપરાથી સ્વિકારયેલા ધર્મો તથા ઉચ્ચ ગ્રાહ્ય છે, અને તે યત્ર નાર્યસ્તુ...તથા ગુણાઃ પૂજા સ્થાનંથી...માંડીને નબળો ધણી... સુધી સર્વ સમયે લોક માન્ય કથનોમાં પ્રતિબિમ્બિત થયેલા છે. પરંતુ આજકાલ તો ગુજરાતમાં ' સ્ત્રી પુરૂષના સરખા હકક " એ પ્રશંસનીય સુત્રનો અનર્થ પ્રચલિત થવા લાગ્યો છે અને તે એ કે " સ્ત્રીએ પુરૂષનું કામ કરવું તથા પુરૂષે સ્ત્રીનું કામ કરવું."

આની ઉથલપાથલના પ્રયત્નો યુરોપ તથા અમેરિકામાં થઇ ગયા અને મહા બુધ્ધિશાળી તથા સ્વાતંત્ર્ય માટે આમરણાન્ત લઢનારી સ્ત્રીઓ પોતાની ભુલ સમજી છે. સ્ત્રીઓની આવી વૃત્તિ થવાનાં અનેક કારણો કલ્પાય છે. કેટલાક સ્ત્રીઓને કેળવણી આપી તેને તો કેટલાક પુરૂષ જેવી કેળવણી આપી ત્હેને કારણ ગણે છે: કેટલાક પુરૂષે પર બાહ્ય સંસારના વધતા જતા બોજાને લીધે આવેલી દુર્બળતાને આગળ તથા કેટલાક આ વૃત્તિને પ્રત્યાઘાત (Reaction) ગણે છે.

એક માન્યતા એવી છે કે " આ વૃત્તિ તે Insanity (જંતુ) થી થતા રોગનું લક્ષણ છે. એ બે કડીરીયા વૈભવ વસ્તુ અથવા

ગ્રંથદ્વારા સ્ટીમરે ચઢીને યુરોપથી આવ્યો છે. ગ્રંથસ્થ બેક્ટીરીયા વૈભવસ્થ કરતાં ઓછો અપરાધી હોય છે. ઘણીવાર ગ્રંથસ્થ બેક્ટીરીયાની સાન્નિધ્યમાંજ એન્ટી ગ્રંથદ્વારા એન્ટી બેક્ટરીયા, બેક્ટરીયા સાથેજ મુસાફરી કરતો તેની પાછળ પડ્યો હોય છે. વૈભવસ્થ બેક્ટીરીયા ઘણોજ ભયંકર હોય છે. એ બેક્ટરીયા ચરબીમાંથી પોતાનાં પોષણ તત્વો આકર્ષે છે. તથા માત્ર સામાન્ય ટેમ્પરેચરમાંજ જીવી શકે છે. સ્વશક્તિ, મહામુલ્ય, અસંયમ, અતુલ, વૈભવ, ગુપ્ત રહસ્યનું અજ્ઞાન, પાશેરના પાત્રમાં રેડેલી પાંચ શેર પ્રશંસા, અક્કલને અભાવે નકલનો શોખ, જુના પ્રત્યે તિરસ્કાર વૃત્તિ કુપમડુક વૃત્તિ જોડે સંયુક્ત કરેલી કોલંબસ વૃત્તિ, ઇત્યાદિ પરિબલોથી ઉત્પન્ન થયેલી માનસિક સ્થિતિને લીધે જ્યારે મગજ ખોખરૂં થઇ જાય છે ત્યારે આ બેક્ટીરીયાનો પ્રવેશ થઇ ચેપ લાગે છે અને દહાડે ના વધે એટલો રાતે વધે અને રાતે ના વધે એટલો દહાડે વધે એટલી ત્વરાથી તેની વૃધ્ધિ થાય છે. એનો વ્યાધિકાલ ઘણીવાર લગ્ન થતાં સુધીનોજ હોય તો કેટલીકવાર બે ત્રણ પેઢીઓ સુધીનો લાંબો હોય છે. ઘણીવાર પૃથ્વીની માટીમાંથી સરતો એન્ટી બેક્ટીરીયા મળી આવે છે. અને ઘણી સ્ત્રીઓ જમીન પરની માટી લઇ દશ બાર વાસણો સાથે ઘસવાથી ઉપરોક્ત એન્ટી બેક્ટરીયાની Natural process (નૈસર્ગિક ક્રિયા) થી રોગ મુક્ત થઇ છે. યુરોપમાં લડાઇ વખતે માખણ પર સંયમ હતો તથા લડવા માટે પુરૂષોને ફરજ પાડવામાં આવી હતી. તેથી ચઢેલી ચરબી ઉતરાવનારો સંયોગ ઉત્પન્ન થવાથી તથા ગભરાટને લીધે ટેમ્પરેચર ઘણી ઉંચી જવાથી ઘણી ખરી સ્ત્રીઓ બેક્ટરીયામુક્ત થઇ હતી. કેટલાક કેસોમાં બોમ્બ પડવાથી ગર્ભવંતી સ્ત્રીઓ ઓચિન્તા છુટા છેડા થવાથી ડીલીવરીમાં ઘણાં રોગનાં મુળતત્વો નાબુદ થાય છે, તેમ આ મહારોગથી વિરામ પામી હતી."

આવી રીતે અનેક પ્રકારની માન્યતાઓ છે. ઘણા ખરા પુરૂષોને આ પ્રશ્ન સુજ્યો નથી. આ પ્રશ્ન ઊઠાવવાનું માન સ્ત્રી જાતિનેજ ઘટે છે. એકંદરે જેટલી ત્વરાથી સ્ત્રી વિદ્યાર્થીઓ કૉલેજ

વ્યક્ષેત્ર સોંપવા પુરૂષોએ તત્પર થવું જોઇયે પણ બદલ બદલને નામે અતિક્રમણ નહિં ચાલે. "સ્ત્રી જાત" કરીને અત્યારે જે સહાય્ય, રક્ષણ, સભ્યતા તથા પ્રથમ હકકનો લાભ મળે છે તેની આશા પછી સ્ત્રીઓએ ન રાખવી જોઇયે એટલુંજ નહીં પણ લાચાર પુરૂષ માણસતી જાતનું કોઇ અપમાન ન કરે કોઇ લફંગી જૈરી એને ઉચકી જાય નહીં, કોઇ એના સામું ટગર ટગર જુએ તેથી એનું કાળજું ફટકી જાય નહીં, એ ન્હાતો હોય ત્યાં કોઇ આવે જાય નહીં. અને દાંતથી ડોરે પકડી ગંજીફરાક બદલતો હોય ત્યારે કોઇ લોફર જૈરી સીસોટી વગાડી એને ગભરાટથી નસાડે નહીં. ટોપીનું માપ લેતે લેતે કોઇ દરજણ એનો મુકો ઉપર આંગળી સરકાવી દે નહીં. વિગેરે બાબતની ખાસ કાળજી સ્ત્રીઓએ રાખવી જોઇશે.

કર્તવ્યક્ષેત્રની અદલ બદલ થયે કદાચ એમ બને ખરૂં કે સાસુનો પરોક્ષ પરભાર્યો અને ત્રીજા પુરૂષમાં ઉચ્ચારાયલો ટાણો સાંભળતાં હીસ્ટીરીયા આવી જાય એવી પ્રકૃતિ વાળી સ્ત્રીઓ, ઉપરી અમલદારોનો "you bloody fool" જેવો આઘાત સહી ન શકે અથવા મહાસામર્થ્યથી તે અપમાન ગળી જાય ત્હોયે જે સ્હેલાઇથી પુરૂષ હસતું મ્હો રાખીને "yes Sir" કરીને છાતી કહાડીને ઉભો રહે છે તે સ્હેલાઇથી તેવા પ્રસંગ સ્ત્રીઓથી પાર પાડી ન શકાય. કદાચ એમ પણ બને કે ઘણાં વખતથી ધક્કા મુકકી ખાતો ગળીયો થઇ ગયેલો જડ બળદ પુરૂષ ઘરના સ્હેલા કામમાંયે પરોણીને ના ગાંઠે અને કટુ અનુભવ થયે ફરી અદલ બદલ કરવાની સ્ત્રીઓની સુચનાને કોઇયે ના આપે.

અત્યારે તો મારો પ્રયત્ન સ્ત્રી પુરૂષના કર્તવ્ય ક્ષેત્રની અદલબદલમા કુદરત કેટલે અંશે અંતરાયરૂપ થઇ શકે તે સંબંધી આપણી મહા વિદુષી બ્હેનનો વીચાર કરી શકે એટલા માટે કેટલીક જાણવા જેવી હકીકતોનું સંગ્રહ કરવાનો છે. પ્રસ્તુત વિષય શિવાય પણ ત્હેની ઉપયોગિતા છે.

માર્કંડરાવ રતનલાલ ધોળકીયા. જ્યેષ્ઠ

૧૯૮૩

બાળક કે બાળકીને ૧૨ વર્ષ થાય ત્યાં સુધી તો આપણી ઉથલપાથલીયણુ બ્હેનો માટે ફતેહના ડંકા છે. બાળકને એક "સુન્દરી" જેવાના હાથમાં સોંપી દીધો કે "સાત બાયડીનો એક બાયલો-બા-બાયલો" તૈયાર થશે. આવાં ઉત્તમ રત્નો ઉપજાવવામાં ઇશ્વરી અનુકૂલતા પણ છે. બાળકીને પટવર્ધન સર્કસના પ્રોફેસર અચ્યુતરાવના હાથમાં સોંપી કે વાઘ ઉપર સ્વારી કરે એવી વીરાંગનાઓ પણ તૈયાર થશે. લાંબી લાંબી વાતો કરનારના મ્હોમાં કાચર મારી શકાશે. છોકરાને ડાબો પગ પહેલા ઉપાડવાની ટેવ પગમાં સોટી ચમચમાવીને ભુલાવી દેવી જોઇએ. કે જેથી જુના વિચારોને પોષણ ના મળે અને "વામાંગિ" નામની યાદગિરિ આપી સ્ત્રી પુરૂષની જુની શીયરી અદાવવાને બંડખોર પુરૂષોને બારૂ ના મળે. છોકરો નઠોર મારખાઉ હઠી ર્‌હેને ચતુર શરમાતી ઝટ શીખી લેતી કહ્યાગરી ડાહી દેવ જેવી, જરા વઢે તો રડી પડે એવા પોચા કાળજાની છોકરી જેવો બનાવવો. જરા કઠણ કામ થઇ પડે ખરૂં, તેમજ છોકરીને સૌન્દર્યની વિશેષ સંભાળની, ઓછું અગાવવી, રીસાળ વેડાની બ્હીકણુપણાની, ટેવા ભુલાવી, કુસ્તી દોડાદોડી, ખંખેરી નાંખવાની વૃત્તિ ઇત્યાદિનો અભ્યાસ કરાવવો એ પણ જરા અઘરૂ થઇ પડે. પણ આવો મોટો ભગીરથ પ્રયત્ન આવી ક્ષુલ્લક વિટંબનાઓથી છોડી દેવાય નહીં.

બાર વર્ષ સુધી તો ધપાવી શકીયે પણ બાર તેર બહુ હદ થાય તો ૧૫ વર્ષે છોકરો તે છોકરો અને છોકરી તે છોકરી એવો નારી જાતિના દ્વેષ્ટા તથા નરજાતિના પક્ષપાતી પરમેશ્વરનો ભેદ બાર વરસ સુધીની મહેનત અને કર્યું કારવ્યું ધુળમાં નાંખે એમ છે. પણ જેવો અમને દોષ દેવાનો નથી તેવોજ પરમેશ્વરને દેવાનો નથી. અમારા પરમેશ્વરનેયે સ્ત્રી બનવું ઘણું ગમે છે. કૃષ્ણ ઘણીવાર રાધા બનતા; અમનેજ ક્યાં ઓછું ગમે છે ? અમે યે મુછો કઢાવી નાંખીયે છીયે ઘરમાં બારણાં વાસીને સાડી પહેરીને નાચીયે એ તો જાણે ઠીક છે, પણ શોરીપલ ગેધરીંગમાં સ્ત્રી પાર્ટ લેવા માટે તડાપડી કરીયે છીયે. બાનુની થવું કોને ના ગમે ! આખી દુનીયાને ડોલાવનારો રાધાને જઇને પગે લાગે. અલબત્તો દીવાનગીરી સુધી પહોંચેલા આપણા

પગ પકડી ક્ષમા માગે કંઇ કંઇ મીઠી મધ્ડી વાતો કરીને મનાવે; આપણે તો બોલવાનુયે નહીં. જેમ જેમ મનાવતા જાય તેમ તેમ ઉલટા ભ્રકુટી વધારે વક્ર કરતાં જઇએ અને જ્યારે પ્રેમરસ Climax (ટોચ) પર પહોંચે ત્યારે જોરથી આલિંગન દઇ તેના સ્કંધ પર શીર્ષ લટકતું નાખી દઇએ એટલે લાખો ગુન્હા માફ. આ તે કોને ના ગમે ? વ્યંડળનેજ નહીં, પુરૂષો પેઠે સ્ત્રીઓમાં પણ વ્યંડળ થાય છે. તેમને પણ ઉપરોક્ત પ્રેમ કેલિમાં કંઇ રસ જેવું લાગતું નથી. તેમને "પુરૂષોને મારો–ન પુરૂષી પૃથ્વી કરો." એમ થઇ રહ્યું હોય છે. જન્મથી વ્યંડળ ન હોય પણ ગર્ભાશય કઢાવી નાંખવાથીજ સ્ત્રીઓને પુરૂષો પ્રત્યે ધિક્કાર આવી જાય છે. તો જન્મવ્યંડળ સ્ત્રીઓને જેટલો ધિક્કાર ન હોય એટલો ઓછો. હજીયે એટલું સારૂ છે કે પુરૂષોને ધિક્કારવાનો ઉપદેશ કરનારી બ્હેનો વસ્તીપત્રકમાં વધારો કરવાની પરમેશ્વર પર દયા રાખી રહી છે. બાકી ક્યારનીએ એની માડી વલે થઇ ગઇ હોત.

[ અપૂર્ણ

# જ્ઞાતિસમાચાર.

સર લલ્લુભાઇને તેઓ સર થવા માટે, મુંબઇ વડનગરાનાગર-મંડળ તરફથી તથા ડૉ ગુણવંતરાયને તેઓ એમ. ડી. થવા માટે મુંબઇમાં વસતા હાલારી નાગરો તરફથી તથા મું.વ.ના.મંડળ તરફથી માનપત્ર આપવામાં આવ્યાં છે.

રા. રા. રાજેન્દ્રલાલ સૌ. દલાલ જે. પી. થયા છે.

રા. રા. વસંતરાય હ. વછરાજાની એમ. એ. એલ. એલ. બી. આસિ. લીગલ સેક્રેટરી થયા છે.

જુનાગઢના વયોવૃધ્ધ અને પૂ. રા. રા. જાદવરાય હરિશંકર વસાવડાનું અવસાન થયું છે. મર્હુમ નાગરી નાતના પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. પૂર્વકાળમાં તેઓ કાઠિઆવાડના એક રાજદ્વારી પુરૂષ હતા. ઉત્તરકાળ તેમણે બ્રહ્મચિન્તનમાં ગાળ્યો હતો. તેઓ પોતાની પછવાડે બે તેજસ્વી પુત્રો અને મોટું કુટુમ્બ મુકી ગયા છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો.

ગ. રા. છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી બી. એ. એલ. એલ. બી. જસદણના કારભારી રૂ. ૫૦૦ થી નીમાયા છે.

રા. બા. કેશવ હ. ધ્રુવને દિવાન બહાદુરનો ખિતાબ મળ્યો છે.

રા. રા. મા. ગ. ધોળકીઆ કરાંચીમાં, સ્પેશીઅલ લેન્ડ એક્વીઝીશન ઓફીસર નીમાયા છે.

રા. રા. ડૉ ભાસ્કર રૂ. અંજારિયા એમ. બી. બી. એસ. કરાંચીમાં જેલના મેડીકલ ઓફીસર નીમાયા છે.

રાવસાહેબ મુકુન્દરાય વીરશંકર ઉનાકરને મુંબઇવડનગરાનાગર-મંડળે તથા જોડિયાના નાગરોએ, તેઓ રાવસાહેબ થયા માટે માનપત્ર આપ્યું છે.

નાગરિક ત્રૈમાસિક

## જ્ઞાતિસમાચાર.

રા. રા. જયંતિલાલ માધવરાય બક્ષી મહારાજા જામસાહેબના આસિ. પ્રાઇવેટ સેક્રેટરી નીમાયા છે.

મુંબઇ યુનિવર્સિટિની જુદી જુદી અંતિમ પરીક્ષાઓમાં, **અમારી જાણ મુજબ,** નીચેના નાગરો વિજયી થયા છે.

એમ. એ.

રા. રા. ડોલરરાય રંગીલદાસ માંકડ.

(સેકન્ડ ક્લાસ)

રા. રા. ચંદુલાલ અમૃતલાલ બુચ.

(રાજકોટ વાળા)

રા. રા. શામભાઇ રૂ. વસાવડા.

બી. એસ. સી.

રા. રા. ત્ર્યંબકલાલ દુ. ધોળકીયા.

એલ. એલ. બી (પહેલી)

રા. રા. દિનકરરાય સા. અંજારિયા.

બી. એ.

રા. રા. ડોલરરાય છે. માંકડ.

રા. રા. શંકરપ્રસાદ સી. માંકડ.

રા. રા. રામપ્રસાદ બળવંતરાય છાયા.

રા. રા. ભાનપ્રસાદ જેશંકર વસાવડા,

રા. રા. વસંતરાય છે. પંડયા.

રા. રા. પ્રમોદરાય ગુ. માંકડ

રા. રા. જયપ્રસાદ સી. બુચ.

## ૧. ગત ચરણ.

ગયા ત્રણ મહિનામાં આપણી જ્ઞાતિમાં ધ્યાન ખેંચે એવા કેટલાક કિસ્સા બન્યા છે તેને વિશે અહિં લખવું પ્રાપ્ત થાય છે. કોઇપણ નાત, અખિલ સમાજનું એક અંગ છે તે વાત હમેશાં નજર પાસે રાખવી ઘટે છે, અને એટલાજ માટે, નાતને લગતા પ્રશ્નોનો વિચાર કરતાં, સમાજના સામાન્ય બંધારણને અનુરૂપ હોય તેવા નિર્ણયો કરવા જોઇએ. અત્યારે હિન્દુસંસાર ક્રાન્તિકારક અવસ્થામાંથી પસાર થયો છે. અને માટેજ દરેક નિર્ણયમાં આપણી દ્રષ્ટિ વિશાળ રહેવી જોઇએ

### ભાવનગરની નાત અને સમુદ્રયાન.

સર લલ્લુભાઇ વિલાયતથી પાછા આવ્યા પછી, તેમણે અભક્ષ્યભક્ષણ કે અપેયપાન કર્યું નથી એવું જણાતાં, ભાવનગરની નાતે કાશી કે કર્નાળીમાં જઇ, પ્રાયશ્ચિત્ત કરી, ત્યાંના બ્રાહ્મણોનું પ્રમાણપત્ર તેઓ લાવે તો તેમને પંક્તિયોગ્ય ઠરાવ્યા છે પરદેશગમન ઉપર મર્યાદાઓ મુકવાથી, આપણો સામાજીક વિકાસ થવામાં વિલંબ થાય છે તે હવે બધા કબુલ કરે છે. રૂઢિવાદીઓ માત્ર રૂઢિને આગળ કરી તે મર્યાદાઓ જાળવે છે પરદેશગમન વિરૂધ્ધ અંતઃકરણ પૂર્વક લાગણી રાખનારા આજે ઘણાજ થોડા છે તે નિર્વિવાદ છે છતા તેના વિરૂધ્ધની લાગણીને બહુમતિનો ટેકો હોય તેવો દેખાવ થઇ રહ્યો છે તે આપણી શિથિલ અને બાયલી મનોદશા બતાવે છે.

. ગુજરાતે-ગુજરાતની નાતે-આ બેડી તોડી નાખી છે. આજે વર્ષો પછી ભાવનગર જાગ્યું અને ભગ્નહીન મનોદશાને ખંખેરી નાખી.

બે માનપત્રો.

સર લલ્લુભાઇને તેઓ સર થયા તે માટે અને ડૉ. માંકડને તેઓ એમ. ડી. થયા તે માટે અપાયેલાં માનપત્રો જ્ઞાતિસમુહની બે જાતની પણ એકજ દિશામાં વહતી મનોદશા સૂચવે છે. જાહેર માન મળે તે અને વિદ્યોપસાનામાં આવી ઉચ્ચ પદવી મળે તે બન્ને કિસ્સા ખરેખર માન લેવા લાયક છે. માનપત્રો આપવાની વિરૂધ્ધ દલીલ કરનારા, આપણી નાત તો એટલી બધી ઉંચી છે કે તેના આવા વિજયો નવાઇભર્યા ન લાગવા જોઇએ એવી દલીલો કરે છે. પણ એમ શબ્દાર્થીજ નાકનું ટેરવું ઉંચું રાખનારાને સત્ય તરફ નજર કરવાની ખાસ વિનંતિ કરવી પડે છે અને એ દ્રષ્ટિએ આવાં માનપત્રોથી આવી ઉચ્ચ સ્થિતિએ પ્હોંચવામાં માન છે અને એવા બીજા ખ્યાલો પેદા થાય છે અને ભવિષ્યની પ્રજામાં અપૂર્વ ઉત્સાહ રેડાય છે. અમને તો એમજ લાગે છે કે આ માનપત્રો આપણી જ્ઞાતિની આગળ વધવાની ધગશજ બતાવે છે. " માર્કંડેય. "

૨. પ્રાસંગિક સૂચનો.

નાગર પરિષદમધ્યસ્થ મંડળને

અખિલભારતવર્ષીયનાગરપરિષદને ભરાયાને આજે એક વર્ષ થઇ પણ ગયું, એક વર્ષ જેટલા ગાળામાં પરિષદના મધ્યસ્થ મંડળે શું કામ કર્યું તે જાણવાને જાહેર સમાજ બહુ ઉત્સુક છે. મધ્યસ્થમંડળ નીમાયા પછી, પરિષદના ઉદ્દેશોને આગળ ધપાવવામાં, કેવાં પગલાં લેવાયાં છે તેની, અમને તેમજ બીજા ઘણાઓને, ખબરજ નથી. શાન્ત મહાસાગરમાં એકાદ વંટોળિયાનાં તોફાનને લીધે જેમ ઘડીક મોજાંઓ ઉછળી રહે તેમ, આપણી જ્ઞાતિની આટલાં વર્ષની માંદગી ભરેલી શાન્તિમાં પરિષદ્-રૂપી મોજાંનો ઉછાળો આવી ગયો. તે ઉછાળાની અસર સમાજ ઉપર શી થઇ તે વિચારવાને આજે બહુ થોભવું પડે તેમ નથી. માંદગી ભરેલી શાંન્તિમાંથી અચાનક ઉછાળો મારનાર બમણાં જોરથી પથારીવશ થાય તેવી સ્થિતિ આપણી થઇ

લાગે છે. માટે મધ્યસ્થ મંડળના મંત્રીઓને ચંચળ થવાને વિનંતિ કરવી પડે છે

## અખિલ નાગર સમાજને.

અન્યત્ર સૂચવ્યા મુજબ નાગરોની જ્ઞાતિનાં જુદાં જુદાં મથકોના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને મર લલ્લુભાઇને લગતા ભાવનગરના ઠરાવો વિષે મતો મોકલાવવા અમે વિનંતિ કરીએ છીએ.

પરિષદનાં મધ્યસ્થ મંડળે હાથમાં લેવાનું હતું તે કાર્ય—વસતિપત્રકનું—જો 'નાગરિક' હાથમાં લે તો તેમાં મદદ કરનારા યુવાન બંધુઓ અમને તેવી ખબર આપે એમ વિનંતિ છે. જો દરેક જગ્યાના અમુક બંધુ આ કામ ઉપાડી લે તો કામ સરળતાથી થોડા સમયમાં થઇ શકે.

તા. ક.—દ્હેલી એલ. એલ. બીમાં રા. રા. નરેન્દ્રલાલ નવનસુખલાલ પંડયા પાસ થયા છે. નથા નર્મદાશંકર પ્રાઇઝ મેળવી શક્યા છે.

# અભિપ્રાયો.

"આપનું માસિક કેવળ નાગરને માટેજ નહિ. પણ નાગરિકને માટે હોઇ નામ સાર્થક કરે છે. એના લેખ - જ્ઞાતિની ભૂમિકાના જે છે, તે પણ ઉંચી પ્રતીના છે." રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

"તે ગમ્યું છે." રા. રા. નરસિંહરાવ ભોળાનાથ

"આ પ્રથમ અંક બહુ ઉત્તમ નીકળ્યો છે. એમાં કાંઇ શક નથી.'

**રા. રા. માનશંકર પીતાંમ્બરદાસ મ્હેતા**

એજ કોટિનું પણ કંઇક વધારે મનનીય તે સંગીન લેખ અર્પતું નાગરિક ત્રૈમાસિક, કરાંચીથી બહાર પડે છે. બીજાં નિઃસત્વ જ્ઞાતિપત્રો આગળ આ બન્ને ત્રૈમાસિકો ઉજળાં દ્રષ્ટાન્ત છે.

સૌરાષ્ટ્ર તા. ૨૪-૭-૨૬

ગુમાવેલું સંસ્કારિત્વ જે વડે પોષાય તેવીજ ચર્ચા પોષવાનો આ ત્રિમાસિકનો ઉદ્દેશ સ્તુત્ય છે. મુદ્રણ અને ગેટઅપ સુંદર અને આકર્ષક છે. ધી ગુજરાતી તા. ૨૫-૪-૨૬

"કોમી માસિકોમાં સૌથી ઉંચે નંબરે આવે એમ મ્હને લાગે છે. લખાણોના વિષયોની પસંદગી પણ ઉપયોગી અને સુંદર છે."

**શ્રી. સૌ. જ્યોત્સના શુકલ**

"નાગરિક માત્ર નાગરોનુંજ નહિ પણ સર્વ નાગરિકોનું પત્ર બને એમ કરવા આપે પ્રયત્ન કર્યો છે તે પણ બહુ યોગ્ય છે....... સંતતિનિયમન જેવા ગંભીર પ્રશ્ન વિષે લેખો પ્રસિધ્ધ કરવાની આપે શરૂઆત કરી છે તેથી મને બહુજ આનંદ થયો છે. નાગર બ્હેનો પોતાના કડવા મીઠા અનુભવો પત્ર રૂપે (ગમે તો સહી વગર) પ્રસિધ્ધ કરે તો બહુ લાભ થાય. **શ્રી. સૌ સરોજીની મ્હેતા**

"નાગરિકનું બીજું વર્ષ ફાગણમાં (? માગશરમાં)જ બેઠું ત્યાં લગીના પાંચ અંકોમાં તેણે આખા પ્રાંતના પત્રકારિત્વમાં સારો હિસ્સો આપ્યો છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. ઉત્સાહભર નવીન દ્રષ્ટિ, વિદ્વાન પ્રૌઢ વિચારને વરે ત્યારે કેવું સર્વાનંદકારી ફળ નીપજે, તેનો 'નાગરિક' જીવતો જાગતો દાખલો છે." કૌમુદી, પુ. ૩. અં. ૩.